દુસરી આરતી દ્વાદશ દેખ્યા, પરંહંસ સંપુરણ પેખ્યા ॥ ૨ ॥
તીસરી આરતી તીન ગુણ ત્યાગ્યા, સતશબ્દ સબ ઘટમે જાગ્યા ॥ ૩ ॥
ચોથી આરતી ચીત ભયા ચોખા, ભરમ કરમકા ભાગ્યા ધોખા ॥ ૪ ॥
પં[illegible] આરતી પીયા ઘર આયા, ગુરૂ પ્રતાપે ગગન જગાયા ॥ ૫ ॥
[illegible] આરતી છોત મીટાયા, અગમ અગોચર ઘરમેં પાયા ॥ ૬ ॥
[illegible]મી આરતી સતવ્રત છાયા, અગમ તીરથકા પેડા પાયા ॥ ૭ ॥
[illegible]ઠમી આરતી જુઠ પસારા, રોમ રોમમે પરી બ્રહ્મ પ્યારા ॥ ૮ ॥
[illegible]મી આરતી નામ જપાયા, અનભે આપા અલખ લખાયા ॥ ૯ ॥
[illegible]મી આરતી દેવદળ જાગ્યા, જીવ શીવકા સંશય ભાગ્યા ॥ ૧૦ ॥
એકાદશમી આરતી સબ ઘટ દેખ્યા, સોહે સાહેબસો સઊમાં પેખ્યા ॥ ૧૧ ॥
[illegible]રમી આરતી શુધ પ્રકાશા, ભાણ શબ્દ સતગુરૂકા દાસા ॥ ૧૨ ॥

———:o:———

## સાખી

ભાણ કહે ભટકીશમાં, મથી જોને માંહી
સમજીને સુઇ રહેતો, કરવું નથી કાંઇ ॥ ૧ ॥
[illegible]ચે એ બીજો નહી, પરમેશ્વર પોતે
અજ્ઞાની તે આંધળો, અળગો જઇને ગોતે ॥ ૨ ॥
સાચુ નામ સાહેબનું, જુઠુ નહી જરાય
ભાણકહે ભજી લેતો, ભારે કામજ થાય ॥ ૩ ॥

———:o:———

## શ્રી રાપરની જગ્યાનું ટુંક વૃતાંત.

———:o:———

### વારાહીથી રાપર

પુજ્ય શ્રી ભાણ સાહેબના પુત્ર અને શીષ્ય શ્રી ખીમસાહેબ વારાહી શેહેરમાં રહેતા હતા. તેમને ગંગારામજી તથા મલુકદાસજી નાંમે બે પુત્ર હતા.

એક વખત ગંગારામજી મહારાજ તલાવ પર સ્નાન કરી પ્રાણાયામ [illegible]રી સમાધીમાં બેઠા હતા. તે વખતે વારાહીના જત રાજાના પુત્રે [illegible] ગારા [illegible]ને જોઇ ઢુંગ કરે છે એમ માની અગ્નીનો ખેટારો જાંઘ ઉપર રાખીં દઇને ત્યાંથી ચાલ્યો ગયો. ગંગારામજી મહારાજ સમાધીમાં હોવાથી જાંઘ પર રાખેલી અગ્નીની ખબર તેઓને પડી નહી સમાધી ઉતર્યાં પછી પોતે જાંઘ પરજોયું તો દેવતા સાથળમાં એક તસુ

ઉતરી ગયેલો જોઇ વારાહીનું પાણી હરામ કહી ત્યાંથી સીધા શેરખી રવીસાહેબ પાસે ખીમદાસ મહારાજની આજ્ઞા લીધા વીના ચાલ્યા ગયા. તે ખબર વારાહીમાં ખીમસાહેબને થતાં ગંગારામજીને તેડવા ખીમસાહેબ શેરખી પધાર્યા. ગંગારામજીને વારાહી આવવા ખીમદાસ મહારાજે ઘણો આગ્રહ કર્યો પણ પોતે લીધેલી ટેકથી ડગ્યા નહી. પછી રવીસાહેબની આગ્યાથી દેશ વાગડમાં ગામ રાપર મધ્યે સંવત ૧૮૩૭ માં ખીમદાસજી મહારાજે જગ્યા બાંધી ગંગારામજી સહીત રહેવા લાગ્યા.

સંવત ૧૮૫૭માં ખીમદાસજી મહારાજ રાપરમાં સમાધીસ્થ થયા ને ગંગારામજી મહારાજ ગાદીપર બીરાજ્યા, અને તેના નાના ભાઇ મલુકદાસજી અંજારમાં જગ્યા બાંધી રહ્યા. સંવત ૧૮૮૩ માં ગંગારામજી મહારાજ રાપર મધ્યે સમાધીસ્થ થયા ને સુંદરદાસજી મહારાજ ગાદી પર બીરાજ્યા.

મલુકદાસજીના કેશવદાસજી તથા પરશોતમદાસજી બન્ને પરણ્યા હતાં. પુરશોતમદાસજી સંવત૧૯૦૯માં લીલા પરનો અપઇયો ભાંગી શેરખી સમાધીસ્થ થયાં. કેશવદાસજીને સુંદરદાસજી તથા વલ્લભદાસજી નામે બે પુત્રો થયા. તેમાં સુંદરદાસજીને ગંગારામજી મહારાજે ખોળે લીધા તેથી ગાદીના વારસ થયા.

સુંદરદાસજી સંવત ૧૯૩૧ ના આશાડ વદ ૮ નાં રોજ રાપર મધ્યે સમાધીસ્થ થયા. સુંદરદાસજી મહારાજે પુજ્ય શ્રી મોરાર સાહેબની અજ્ઞાથી શ્રી ભાણ પરચરીના છેલ્લા ચાર વીશ્રામ રવી ચરીત્રના રચ્યા. પરશોતમદાસજીના લાલદાસજી તથા હરીદાસજી અને મોહનદાસજી નામે ત્રણ પુત્રો થયાં તેમાં લાલદાસજીએ ખંભાલીડા શ્રી મોરાર સાહેબ પાસે દીક્ષા લઇ દેશ કચ્છ ગામ દુધઇમાં જગ્યા બાંધી રહ્યા. મોહનદાસજી મહારાજ સુંદરદાસજી પછી ગાદીએ આવ્યા તે સંવત ૧૯૪૬ ના ફાગણ શુદ ૪ ને રોજ રાપર મધ્યે સમાધીસ્થ થયા ને અમરદાસજી મહારાજ ગાદીએ આવ્યા. અમરદાસજી મહારાજ સંવત ૧૯૮૭ ના પોશ શુદ ૮ ને શનીવારે રાપર મધ્યે સમાધીસ્થ થયા ને તેમના શીષ્ય રઘુવરદાસજી ગાદીએ આવ્યા.

રઘુવરદાસજી સંવત ૧૯૮૭ના ચૈત્ર શુદ ૬ ને બુધવારે રાપર સમાધીસ્થ થયા ને સંવત ૧૯૯૦ ના ચૈત્ર શુદ ૧૫ ને શનીવારે અમરદાસજી મહારાજ પછવાડે મેળો કરીને અમરદાસજી મહારાજના શીષ્ય વસરામદાસજી ગાદીએ આવ્યા. તે હાલમાં રાપરની જગ્યાનો વહીવટ ચલાવે છે.

# શ્રી ખીમ સાહેબની વાણી.

## ચીંતામણી

### સાખી

સદગુરૂકી ક્રીપાભઇ, પાયે પદ નીરધાર
સતસાહેબ સન્મુખ મળ્યા, ગરજ્યા ગગન અપાર ॥ ૧ ॥
આદી અંત મધ્ય ઓર નહીં, ભાણ બતાયા ભેદ
અધર આપ ઘર દેખીયા, ખીમ ખાંણવાણ નહી વેદ ॥ ૨ ॥

### ચોપાઈ

સદગુરૂ ભેટીયા મોહે ભાણ, ત્યાંથી મટી તાણા વાણ
સતસાહેબકા અવતાર, કરૂણા કબીર હે કીરતાર ॥ ૧ ॥
ભવ સાગર ચલીયા જીત, જાકું એસી હે પરતીત
સતગુરૂ મળ્યા જાકુ સોય, તાકું રામ દુર નહી હોય ॥ ૨ ॥
જાકું પ્રેમ પ્રીત અપાર, સોજન સહેજે ઉતરે પાર
સબ ઘર બોલતાહે એક, રમતા રામ જાણ વીવેક ॥ ૩ ॥
આપ ત્રીગુણી પાંચે તંત, એકસેં હુવે આપ અનંત
શરણ સદગુરૂકા લીજે, ભકતી નામકી કીજે ॥ ૪ ॥
સેવો સદગુરૂ ચીતલાય, તોકું પ્રેમ પ્યાલા પાય
કહાંસે આય ફીર કહાં જાય, ગુરૂગમ વીના ગોથા ખાય ॥ ૫ ॥
આપે બાજી ખેલનહાર, આપે માંહી બાહેર નીહાર
સતગુરૂ સંત સાહેબ એક, ખોલી દષ્ટ ઉઘાડી દેખ ॥ ૬ ॥
સબમેં સંત સેવા સાર, જાતે પતીત પાવે પાર
સબહી સગા કુટુંબ પરીવાર, સતગુરૂ સંત વીના નહી સાર ॥ ૭ ॥
એ સબ જુઠ બાજી જાણ, શબ્દ સદગુરૂકા માન
આપા ટાળ ઓર અહંકાર, પાંચ પચીશ તીનુ માર ॥ ૮ ॥
હુંતું ટાળ હરખને શોક, કામહી ક્રોધ મેલો દોખ
આણો દીન દાસાતન, સેવા કરો મારી મન ॥ ૯ ॥
ગરીબી જ્ઞાનકી કીજે, દુરમતી દુર કરી દીજે
ભરમ કરમ મીટાડો દોય, માન ગુમાને દીજે ખોય ॥ ૧૦ ॥
દુબ્ધા દુર કરો દીલ માંય, સત કરી સુમીરો સતગુરૂ સાંય
ફીરતા કાયકું ફેરા, પલ પલ હોત જમ હેરા ॥ ૧૧ ॥

ચોરાસી લક્ષકા અવતાર, સો નહીં સુજતા ગેમાર
ઉંચા પાંવ ઉંધા શીશ, તાદીન પાડતો તું ચીશ ॥ ૧૨ ॥
એસા છોડયા કયું જુગદીશ, સુમીરણ કરો વીશવાવીશ
નવ લાખ ફર્યો મહાજળ નીર, તાકી શુધ્ધી ભુલ્યો વીર ॥ ૧૩ ॥
દસલાખ ફર્યો પંખીમાંય, એસા વીચારે મન માંય
અગીયાર લાખ કુરમહી કીર, સોતન આવતા નહી મીટ ॥ ૧૪ ॥
વીશ લાખ ફર્યો સ્થાવરમાંહી, ફીર ફીર લાજ આવત નાહી
ત્રીશ લાખ પશુ પામર પેટ, તાણા જેમ બાંધીનેટ ॥ ૧૫ ॥
ચાર લાખ આપ માણસ માંય, નીશદીન મરે આવે જાય
સુજી નહી ગુરૂકી સાન, એકતો પૃથ્વી માંહી ખાણ ॥ ૧૬ ॥
દુજી પૃથ્વીપર ખાણ ત્રીજી જલમાં નીવાંણુ
ચોથી અધર ફરતી જાણ, એ અવતાર ચારો જાણ ॥ ૧૭ ॥
ચારે ખાણ માંયલા જીવ, પલમેં કૈસે પાવે પીવ
સદ્ગુરૂ મીલે સાચા સોય, તાકું મુકતી પલમેં હોય ॥ ૧૮ ॥
પાંચુ વાણુ પાંચુ ખાણ, પાંચુ વેદ ભેદ નીશાણ
પાંચુ જુગ પાંચુ તંત્ર, પાંચે ઇંદ્રી પાંચે મંત્ર ॥ ૧૯ ॥
શબ્દ ત્રીગુણ પાંચ વીસ્તાર, તામેં છઠા ખેલણહાર
સતગુરૂ સત સાહેબ સોય, જાકું મીલે પારજ હોય ॥ ૨૦ ॥
સાચી સંતકી સગાઇ, દુજી સબે પરલે જાઇ
પાંચ તીન અટ દશબાર, તામેં રહે નાહીં નીરધાર ॥ ૨૧ ॥
દરીયા માંહી બુદ બુદ હોય, ઉપજે ખપે માંહી સોય
જેસે જલમેં પ્રતીબીંબ, એસે માંહી બાહેર સબ ॥ ૨૨ ॥
જેસે રેનકા સપના, સબ તજ રામકું જપના
સતગુરૂ કહ્યા તોકું સાર, નાભી કમલકા ગ્રહે તાર ॥ ૨૩ ॥
અજંપા જાપ સહેજે સાદ, સાધ મટે સબ ઉપાધ
એસા સહેજ જોગ સમરથ, બોલે શબ્દ માંહી અદરસ ॥ ૨૪ ॥
ગગન મંડળ માંહી ઝણકાર, અનહદ ઉઠે અનંત અપાર
ઝલમલ જ્યોતકા દેદાર, હંસા હરખ પોત્યા પાર ॥ ૨૫ ॥
ચાર દીશાકુ કર બંધ, મન પવન સુરતા સંધ
તખત ઉપર તાર મીલાય, નીરમળ નુર નીરને નાય ॥ ૨૬ ॥
અણી ઉપર અગરકા ખેલ, દરીયા બહાર ભીતર રેલ
ડેરા એકકું લીજે, આસન ત્રીવેણી કીજે ॥ ૨૭ ॥
એસા સહેજે સુનસે જોગ, મનકું માર ટાળ વીજોગ
મુંદ્રા ચાર પાંચુ માંય, ઉનમુની લગીતા ઘર જાય ॥ ૨૮ ॥

પાંચ તીન પર નીરવાણ, બાહેર ભીતર એકતું જાણ
સનમુખ ખડે સુરત સંભાળ, અંતે આપ રહે નીરધાર ॥ ૨૯ ॥
રગ રગ બોલે રણુંકાર, સોહં ધુન ગરજે સાર
વરસે નુર અગમ અપાર, એસા પરસ્પર દેદાર ॥ ૩૦ ॥
વાજાં વાગીયા અનહદ, ગરજે ગગનમાંહી શબ્દ
ઝાલરી તાલ મૃદંગ, બાજે જંત્ર વીણા ચંગ ॥ ૩૧ ॥
નોબત ગુડે નામ નીશાન, ઝલમલ જ્યોત અનંત પીછાન
નીરખ્યા નુર તુર અગાધ, છુટયા સકળ વાદવીવાદ ॥ ૩૨ ॥
ભકતી જો ગ્રહે સરવંગ, એસા જાન વેરાગ અલંગ
સોહં શબ્દ ગરજે આદ, તાપર રરંકાર અનાદ ॥ ૩૩ ॥
ક્ષર અક્ષર અક્ષરાતીત, કાયામાયા ખર અનીત
સુપના સમ્યા ચયતન્ય માંહી, નહી સો આવે નહી સો જાય ॥ ૩૪ ॥
જલકા બુદા જલકી માંય, સબહી એક દરીયા માંહી
ત્રીકુટી આગે અણીકા જ્ઞાન, એસા દેખ ડગરે ધ્યાન ॥ ૩૫ ॥
માંહી બાહેર નુર અપાર, વચમાં બીજ ચમકે સાર
જ્યોતી પ્રેમ પ્રગટી મીન, તામે ઝલમલ લોહલીન ॥ ૩૬ ॥
મોતીલાલ હીરાસાર, શબ્દ સરૂપી બોલણહાર
તાપર અધર ખેલ અપાર, અમર નામ હે નીરધાર ॥ ૩૭ ॥
સન્મુખ સત્સ્વરૂપ નીહાર, પાયા પુરૂષ અપરમપાર
નહીં ત્યાં નુર અનહદ તુર, સદગુરૂ મલ્યા હાલ હજુર ॥ ૩૮ ॥
ચયતન્ય સાક્ષી કહો સોય, તાકે ઉપરે તું જોય
સાખી શબ્દ કરે પોકાર, અક્ષરાતીત નહી નીરધાર ॥ ૩૯ ॥
નહીં ત્યાં પીંડ નહી ભ્રુમંડ, નહીં ત્યાં શીવ શકતી ખંડ
નહીં ત્યાં બાર ખટ દરશન, સબીકે પાર પુરણ સત ॥ ૪૦ ॥
સબહી નામમેં લય થાય, નીરંતર નામહી લોહ લાય
અસંખ્ય જુગમેં અવતાર, સદગુરૂ મીલે પાવેપાર ॥ ૪૧ ॥
સદગુરૂ સંત વીના નહી સુર, ભકતી વીના મુખમેં ધુર
સેવો તન મન ધન ચીત લાય, એસો સદગુરૂકી મહીમાય ॥ ૪૨ ॥
અતોલ અડોલ હે અમાપ, અમુલ અદીપ હે અજાપ
નહી સો હુવા નહી સો હોય, નહી ત્યાં એક નહીં ત્યાં દોય ॥ ૪૩ ॥
નહીં ત્યાં આદી અંતને મધ્ય નહીં ત્યાં ચાર પરલે સધ્ય
તામે સહેજે રહ્યા સમાય, કરૂણા સદગુરૂ કીરપાય ॥ ૪૪ ॥
નહીં ત્યાં મરે નહી અવતાર, તરૂવર બીજમેં વીસ્તાર
બીજ અબીજ માંહી અપથ, વીના પંડકા પુરૂષ અકથ ॥ ૪૫ ॥

અકથ કથા સો કહી નવ જાય, નીરમલ નુર નીરને નાય
આપે બોલે બોલણહાર, સુણીગમ કરે અપાર ॥ ૪૬ ॥
નહીં ત્યાં આપ નહીં ત્યા પાર, અખંડાકાર ભીતર બહાર
તા પરતાપે પાર્યા ભેદ, વાસ અવાસ નહીં ત્યાં વેદ ॥ ૪૭ ॥
દ્રષ્ટ પૃષ્ટ આવે નાંહી, સદગુરૂ સાન સોધર પાહી
એસા ખ્યાલ ખાલક ખેલ, કહી નહી જાય અગમકી મેલ ॥ ૪૮ ॥
મન નીજ મનસો બ્રહ્મ, બ્રહ્મકે પારહે પરબ્રહ્મ
જીવહી શીવમાંહી મીલાય, શીવહી નીરંતર લોલાય ॥ ૪૯ ॥
સદગુરૂ ચરણે રહ્યા સોય, જેસા આપ તેસા હોય
જલમાં લુણહી ગળી જાય, પારા ગળયા પાણી માય ॥ ૫૦ ॥
હેમી ગળ્યા સાગર સાથ, ઉગીયા સુરજ મટીયા દોય
જેસે દીવે દીવા હોય, પારસ મીલે પારસ સોય ॥ ૫૧ ॥
ચંદન ભેટીયે ચંદના, આટી છુટી આપ પવના
સંવત અષ્ટાદશે જાન, વરસાં છવીસા પ્રમાણ ॥ ૫૨ ॥
ચઇતર સુદી સાતમ સુર, બ્રહસ્પતી વાર ગ્રંથ ભરપુર
માધવપુરી દરીયાતીર, પલમેં ઉઠી અનુભવ સીર ॥ ૫૩ ॥
કહેતા હુવા એક દો પહોર, કહે ખીમદાસ દોઉ કરજોર
સતગુરૂ કબીર કીની મહેર, આપે આપ ઉઠી લહેર ॥ ૫૪ ॥

## સાખી

સતગુરૂ સંતકા બાલકા, સંત ચરણકા દાસ
રજ માતર ગુલામહે, ખરીકહે ખીમદાસ ॥ ૧ ॥
સત નામકી ટેક હે, અનહદ ગુડે નીશાન
સદગુરૂ ભાણ કબીર રવી, એમ પાયે પહીચાન ॥ ૨ ॥

———:o:———

પદ ૧ **ચલતી**

મુને ભેટયા સદગુરૂ ભાણા દીયા મોરાર છાપ પરવાના ॥ મુને ॥ ટેક ॥
અગમ પટા લીખ દીયા અગમરા, ગગન ઘરમે જાણા
જલ મલ જોતી અખંડ અજવાળા, ઠીક તીહાં ઠેરાણા ,, ॥ ૧ ॥
કરૂણા મેહેર કબીર કીરતારો, ભાણ બ્રહ્મકી સાના
દયા મેહેર જબ કરૂણા કીની, મેટી ચારે ખાણા ,, ॥ ૨ ॥
સનમુખ હે સત સાહેબ મેરા, બંદી છોડ બંદ બાના
મહેરવાન મોટા મહારાજા, સમરથ ધણી સુજાના ,, ॥ ૩ ॥
દરશન દેખી ભયા મન મગના, સહેજે સુન સમાના
નેનુ આગે નુર નીરખીયા, નહી મોટા નહી નાના ,, ॥ ૪ ॥

રૂપ અરૂપ અગમ નહી નેડા, પુરવ ઘર પહીચાના
ખીમદાસ ખલકથી ન્યારા, રરંકાર ઠેરાણા ,, ॥ ૫ ॥

———:o:———

પદ ૨

સસમ વેદસે ન્યારા પ્યારા, સોઇ સદગુરૂ હમારા ॥ કોઇ સસમ ॥ ટેક ॥
પાંચ તત્વકા દેવળ બનીયા, તામે હે દશ દ્વારા
નવ દરવાજે નોબત વાજે, દસમે મહોલ દીદારા ,, ॥ ૧ ॥
ઊસ દેવલમેં દેવ બીરાજે, આરતી અખંડ ધારા
ચંદ સુરજકી જ્યોતી જલતહે, ઝલ મીલ નુર અપારા ,, ॥ ૨ ॥
મતવાળા જોગી સુનપર બેઠા, ખેલ રમે ચોધારા
ગગન મંડળમાં રમતા દેખ્યા, ભીતર જોઉ ત્યાં બારા ,, ॥ ૩ ॥
ઓહં સોહંકી ચોકી ફીરતહે, હાકમ બાવન બારા
સસમ વેદમાં આપ ગળે તબ, પાવે સરજન હારા ,, ॥ ૪ ॥
સાચા સદગુરૂ નેણે નરખ્યા, સળંગ સુત્ર એકસારા
ખીમદાસ કહે ભાણ પ્રતાપે, હરદમ બોલે પ્યારા ,, ॥ ૫ ॥

———:o:———

પદ ૩

જુવોને ગગના હેરી, ત્યાં બાંસુરી બાજે ઘેરી ॥ કોઇ જુવોને ॥ ટેક ॥
ત્રીવેણી ટંકસાળ પડતહે, તાપર ઝીણી શેરી
અમર અજીતા આસન બેઠા, નગર બસાયા ફેરી ,, ॥ ૧ ॥
ઘડી ઘડી ઘડીઆળાં વાગે વાગેશ્વર ઘંટેરી
ઢોલ નગારા સરણાઇ વાગે, ધુમ મચી ચોફેરી ,, ॥ ૨ ॥
ગગન મંડળમેં કરલે વાસા, વાહાંહે જોગી લહેરી
સદગુરૂ દેવ મુને સાન બતાઇ, જાપ અજંપા કેરી ,, ॥ ૩ ॥
સ્વાસો સ્વાસ દોઉ નહી પોચે, વહાં લે લાગી મેરી
નુરતે સુરતે નામ નીરખલે, સુખમન માલા ફેરી ,, ॥ ૪ ॥
સાચા સદગુરૂ નેણે નીરખ્યા, મીટ ગઇ રેન અંધેરી
ખીમદાસ ગુરૂ ભાણ પ્રતાપે, ચોટ નહી જમકેરી ,, ॥ ૫ ॥

———:o:———

પદ ૪

સંતો ફેરો નામની માળા, તેરા છુટે જનમ જંજાળા ॥ સંતો ફેરો ॥ ટેક ॥
ગુરૂગમ કેરી કુંચી કરલે, કટે મોહકા તાળા
ઇતાળાને દુર કરોતો, ઘટ ભીતર અજવાળા ,, ॥ ૧ ॥
આ કાયામાં પરગટ ગંગા, શીદ ફરો પંથ પાળા
ઇગંગામાં અખંડ નાહી લ્યો, મત નાવો નદીયું નાળા ,, ॥ ૨ ॥

આ દીલ અંદર બુધ્ધી સમુંદર, ચલત નાવ ચોધારા
ઇસે નાવમેં હીરા માણેક, ખોજે ખોજન હારા ,, ॥ ૩ ॥
સમરણ કરલે પ્રાતીક પરલે, ચીત્ત મકરતું ચાળા
ખીમદાસ ગુરૂભાણ પ્રતાપે, હરદમ બોલે પ્યારા ,, ॥ ૪ ॥

———:—:———

પદ ૫

અબતો આતમહીરલા પાયા સંતો, હરી ચરણે
ચીત લાયા ॥ અબતો ॥ ટેક ॥
ઘરમે માલ અમુલખ ભરીયા, જુગતે જોગ કમાયા
જન્મ સુધારણ સદગુરૂ ભેટયા, ફેરહી ઘાટ ઘડાયા ,, ॥ ૧ ॥
દેખ તુજમે તખત બીરાજે, અગમ ભુમીપર આયા
ઝલકે જ્યોતી નુર અપારા, મેરમ માંહી દરસાયા ,, ॥ ૨ ॥
આવન જાવન અષ્ટ કમલમે, તુરત સુરત લે લાયા
સુનકે પાર નીરંતર દીસે, ચઇતન સીંધુ સમાયા ,, ॥ ૩ ॥
પુરણબ્રહ્મ પુરવની પ્રીતે, સહેજ સોહંઘર પાયા
ખીમદાસ સત ભાણ પ્રતાપે, ડીકતસા ડેરાયા ,, ॥ ૪ ॥

———:o:———

પદ ૬

કોઇ જાણે જાણન હારા, કોઇ સરજન હારા પ્યારા
॥ કોઇ જાણે ॥ ટેક ॥
બારબ્હદ દશ દો તીન ઉપર, બાજીગર વીસ્તારા
જીવ શીવ એક નીજ મન બ્રહ્મ હે, તાપર રહે કીરતારા ,, ॥ ૧ ॥
જરમર જરંમર મેહુલા વરસે, વરસે અમૃત ધારા
વીના વાદળી વીજ ઝબુંકે, દેખ્યા નવલખ તારા ,, ॥ ૨ ॥
જ્યોત જાપ અનહદકે આગે, અધર રહે નીરધારા
ગગન સુનમેં ગેબ નીરંતર, પંડ બ્રહ્માંડસે પારા ,, ॥ ૩ ॥
તપ તીરથ ઓર દેવી દેવતા, વેદ કુરાન વીસ્તારા
પીર પેગંબર સીધ અરૂ સાધક, ઇંઉલટા વહેવારા ,, ॥ ૪ ॥
અખર નખર નીજ નામ સ્વરૂપી, વાકા સકલ પસારા
ખીમદાસ કહે ખલકત ભરીયા, હદ બેહદ થી બારા ,, ॥ ૫ ॥

———:o:———

પદ ૭

જીરે ગગન મંડળ ધ્રુન જાગીરે ॥ ટેક ॥
ગડ ગડ ગડ ગડ ગગના ગાજે, બાજે અનહદ તુરા
લાગરીયા ઝણકાર ગગનમે, વરસે નીરમલ નુરા ॥ ગગના ॥ ૧ ॥

તોડ તડાકા હુવા ભડાકા દીયા અગમપર ડેરા
પીંડકી પાર પરમપદ પ્રગટયા નીરખ પરખ કીયા નેરા ,, ॥ ૨ ॥
અણી અધરપર આસન કીના, છુટયા શબ્દ પસારા
બ્રહ્માંડ વીંધી આયા જોગેશ્વર, નીરખ્યા દીન દયારા ,, ॥ ૩ ॥
સનમુખ દરીયા સુભર ભરીયા, અધર તખત નીશાના
ભાણ કબીર રવી ખીમદાસ, મગનભયા ગુલતાના ,, ॥ ૪ ॥

———:—:———

પદ ૮

ગુરૂગમ ખોજો રે ઘટમાંઇ ॥ ગુરૂગમ ॥ ટેક ॥
કર સતગુરૂકી સેવ ઓર સબ જુઠી બાજી
દેખ પતંગકો રંગ તાહીપર દુનીયા રાજી
સત શબ્દ સોજો નહી જુઠ જુઠકું ધાય
આપકી તો ગમ નહી કહાંસે આયા કહાં જાય ,, ॥ ૧ ॥
દુર દેખન મત જાઓ પકડ સુરતાકી દોરી
કરો શબ્દ સે મેળ રહો તુંમ દોઇ સ્વર જોરી
અક્ષર આદી અનાદકા, અક્ષરાતીત ઓળખાઇ
શબ્દ પારહે સાયબો, સો સત શબ્દે સમાય ,, ॥ ૨ ॥
સહજ સુન્યકે માંય પરમ હંસકા વાસા
નીરાધાર નીરવાણ કબુએ હોયન નાશા
કર્મ ભર્મકું ભાંગદે કર સદગુરૂકી સેવ
સાન સમજલે સતગુરૂકી, અવર નહી કોઇ દેવ ,, ॥ ૩ ॥
બાજી સબ હદમાંય, બેહદ કીરતાર કહાવે
અનહદ આરપાર ભાણબ્રહ્મ ભેદ બતાવે
બાહેર ભીતર એક તારહે રમતા રામ કબીર
ખીમદાસ કહે ખલક દરીયા, સનમુખ સામે તીર ,, ॥ ૪ ॥

———:o:———

પદ ૯ **ખીમ રવી પ્રશ્નોતરી**

જીરે સંતો ભેદ અગમરા બુઝે રે ॥ ટેક ॥
ખીમઃ—કઇસે સદગુરૂ સમરીયે, કયું કર લીજે નામ
કહાં ઉનકુ દેખીએ તો, કહાં હે આતમ રામ ॥ સંતો ભેદ ॥ ૧ ॥
રવીઃ—સ્વાસો સ્વાસે સમરીયે, અહોનીશ લીજે નામ
તુરત સુરતસે નીરખીએ તો, ઘટોઘટ આતમ રામ ,, ॥ ૨ ॥
ખીમઃ—કહાસે વીજાકરે ઝબુકા, કહાંસે જોતી જાગે
કહાં સદગુરૂજીકી નોબત બાજે, તખતે કોન બીરાજે ,, ॥ ૩ ॥

રવી—આપ તેજસે હુવા ઝણુકા, ત્રીકુટી જ્યોતું જાગે
ગગન મંડળમેં નોબત વાગે, તખતે આપ બીરાજે ,, ॥ ૪ ॥
ખીમઃ—કહાંસે આયા કહાં જાયગા, કોણ તુમારા ધામા
આકાયા પલમાં પડી જાશે, ફેર બતાવો ઠામા ,, ॥ ૫ ॥
રવીઃ—હમહી આયા નુરસે, અમરા પુરમેં ધામ
સુરત ચડી અસમાને ઠેરાણી, બ્રહ્મ હમારા ધામ ,, ॥ ૬ ॥
ખીમઃ—કોન શબ્દસે ધુન લગાવો, કોન નામ નીરધાર્યા
ખીમદાસ રવીદાસકું પુછે, માંહી બેલો છો કે બહારા ,, ॥ ૭ ॥
રવીઃ—સત શબ્દસે ધુન લગાવું ઓહં નામ નીરધારા
રવીરામ કહે ભાણુ પ્રતાપે, ઓહંસોહંસે પરા ,, ॥ ૮ ॥

———:o:———

## પદ ૧૦ ખીમદાસ પ્રશ્ન

કોઇ પરખંદા રે સત શબ્દકા રૂપ ॥ કોઇ પરખંદા ॥ ટેક ॥
મુળ શબ્દ સો કહાંસે ઉઠે, કોન દેશ રહી બોલે
કોન મંડળ શબ્દકા વાસા, તત્વ વીચારી તોલે ,, ॥ ૧ ॥
કીતના લંબા કીતના ચોડા, કીતના હે અનુમાના
કઇસા રૂપ શબ્દકા સંતો, બતાઇ દીયો કર ધ્યાના ,, ॥ ૨ ॥
કીતના હલકા કીતના ભારી ખારા હેકે મીઠા
મોહી ગરીબકું કહી સમજાવો, શબ્દ કોન વીધી દીઠા ,, ॥ ૩ ॥
શરીર ખોજ શબ્દકું પકડો, હાથ ગ્રહી બતલાવો
પડે પીંડ પ્રગટ ધર ભાંગે, શબ્દ કહાં સમાવો ,, ॥ ૪ ॥
ખીમદાસ રવીરામકું પુછે, ગમકર ગગના હેરી
કોન નીરંતર કોન દેશમેં, કહાં સમાવે ડોરી ,, ॥ ૫ ॥

———:—:———

## પદ ૧૧ રવી ઉતર

કોઇ લહંદા રે સત શબ્દકા વીચાર, ॥ કોઇ લહંદા ॥ ટેક ॥
મુળ શબ્દ નાભીસે ઉઠે, ત્રીવેણી રહી બોલે
સુન મંડળમાં શબ્દકા વાસા, ખોળતલ સાધુ ખોળે ,, ॥ ૧ ॥
દ્વાદસ આંગુળ બાહેર લંબા, ચોડાહે સરવંગા
જેસા દીપક ધર્યા મંદીરમેં વઇસા શબ્દકા રંગા ,, ॥ ૨ ॥
હલકા સો સંતે નહી માન્યા, ખારા વાકું કહીયે
મીઠીસો મરજાદ ગુરાંકી, સાત્વીક બુધ્ધીએ રહીએ ,, ॥ ૩ ॥
અર્થ ન સુઝે એસા અટપટ, તાસે ભારી હોઇ
ઝીણાસો સમજી સત ભાખે, એસા વીરલા કોઇ ,, ॥ ૪ ॥

દોઉ કમળકી અણી અગ્રપર, રૂપ શબ્દકા દેખ્યા
સુરત શબ્દમેં લીન ભઇ તબ, દીયા કરમ પરમેખા ,, ॥ ૫ ॥
છતે પીંડ જબ સનમુખ દરર્યાં, દ્વાદસ આંગળ જબહી
બ્રહ્મ ચક્ષુભઇ બ્રહ્મ અગનસે, જળી વાસના તબહી ,, ॥ ૬ ॥
સત ગુરૂ શબ્દે ભયા સ્વતંતર, ઘટ મઠ પટ દર્શાયા
રવીદાસ પીંડ પડયા શબ્દ તબ, નીરાધાર સમાયા ,, ॥ ૭ ॥

———:—:———

પદ ૧૨

જીને દીયા તખ્ત પર ડંકા, સદગુરૂ વંકા હોજી ॥ ટેક ॥
એસા સદગુરૂ સાહેબ મોરારે, જાકા ગગન મંડળમેં ડેરા
સુનશીખર પર જઇ કીયા શેરા, માંહી વીજ ચમકારા ॥ જીને ॥ ૧ ॥
નોબત ને નીશાન માંહી બાજે રે, ઘંટા નાદ અનહદ ધુન ગાજે
તા ઉપર સત્પુરૂષ બીરાજે, માંહી ઘોર રણુંકા ( ૨ ) ,, ॥ ૨ ॥
એસા અપરંપાર અગાધીરે, જાકુ લગીહે સેજ સમાધીરે
તખતે બેઠા આદી અનાદી, માંહી અગમ રેંણુંકા ( ૨ ) ,, ॥ ૩ ॥
ઉગ્યા સુર માંહી હુવા ઉજીયાલારે, ભાંગ્યા ભે ભ્રમકા તાળારે
મટયા માન ગુમાન જે જાળા, વચન એક સુનકાર ( ૨ ) ,, ॥ ૪ ॥
મનકા સહુજ સુનમેં વાસારે, નીરમળ નુર અખંડ ઉજીયાસારે
બાહેર ભીંતર એક પ્રકાશા, માહી રણુંક ઝણુંકા ( ૨ ) ,, ॥ ૫ ॥
એસા તો કોઇ વીરલા પાવેરે, સુરતી શબ્દમાં સમાવેરે
કાળ ઉનકું કબુ ન ખાવે, અબ ફેર મણુંકા ( ૨ ) ,, ॥ ૬ ॥
ભેટયા ભાણુ કબીર રવી રામારે, મેરા પ્રાણુ જીવન નીજ ધામારે
સત પુરૂષકું નીરખ્યા સામા, માંહી જડયા કણુંકા ( ૨ ) ,, ॥ ૭ ॥
દેખ્યા ખેલ અધર નીરધારારે, રમતા પીંડ બ્રહ્માંડથી પારારે
સાહેબ નીરખ્યા સચરાચારા, હમ ખીમ ભાણુંકા ( ૨ ) ,, ॥ ૮ ॥

———:—:———

પદ ૧૩

દરીયા ભરીયારેજી, લાલજીરે સહેજ સુન સત સાગર ॥ દરીઆ ॥ ટેક ॥
પ્રારબ્ધ વીના તમે પાર નહી પોંચો, મટયો ન માંહીલો અહંકાર
સદગુરૂ આગળ શીશ નમાવીએ, તરીને ઉતરીયે ભવપાર ,, ॥ ૧ ॥
જ્ઞાને પુરા શબ્દે શુરા, રેણી કરણી ટંકશાળ
અગમ ખેલ અનહદકી આગે, નજરો નજર નીહાળ ,, ॥ ૨ ॥
એક પલકમાં પાર પહોંચાડે, સોહી રામ સંભાર
સનમુખ હે સત સાહેબ મેરા, મનછાકુ માર ,, ॥ ૩ ॥

અનહદ નાદ નીરંતર વાગે, પીંડ બ્રહ્માંડથી પાર
શુરા સાધુ સનમુખ રહેવે, અધર ખેલ નીરધાર ,, ॥ ૪ ॥
ભાણુ સદગુરૂએ ભેદ બતાયા બોલે શબ્દ માંહી બાર
ખીમદાસકું ખરા નીવાજ્યા, રણુંકાર કીરતાર ,, ॥ ૫ ॥

———:—:———

પદ ૧૪

સમરૂં સતગુરૂ સ્વામીજીરે જાણુ, એવા અંતર જામી ઓધારીએ રે
નામ સત નીશાની રે એક નીરવાણુ, સોહં નીરખીને શબ્દ સંભારીએ ॥ટેક॥
નુરત સુરત કર નીશાન નીરભે દોર, એવા આપે આપમાં આવીઆ રેજી
કાષ્ટ માંહી જેમ અગ્ની જગાડીને જોય
એમ દુધમાં ઘ્રત દરશાવીયા રેજી ॥ સમરૂં ॥ ૧ ॥
અખંડ બીંબ અજરાયલરે નીમંલનુર
એવાં બ્રહ્મજલ દરીયા ચહું દીશેરે
બાહેર ભીતર સુખસાગર ભરપુર
એવા આદી અંતે મધ્યે નહી ખસેરેજી ॥ સમરૂં ॥ ૨ ॥
સપના સમી ગયાં ઉગ્યા અનંત સુર
માંહી જલમલ જોતું જગાવીયુંરેજી
ગગન મંડળ વાગે નોબત નીશાન નુર
એ પીંડપારપુરૂષ પરસાવીઆરેજી ॥ સમરૂં ॥ ૩ ॥
અકળ અમલ અજરાયલરે અણુલીંગી અલેખ
સોહં નીરધાર નીરવાણુ છે રેજી
દીલમાં દર્શન સનમુખ સાહેબ દેખ
એવા અભંગી સદગુરૂ ભાણુછે રેજી ॥ સમરૂં ॥ ૪ ॥
પીંડ બ્રહ્માંડકે પાર પરમ ગુરૂદેવ
તેને ગુરૂગમ લઇને ગોતીએ રેજી
બ્રહ્મ ચક્ષુ ભરી ભરી કરીએ નીત સેવ
એવાં ખીમ સોહં વરસે ઝીણે મોતીએ રેજી ॥ સમરૂં ॥ ૫ ॥

———:—:———

પદ ૧૫

એવી જાયછે ભજ્યાની તકરે લો
કરીલે ભજન તારો બેટલે જી ॥ ટેક ॥
આંધળાને મન ઉજ્જડ છેજી,
જેના ખોટા છે ખેલણુ હારરેલો ॥ કરીલે ॥ ૧ ॥
ઊંડારે જલ બેડી જાજરી રેજી,
જેના ખોટા છે ખેલણુ હારરેલો ॥ ૨ ॥

ખોટા છે જેના ખારવા રેજી, એડલી કેણી વીધ ઉતરે પારરેલો ॥ ૩ ॥
ભવ સાગરમાં બુડતા રેજી, મારા સદગુરૂ તારણ હારરેલો ॥ ૪ ॥
દેશીડા મળે તો વાતુ કીજીએજી, બેસી કરીએ દીલડાની
ગુંજરેલો ॥ ૫ ॥
ખીમ ભણે ગુરૂ ભાણનેજી, રેજો ત્રીકમ તનડા માયરે લો ॥ ૬ ॥

———:—:———

પદ ૧૬

હે રામઇયા તોજા રંગ ઘણારે, વેરે વેરે કુરબાન ॥ ટેક ॥
સોળસે ગોપીમાં વાલે રાસ રચ્યો હે, કેશર ભીનો કાન
જીતે જેડોતીતે તેડો, મુજે મનડો થીઓ ગુલતાન ॥ હે રામઇયા ॥ ૧ ॥
રાવણ મારી બીભીશણ થાપ્યો, હીરણકંસજી હાણ
પ્રેલાદકની વાલે પ્રતીજ્ઞા રાખી, ગજગુનીકા વેમાન ,, ॥ ૨ ॥
સુખકે કર્તા દુખકે હર્તા, નામ વડો નીશાન
ભક્ત ઓધારણ ભુધરોરે, મેટી ચારે ખાણ ,, ॥ ૩ ॥
સંત ઓધારણ અસુર સંહારણ, વાલી લાગે તોજી વાણ
ખીમદાસ સત ભાણ પ્રતાપે, કયુ ન હોવે તોજી હાણ ,, ॥ ૪ ॥

———:o:———

પદ ૧૭

હે મન ગોવીંદ ગોવીંદ હરીગુણ ગાઇલે
કારજ સરે તારૂં ગાતાં ॥ ટેક ॥
ભર્યો મેળો તારો કેટલા દી રહેશે, સાચું બોલુ સુહાતાં
પાંચ પચીસ ભેળા થઇ બેઠા, વાર ન લાગે વેરાતા ॥ હે મન ॥ ૧ ॥
જેણે સાધુની નીંદા કીધી, તેને તેવું સોહાતાં
જગત ઉઠીને ભક્તને નીંદે, જાશે ગોથાં ખાતાં ,, ॥ ૨ ॥
નરસી મેતાની વેવાણે હાંસી કીધી, પાણી મેલ્યાં તાતા
અરજ કરી ઇંદ્ર સામું જોયું, નગર તણાયું નાતાં ,, ॥ ૩ ॥
જેણે સાધુની સેવા કીધી, તેણે ભરીયાં લઇ ભાતાં
ખીમદાસ કહે ભાણ પ્રતાપે, લાજુ નથી લોપાતા ,, ॥ ૪ ॥

———:—:———

પદ ૧૮

જા મુખસે સીયારામ ન સમર્યો, તા મુખમેં તેરે ધુર પડીરે ॥ ટેક ॥
રામનામ બીના રસના કેસી, કર ઉનકી ટુકડા ટુકડી રે
જીન લોચનસે હરી રૂપ ન નીરખ્યો, તા લોચનમેં લુન ભરીરે ॥ જા ॥ ૧ ॥
રતન પદારથ મનખા જનમહે, આવત નહી કછુ ફેર ફરીરે
અબ તેરો દાવ પડયો હે મુરખ, કરના હોઇસો લોને કરીરે ,, ॥ ૨ ॥

ધીક તેરા જનમ જીવન તેરા ધીક હે, ધીક ધીક મનુષ્યકી દેહી ધરીરે
જીવંત તાત મુવા કયું ન તેરા, તું આયો કેસે ગંવાર ફરીરે ,, ॥ ૩ ॥
પાવ પસારી સુક્રીત નવકીનો, જબતબ તીરથ ડગન ભરીરે
ખીમ કહે નર આયો એસો જાયંગો વાંકુ ખાલી ખેપ પડીરે ,, ॥ ૪ ॥

———:—:———

પદ ૧૯ **રાગ લાવણી**

ધર વીશ્વાસ આશ રઘુવરકી, કયું ભટકત હે મન બારા
પુરનવાળા પુરત હે સબકું, ચાંચ દીયા હરી દે ચારા ॥ ટેક ॥
બુંદ પડયા જબ માતુ ઉદરમેં, કર્મ લખ્યા સો કીરતારા
તેરા લખ્યા સો તુજકું મીલહીં, ચીંત કરે તું દીન સારા ॥ ધર ॥ ૧ ॥
હરીજન હીમત રાખ બરોબર, કયું ભટકત જગ હે ખારા
આપ કસી પરમાતમ પોખો, સાહેબ હે સચરા ચારા ,, ॥ ૨ ॥
ખરી ખબર જુંપડે ખેતમેં, જબ જુજે સનમુખ શુરા
મરજીવા હોકર આણીલે મોજું, પ્રાપ્ત પામે નુર પુરા ,, ॥ ૩ ॥
જાકી બરતી હરી ચરનમેં, તાકા કારજ સદાય સારા
ખીમ કહે ગુલતાન ગુરૂસેં, ધુન ધણી શીર પર ધારા ,, ॥ ૪ ॥

———:—:———

પદ ૨૦

જો મારે ભાઇ માન બડા મેમંતા, માન સબકુ મારે ॥ ટેક ॥
માને રાવણ રાજ ગુમાયા, માને દુર્યોધન દુખ પાયા
માને હીરણાકંસ અથડાયા, જનમ અફળ હાર્યાજો હાર્યા ભાઇ ॥માન॥ ૧ ॥
માને મુરખ ફરેમત હીણા, સેવા સમરણ કછુવેન કીના
મોહ માયાસે રહત આધીના, તેને સદગુરૂ કેમ તારે કેમતારે ,, ॥ ૨ ॥
માન ન કીજે હે મન મેરા, તાસે કાજ સરે નહી તેરા
તો તેરા હોવે નીસ્તારા, એક નામકે નીરધારે નીરધારે ,, ॥ ૩ ॥
માને કંઇક કલંદર હાર્યા, કોઇ કોઇ હંસ નીકસ ભયે ન્યારા
ભાણ સદગુરૂ લીની સંભાળા,તો ખીમ આપા ખોયારે ખોયારે ,, ॥ ૪ ॥

———:—:———

પદ ૨૧ **કાફી**

સદગુરૂ ચરણેરે રાખો ચીત ઠરી, સાધુના સંગેરે લખ ચોર્યાશી ટળી ॥ ટેક ॥
આ સંસાર સુપનકી બાજી, સાચા એક હરી
દયા મેહેર હેત હીરદેમેં રાખો, નામ ભકતી દ્રઢ કરી
મનખો નવ આવેરે અવસર ફરી ફરી ॥ સદગુરૂ ॥ ૧ ॥

વારે વારે આવે જાવે જગતમે, ભુલ્યો ભોયભરી
જે કરશો તે પામો પલમે દેખે નહી ડરી
શબ્દ ન માને રે ઘણા ગયા મરી મરી ,, ॥ ૨ ॥
સલીલ સુભાવ જ્ઞાન ગુરૂ લોપી, તાસુ રહીયે ડરી
આડા અવળા વાંકા વેઠી, હાલીએ મુન ધરી
જોતું જાગીરે નીરંતર ધ્યાન ધરી ,, ॥ ૩ ॥
ગગન ઘર અનહદ ધુન ગાજે, વેણુ વાજે વંસરી
સુરત નુરત તહાં માંહી સમાવે, તો આધો ન આવે અરી
તો તું પહોંચેરે ભવ સાગર તરી ,, ॥ ૪ ॥
સાચા સનમુખ ગુરૂ સાહેબ રહ્યા સત વરી વરી
ભાણ કબીર રવી રરંકારહે, એમ સોળ ખબર પરી
અધમ ઓધારણરે દોષ ન દેખે ફરી ,, ॥ ૫ ॥

———:—:———

## પદ ૨૨ કાફી રાગધનાશ્રી

સુરતે સોધોરે સત નામ ॥ સુરતે ॥ ટેક ॥
કર ચાર સખી એક ઠોર, પંશ્ચમકે ઘર આવો
તબ બાજે અનહદ નાદ નુરકા દર્શન પાવો
ગગન ધુન ગર્જી રહીરે પરમ જોત પ્રકાશ
અગમ ખેલ અદભુત હેરે, સોકીયા અખંડ ઘરવાસ ,, ॥ ૧ ॥
ઇંગળા પીંગલા આઇ સુખમણાકે ઘર જાગો
ત્રીવેણીકી તીર ભરમ ભય સબહી ભાંગો
પરંપાર અપાર હે સો સદગુરૂ દીયા બતાય
જીવ જાલ તો મટ ગઇ સો બહોર ન આવે જાય ,, ॥ ૨ ॥
અધર આપ ઘર દેખ, ઇહાં સદગુરૂકા વાસા
જહાં વરસે અમૃત નુર, નહી ત્યાં સ્વાસો સ્વાસા
સનમુખ સાહેબ દેખીયા, અજર અમર અતીત
ભાણ સદગુરૂ ભેટીયારે, સનમુખ સામી તીર ,, ॥ ૩ ॥
તામે સહેજ સમાય, બહોર નહી આવે જાવે
નહી ઉપજે વીલાય, સદગુરૂ આપ કહાવે
પારસ મળી પારસ ભયા, સો દીવે દીવા હોય
ચંદનસે ચંદન ભયા, સો એમ વીચારી જોય ,, ॥ ૪ ॥

———:—:———

## પદ ૨૩ આરતી

આરતી રવી રામ તમારી, અબકી બેર મુને લીયો ઉગારી
માન ગળીયા જડીયા નીજ નેડા, મહા પરતીત પોતીયા કેડા ॥ ૧ ॥

તન મન પ્રાણ સમર્પણ કીના, સદગુરૂ શબ્દ ભયા લવલીના ॥ ૨ ॥
શબ્દમાર ઉપજા નીજજ્ઞાના, વઇરાગ જોગ સત ભકતી નીદાના ॥ ૩ ॥
મુળ ઉપદેશ સમાયા સેના મન પવન પહોંચે નહી એના ॥ ૪ ॥
બીજ અજંપા બીન નેનહી સુઝા, હદએહદ પારહી બુઝા ॥ ૫ ॥
ઊંહા નહી ભોગી ઉહાં નહી ભુકતા,ઉહાં નહી બંધ ઉહાં નહી મુકતા ॥ ૬ ॥
શીર ઉપર રવીભાણ પ્રકાશા, ખુંટમે ખેલ ખેલ્યા ખીમદાસા ॥ ૭ ॥

———:—:———

પદ ૨૪

નામકી આરતી કરો મન મેરા, જાસે તેરા હોય નીસ્તારા
જાસે ઉપકાર હોય ઓધારા ॥ નામકી ॥ ટેક ॥
સતગુરૂ શબ્દ દીયા રણુંકારા, લાગ રહ્યા હે જુગસે ન્યારા ॥ નામકી ॥ ૧ ॥
ગરજે ગગન ધુન અનંત અપારા, ઝલકે જોત અધર નીરાધારા ,, ॥ ૨ ॥
નીરખેગા કોઇ નીરખન હારા, દરીઆ ભરીઆ સોઇભર સારા ,, ॥ ૩ ॥
લોક લાજ નહી કુલ વહેવારા, નુર નીરંતર માંહીને બારા ,, ॥ ૪ ॥
ભાણસદગુરૂ કરી સંભારા, ખીમદાસકું તારણ હારા ,, ॥ ૫ ॥

———:—:———

પદ ૨૫ રાગ પુરવ

ગાઇલે ગોપાળ પ્યારારે, ગાઇલે ગોપાળ જુગમાં જુઠીરે બાજી ॥ ટેક ॥
હેતે પ્રીતે હરીને ભજીરે જાળ્યા સરવે સાળ
મારૂં તારૂં મેલી કરીરે છોડી દે જંજાળ ॥ ૧ ॥
સેવા કીજે સંત કેરી રહેવું ધણી તાર
નામની તો ભકતી કીજેરે લોપે નહી કાળ ॥ ૨ ॥
જપતપ ધ્યાને નાવે શબ્દ સાચા સંભાર
સાહેબકું પ્યારારે પાણી પહેલી પાળ ॥ ૩ ॥
સોહી ઘર સેહેજે પાયા અમુલખ માલ
સદગુરૂની સાને સમજ્યોરે નીરખો નીહાળ ॥ ૪ ॥
ભાણ કબીર રવીરામારે બુઢા નહી બાળ
ખીમદાસ ખલક દરીયા સદા ખુશી હાલ ॥ ૫ ॥

———:—:———

પદ ૨૬ રામ સામેરી

સદગુરૂ કેરા શબદમાં ચાલવું હેતે પ્રીતે લેવું હરીનુ નામ
નુરતેને સુરતેરે નીશાન બજાડીયાં, પ્રેમીજન પુરણ પદ નીર્વાણું ॥ ટેક ॥
પુરવ જનમનીરે વાતુ ગયો વીસરી, કયાંથી આવ્યો કોણ છે તારી જાત
બાજીગરની બાજી રચી છે આ કારમી, ભુલવણમાં ભુલી ગયો
તારી ભાત ॥ ૧ ॥

નવ નવ મહીના રે ઉંધે મસ્તક ઝુલતો, કર જોડીને કરતો હરી સાથે વાત
ભકતી નવ ભુલુરે હવે તારી ભુધરા, બાહેર આવ્યો ત્યાં લાગી
માયાની લાત ॥ ૨ ॥
નવલાખ અવતાર લીધા તેં તો નીરમાં, દસલાખ પંખીમાં પરીવાર
અગીઆર લાખ અવતાર લીધા કરમ કીટમાં,
વીસલાખ સ્થાવરમાં વીસ્તાર ॥ ૩ ॥
ત્રીસ લાખ અવતાર પશુ પામર પરવર્યો, ચાર લાખ અલ્પમાં નવને પેટ
લક્ષ ચોર્યાશી રે ફેરા જીવતું બહુ ફર્યો
ભુલ્યોતું હરીની ભકતી તો જાઈશ પાછો હેઠ ॥ ૪ ॥
મરી મરીને રે ચેતન બહુ અવતર્યો, હવે પામ્યો મનુષ્ય જનમ મોઘા મુલ
ભકતી ન કીધી રે ભાવે પરી બ્રહ્મનીરે,
સદ્દગુરૂ સેવ્યા વીના મુખમાં પડી ધુળ ॥ ૫ ॥
ઠાલોને આવ્યો રે ભુલ્યો જાય છે, નકાંઇ દીધું ન લીધુ સાથ
સદ્દગુરૂ વીનારે સુજે નહી સાનમાં, તારો છે તું માં ત્રીભોવન નાથ ॥ ૬ ॥
ગરજે ગગન ધુન રે અખંડ જોતું જલ હળે,સેજે મલ્યો સતગુરૂ સંતનો સંગ
ભાણ ચરણ રજ ખેમ સોહું સહી કીયાં પામ્યા પુરૂષ
અખંડ અભંગ ॥ ૭ ॥

———:—:———

પદ ૨૭ **ધુન**

જગ મગ ઝલકે જોત હીરાકી, જે બોલો સંતો ભાણ
ફકીરકી જે બોલો ॥ ટેક ॥
અનંત કલા જાકી અનંત અપારા, મેટત હે પરૂ પીરાંકી ॥ ૧ ॥
સનમુખ હે સત સાહેબ મેરા, સેજ સમાધી સધીરાંકી ॥ ૨ ॥
અંધર તખત પર આપ બીરાજે, નીરમલ પ્રેમ જળ નુરાંકી ॥ ૩ ॥
નીરાધાર અગમ ઘર જાકે, સત સાગર સુખ સીરાંકી ॥ ૪ ॥
અનેક પતીત તમે પાર પહોંચાડયા, તોડયા જનમ જંજીરાકી ॥ ૫ ॥
સેવા સુમીરણ આરતી કીજે, ખેમ સોહુ સ્વામી પીરાકી ॥ ૬ ॥

———:—:———

પદ ૨૮

હે હરી ભકતન કે વશ ભાઇ, ઉંચનીચ હરી કછુ નહી જાને
લોક કરે ચતુરાઇ ॥ હે ॥ ટેક ॥
સીવરી જાત અધમ કુલ ભીલરી, જુડે બોર લઇ આઇ
વાકા બોર વીશ્વંભર પાયે, પ્રેમ પ્રીત અધીકાઇ ,, ॥ ૧ ॥

જન રોહીદાસ સકલ જુગજાને, સાચી ભકતી દ્રઢાઇ
ખાને આયે હરી પાકમીઠાઇ, સંતન મેરે સવાઇ ,, ॥ ૨ ॥
ધના જાટ પીપા મીરાબાઇ, સજના જાતકા કસાઇ
ઝાંપાશેરીએ માટી તોલતી, વાકું પુજા ચઢાઇ ,, ॥ ૩ ॥
અનેક વીપ્ર જગતમાં જમીયા, ઉનકુ રાહન પાઇ
ખેમદાસ કહે બુઝો ઉનકું, શંખ સોકોન બજાઇ ,, ॥ ૪ ॥

———:—:———

## પદ ૨૯ કરીયે શ્રી કૃષ્ણ ઉપાસનાએ રાગ. તીથી

અમાસેં વાસો વસી રહ્યા તેનો તું કરીલે તપાસ
ગુરૂગમ કરીને ગોતીયે સોધીને ગ્રહીએ સાર
કહે હરી ખીમ ખાંતે કરી પ્રીછીશ તો પામીશ પાર ॥ ટેક ॥
પડવે પીંડ પર પોટડો ઉપજ્યો તેમ અલ્પાય
તે માટે કહુ તુજને હરખે હરી ગુણ ગાય
સંત સમાગમ કીજીયે, લીજીયે વીવેક વીચાર ॥ કહે હરી ॥ ૧ ॥
બીજે અંકુર બહુ ફુલ્યો વૈરાટ રૂપી વૃક્ષ
સ્થાવર જંગમ જળ સ્થળે જીવ ચોર્યાશીલક્ષ
હરતાં ને ફરતાં આવીયો ઉતમ મનુષ અવતાર ,, ॥ ૨ ॥
ત્રીજી અવસ્થા તાહરી કંપવા લાગી કાય
જુઠો જોબન સ્નેહ તજી મોહ મમતાને માર
કાયા માયા કારમી વણસતા નહી લાગે વાર ,, ॥ ૩ ॥
ચોથે ચારે વેદનો હારદ આવ્યો હાથ
કહેવા ગ્રહેવા કાંઇ નથી નહી કોઇ જાત અજાત
એક અખંડીત આતમાં નીશ્ચય હે નીરધાર ,, ॥ ૪ ॥
પાંચ મલી પીંડ ઉપન્યો જેમ જમાવ્યો બરાસ
આદી અંત નામ રૂપ નહી સર્વે તેમાં સમાસ
જેમ જેમ જળમાં તોરીંગ દીસે અનંત આકાર ,, ॥ ૫ ॥
છઠે મ જાણે મહારૂં તારૂં નહી તલભાર
સંજોગે સરવે તુને આવ્યુ વીજોગે નહી વાર
અનેક જુગ તુને વહી ગીયા વણસતા વારંપાર ,, ॥ ૬ ॥
સંતો એ જ્ઞાન ગોતીઓ આતમાં એક અખંડ
બુધ્ધી પ્રકૃતી પરહરી બ્યાપક પીંડ બ્રહ્માંડ
સુત્રમણી જેમ આતમાં તે સીધ્ધાંતનો સાર ,, ॥ ૭ ॥

આઠમે કોઇ સ્થીર નહી સરવે વટાવડાં જાણ
મારૂં તારૂં મુકીદે મેલીદે મનની તાણ
ધર થકી ધાયે ધર્મને કર્મના કલેશ નીવાર ,, ॥ ૮ ॥
નમીયે આતમ દેવને સેવા સીરોમણી સાર
અનુભવી ગુરૂને આરાધીયે વાણી વેદ વીચાર
મત પાખંડ મુકીદે ગુરૂ ચરણે ચીત ધાર ,, ॥ ૯ ॥
દસો દીશાએ પુરી રહ્યો પોતે પુરણ બ્રહ્મ
ઠામ ઠાલો નહી હરી વીના મહાજન જાણે મર્મ
જ્યાં જેવો ત્યાં તેવો થઇ રહ્યો, અનંત મુરતી અપાર ,, ॥ ૧૦ ॥
એકાદશા એમ વર્તવું શબ્દ વીના સોહં આપ
જીવને શીવ સંશય મટયો મારો મુજમાં થાપ
વાણી ન પોંચે વૈખરી, બુઝવુ બાવન બહાર ,, ॥ ૧૧ ॥
દ્વાદશ આંગળ આપમાં સોધી જુવે કોઇ સંત
ખટ ચક્રને વીંધીચઢે પામે આતમ તંત
ઝલમલ જોતી ઝલહળે ટળે તીમીર અંધાર ,, ॥ ૧૨ ॥
તેરસે પીવે પ્રેમથી શુરા સંત સધીર
ગંગા જમના સરસ્વતી હંસા ત્રીવેણી તીર
ઘાટ અમીકે ઉપરે પીવે મન મતવાર ,, ॥ ૧૩ ॥
ચઊદસે મન ચંચલ ફરે તેને તું સ્થીર કરી જોય
ગગન ઝરૂખાં ગોખમાં સાહેબ બેઠા સોય
મન પવન પોંચે નહી તેથી પરાને પાર ,, ॥ ૧૪ ॥
પુનમ પરસત જેહને જેને હૃદયે રૂગનાથ
મન ક્રમ વચને રમી રહ્યા મન ચીત સદગુરૂ સાથ
આનંદ ભાવે હરી ભજો, ટળશે દોષ ખીમદાસ ,, ॥ ૧૫ ॥

———:—:———

પદ ૩૦ ગરબો

તમે આવોને સજની મોરીરે ગરબે રમીયેરે
એવો ખેલ રચ્યોરે ચોગાન ફુદડી ફરીયેરે ॥ ટેક ॥
સખી પાંચ તત્વનો ગરબો દશ માંહે બારીરે
એવા ખેલેછે સંત સુજાણ પ્રભુજીના પ્યારીરે ॥ ૧ ॥
સખી ગરબો છે છે કાંઇ કાચો હલકાં ફરીએરે
એવી શીલ સંતોષની વાત સાહેબને ગમીએરે ॥ ૨ ॥
સખી સત લોકના વાસીરે ગરબો માણેરે
બીજા પશુ પામર સમાનરે એશું જાણેરે ॥ ૩ ॥

સખી જાણે તે તો માણે એ રસ એવોરે
એતો સમજી રહ્યાનું કામ કોઇને નવ કહેવોરે ॥ ૪ ॥
એતો સરગુણ મીસરી ખાંડરે સઊ કોઇ ને ભાવેરે
એવા નીર્ગુણ કડવા લીંબ કોઇ નવ ચાખેરે ॥ ૫ ॥
સખી સામાઉભા મારો શામરે જુગતે ઝાખેરે
એવી સુધડ મલી વ્રજનાર નેણ ત્યાં નાખેરે ॥ ૬ ॥
મને મળીયા છે ગુરૂદેવરે ગરબો ગાવેરે
એવી ખરી ખબર ખીમદાસ સંત સમઝાવેરે ॥ ૭ ॥

———:o:———

# શ્રી ગંગસાહેબની વાણી.

———:o:———

## આરતી

પદ ૧

સત ગુરૂ સાહેબ દરશન દીજે, પ્રેમ પીયાલા ભરભર પીજે,
આરતી ભાંણ કબીરકી કીજે ॥ ટેક ॥
પહેલી આરતી પરસ્યા દેવા, સત ગુરૂ સંતકી કીજે સેવા, ॥ આરતી ॥ ૧ ॥
દુસરી આરતી દેવ દરસાયા, પરમ પુરૂષકા પરચા પાયા. ,, ॥ ૨ ॥
તીસરી આરતી ત્રબણા ભાંગી, સુરતા જાઇ શબ્દસે લાગી. ,, ॥ ૩ ॥
ચોથી આરતી ચવદસ પેખ્યા,
એકહી શબ્દ ઓર નહી દેખ્યા. ,, ॥ ૪ ॥
પંચમી આરતી કરલે પુજા, આપહી એક અવર નહી દુજા ,, ॥ ૫ ॥
ખીમ, ભાણ રવી પુરણ પાયા, ગંગારામ પ્રેમે ગુણ ગાયા. ,, ॥ ૬ ॥

———:—:———

પદ ૨

આરતી બ્રહ્મ રહ્યા ભરપુરા, જલમલ વરસે નીરમલ નુરા ॥ ટેક ॥
આપ અંતર ધ્યાન નીરંતર, સદગુરૂ શબ્દે ભયા સતંતર ॥ ૧ ॥
હરદમ સાહેબ નાહી દુરા, નીસવાસર સોહુ હાલ હજુરા ॥ ૨ ॥
ખીમ ખાલક સાધુ સુખકી સીરા, રમતા રવી ગુરૂ રામ કબીરા ॥ ૩ ॥
આતમ અરક ભયો ઉજારા, ઉદે ભયા ભાન મીટયા અંધીઆરા ॥ ૪ ॥
હરી ગુરૂ સન્ત એક નીરધારા, નેતી નેતી કરી નીગમ ઉચારા ॥ ૫ ॥
ગંગારામ ગુરૂ સચરા ચારા, જ્ઞાન દાતાસો ગુરૂ ઇષ્ટ હમારા ॥ ૬ ॥

પદ ૩ **રાગ વાણી**

સીતારામ સમર દુખતારા દુર કરે, જેનું ખાતું દેખીને જમ રાજા ડરેરે
મુરખ મન ચીંતા શાને કરેરે ॥ સીતારામ ॥ ટેક ॥
ધન ધન ભકતી ધના કેરી, વેળુ વાવી ધઉના ગાડા ભરીરે ॥ મુરખ ॥ ૧ ॥
ત્રીલોચન ઘરે ભકતી ભારી, દીનાનાથ હાળી થઇ
ટેલુ કરીરે ,, ॥ ૨ ॥
ગજ ગુણીકા અરૂ ભીલ પારાધી, એવા અધમ જીવ હરીને
નામે તરીરે ,, ॥ ૩ ॥
કષ્ટ પડયું કબીરજીને જ્યારે, વાલો વણજારો થઇ બેલ
લાવ્યા ભરીરે ,, ॥ ૪ ॥
ખીમ ભાણરવી રૂદયામાં રાખું, ગંગારામ મંન ચીત
ચરણે ધરીરે ,, ॥ ૫ ॥

———:—:———

પદ ૪

સ્નેહી મેરા સાજન મેરા, મુખ દેખે સુખ થાય
ગુરૂ કબ મીલેંગે સ્નેહી આય ॥ સ્નેહી મેરા ॥ ટેક ॥
નેનાં ત્રસત મેરા, બેન રટત મુખ, પ્રેમ સહીત ગુણ ગાય
વ્રેહકી આગી તનમેં લાગી, જરત કલેજે લાય ॥ ૧ ॥
રાત દીવસ નેનું નીંદ ન આવે, રૂદન કરતાં દીન જાય
કયા કહું મેં કહું કોન આગે, મન માંહી મન પછતાય ॥ ૨ ॥
આઠો પહોર ઉદાસ અંતરમાં, ગ્રેહ વનમાં ન સોહાય
ખાવત પીવત સોવત જાગત, એક પલ જુગ સમજાય ॥ ૩ ॥
અલપ સુખ અનંત ભાતકે, કોટી મલેજો આય
પ્રેમ પીયાસી પીયુજીકી દાસી, પીયા પીયા મન ન ભાય ॥ ૪ ॥
સદગુરૂ સ્વામી અંતર જામી, નેના કબ દરસન પાય
ગંગારામકુ કૃપા કીજે, ચીત ચરણોમે લોટાય ॥ ૫ ॥

———:—:———

પદ ૫

આજ મેરે આંગણે મેં આયે મુગુટ મણી
જનમો જનમકે પાતક છુટે, સતગુરૂ સાન સુની ॥ ટેક ॥
કોટ કામ રવી કીરણ લાજે, એસી શોભા બની
કલુ કાલકે થાણે ઉઠાયે, સુણો જબ શબ્દ ધુની ॥ ૧ ॥
કમલ નેન કૃપા મોહે કીની, આપને લખ લીની
અનંત કોટમેં અપરાધન, મીલે મોહે રામધની ॥ ૨ ॥

ગુરૂ ગમ ગોલી મન મેરા વીન્ધ્યા, લંગ ભંગ કુબુધ હુની
ચીત ચરનુમેં વીછરે નાહી, કબહુ, એસે મોહે આય બની ॥ ૩ ॥
ગંગારામ ગુરૂ એકહી દેખ્યા, મન રવી ભાણુ ભણી
ખેમ ખાલકકી ખબર મોહેદીની, મીલે મોહે ધુન ધની ॥ ૪ ॥

———:—:———

પદ ૬

હે મનવા રામ સમર હૃદયે હેત આણી
પ્રેમે પુજા કરીને થાવને પાવન પ્રાણી
અંતરમાં સમરો ને સારંગ પાણી ॥ ટેક ॥
મન ગાળીને સંતોને મળીયે, ભ્રાંતો ભાંગીને ભળીયે
જેમ પાણીમાં પાણી ॥ હે મનવા ॥ ૧ ॥
તન મન ધન અર્પા સેવા કીજે હરીને હરદે રાખો
જુઠી માયાને જાણી ,, ॥ ૨ ॥
હેતે પ્રીતે હળતાને ભળતા, જસ રાખી ચાલ્યા
જગમે વરતી વાણી ,, ॥ ૩ ॥
ભજન પ્રતાપ પતીત ઓધારણ, અવીચલ પદને પામ્યા
મહારસને માણી ,, ॥ ૪ ॥
ગંગારામ ગુરૂ ખેમ ભાણ રવી, શરણે રાખો
જન આપનો જાણી ,, ॥ ૫ ॥

———:—:———

પદ ૭

હે મનવા રામ સમર જગ જુઠો જાણી
અંતે ઉડી જાવું રહેશે ભલાની વાણી
આ જગમાં એક સાચી નામ નીશાની ॥ ટેક ॥
કપટી નારાયણ અજામેલ ઓધાર્યો, તતકાળ છોડાવ્યો
જમે બાંધ્યો તાણી ॥ મનવા ॥ ૧ ॥
જો તુંમ દેખો સો થીર નાહી, જોતાં નષ્ટ થાશે, ઝાંઝવાના પાણી ,, ॥ ૨ ॥
પામર જીવશું પોંચ છે તારી, કરતા આપ હરી, તુને કાળ લે તાણી,, ॥ ૩ ॥
અમૃત મુકીને વીષકાં વાવો, મોંઘો મનખો પરબ તું લેને માંણી ,, ॥ ૪ ॥
હરીગુરૂ સંત સદા શીર મેરે, ગંગારામ સમર, નહી હોવે હાણી ,, ॥ ૫ ॥

———:—:———

પદ ૮

મનવા સંત સમાગમ કરીલે ભાઇ,
ભાવે ભકતી ગોવીંદ ગુણ લે ગાઇ,
આ જુગમાં સાચી એક સગાઇ ॥ મનવા ॥ ટેક ॥

હેતે નરસઇયે હરીને લડાવ્યા,
હુંડી હાર મામેરાં પુર્યાં જાઇ ,, ॥ ૧ ॥
વીખના પ્યાલા અમૃત કરી પીધા,
ગીરીધારી ગાયા જ્યારે મીરાબાઇ ,, ॥ ૨ ॥
ભજન પ્રતાપે પ્રેલાદ પ્રતીજ્ઞા
જમ જીતીયા અભય પદ પાઇ ,, ॥ ૩ ॥
ભક્ત વત્સલ સદા ભીડ ભંજન
દુખ મેટી સદા સંતન સુખદાઇ ,, ॥ ૪ ॥
હરીગુરૂ સંત એકજ દો નાહી
ગંગારામ સમરો તમે મેરા ભાઇ ,, ॥ ૫ ॥

——:—:——

પદ ૯ રાગ કાનરો

ધનરે ધડી જા ઘર સંત પધારે, તાદીનકી બલીહારી
ગ્રહ આંગનો પાવન કીનો, મેરો જીવન જનમ સધારીરે ॥ ટેક ॥
જાન અજાન કૃતાર્થ ભયો, સંત સભા સુખ કારીરે
લોહા પારસ પરસત રંગ પલટે, તે જગ મગ જોત ઉજીયારીરે ॥ ૧ ॥
દોષ નીવારણ અધમ ઓધારણ, પર આતમ ઉપકારીરે
નામ રૂપ જગ તારન કારણ, અકલ પુરૂષ અવતારીરે ॥ ૨ ॥
સુરીનર વંદે સંત ચરણરજ, ધરમ રીયા શીર ધારીરે
વંદત વેદ ગુણ ગાવત ગીતા, તે ભાંગે ભવદુખ ભારીરે ॥ ૩ ॥
ઓર ઉપાય નહી આદ અંતે, ઇ તરવેકી બારીરે
લગતન ચોટ ઓટ સંતનકી, તો જમ રહે જખ મારીરે ॥ ૪ ॥
હરીગુરૂ સંત સદા શીર મેરે, જુગો જુગ શરણ સુધારીરે
ભાગ જાગે ભાણુ રવી ભેટે, ગંગહી રંગ કરારીરે ॥ ૫ ॥

——:—:——

પદ ૧૦

સાહેર સોજોરે તમે, અરપાને શીશ, ગોરાજી પાસે માંગો આશીશ ॥ ટેક ॥
મરજીવા હોઇનેરે મહાદરીઆમાં પેસી, વસ્તુ લાવો અનુભવ એસી
પુરા પારખરે સંત સુજાણ, અસંખ જુગારી દીયે ઓળખાણ ॥ ૧ ॥
નરને વીહારીરે એવા નુરી નીરવાણ, ગુરૂવા જેવા કહીયે મેરાણ
તીહારી લહેરે લાધેરે, હીરા માણક મોતી, કોઇ કોઇ વીરલા લેશે ગોતી ॥૨॥
રેન અંધારીરે વરસે નરમલ નુર, ગગન મંડળ વાજે અનહદ તુર
નીમવ્રત ધારીરે પુરા ગુરૂજ્ઞાન, અખંડ અભંગી તારૂં ધ્યાન ॥ ૩ ॥

ધરા અમર વચ્ચેરે મેરૂ અડુલ, અવીચલ વાચા જાયરા બોલ
બે પરવાઇરે ભજન ભરપુર, આલમ રહેરે ત્યાં હેરે હજુર ॥ ૪ ॥
ખીમ ભાણને રવી ગુરૂ રમતા રામ, જુગ જુગ સંત સુધારણકામ
ગંગારામનેરે ગુરૂ તીહારી આશ, શબ્દે સર્વદા રાખીયો પાસ ॥ ૫ ॥

———:—:———

પદ ૧૧ રાગ મારૂ

હરીજન હીંમત રાખી, ભાવે ભક્તી કીજે
શીર સાટે સદગુરૂ મળે, પાછી પીઠ ન દીજેરે ॥ હરી ॥ ટેક ॥
આપ કસીને પર પોખીયે, દુખ સહીને સુખ દીજે
રાજા હરીચંદ્ર મોરધ્વજ જુગમાં અમર રહીજે „ ॥ ૧ ॥
નામા પીપા રોહીદાસને, સમર્યા સાદ દીધા
કોડે કાજ નરસીતણા, ભલી ભાતે કીધાં „ ॥ ૨ ॥
ગજ ગુણીકા પશુ પારાધી, શા સુક્રીત કીધાં
નીર્ભય નાથ નીવાજીયા, અવીચલ પદ દીધાં „ ॥ ૩ ॥
ઘણ એરણ બીચ ઘા સહે, મોઘે મુલે વેચાયા
સો હરીજન હીરા ખરા, લાખો માંહી લેખાયા „ ॥ ૪ ॥
સાચાને સાહ્યબો રાખશે, વાર કરશે વહેલી
પાંડવ કાજે ચક્ર ધર્યું, પણ પોતાનું મેલી „ ॥ ૫ ॥
પરમારથી પાંડવ થયા, વળગી રહ્યા વીશ્વાસે
અરી પડેને ખસે નહી, પ્રભુ સદા તેની પાસે „ ॥ ૬ ॥
જેને આસરો રામ નામનો, તેને હરી કેમ મેલે
ગંગારામની સંગ સદા, ખીમ સાહેબ ખેલે „ ॥ ૭ ॥

———:—:———

પદ ૧૨ રાગ પરજ

સખી સદગુરૂ દીન દયાળ, સમરૂ એક ચીતેરે
આવશે ઓચીંતાનો કાળ, ઉઠી જાવું અંતેરે ॥ ટેક ॥
આતો પરદેશી પરૂણો પ્રાણ, પાંજરીયા માંહીરે
તેને જાતાં ન લાગે વાર, સમજ મન માંહીરે ॥ સખી ॥ ૧ ॥
તેં જાણ્યું તારા મન માંહી, સરવે છે માંરૂરે
ધોળે દહાડે જાઇશ જમ દ્વાર, એવી સમઝણ સારૂરે „ ॥ ૨ ॥
તું તો જાતી માયાને જોય, ભરમે મત ભુલેરે
એતો સ્થાવર જંગમના ફુલ, ફુલેને વરી ઉલેરે „ ॥ ૩ ॥
તું તો મેલીને માન ગુમાન, જીવતમાં મરીએરે
ગુરૂ ટાળે ત્રીવીધીના તાપ, તો ચરણમાં વરીએરે „ ॥ ૪ ॥

આવો રતન પદારથ સાર, આવી તક લાગ્યોરે
ગંગારામ સમર ગુરૂ ખીમ, ભવનો ભેય ભાંગ્યોરે ,, ॥ ૫ ॥

——:—:——

પદ ૧૩

મારી વાલપના વીશ્રામ, જીવન ધન સાચુંરે
મેં જાણી ગુરૂદેવની ટેક, બીરદ નથી કાચ્ચુંરે ॥ મારી ॥ ટેક ॥
અમો રાંકુને રઘુનાથ, ઓસડથી ઉગારોરે
મારા રૂદય કમલની માંય, પ્રેમેથી પધારોરે ,, ॥ ૧ ॥
જહાં સદગુરૂજીના સુખ, દુખ નહી કોઇરે
ત્યાં દાખુછુંરે દયાળ, રવી સન્મુખ જોઇરે ,, ॥ ૨ ॥
મારા પ્રાણપતીનો પ્રતાપ, ભરૂસો છે ભારીરે
પતીવ્રતા પડીદુખમાંય, ગુણીકાને ઉગારીરે ,, ॥ ૩ ॥
એવી વીકટ વેળામાં વાર, ત્યાં સાર તમારીરે
મારા અવગુણનો નહી પાર, તમે છો ગુણકારીરે ,, ॥ ૪ ॥
સખી સદગુરૂજીને સંગ, કારજ મેં કીધારે
ગંગારામ સમર ગુરૂ ખીમ, અવીચલ સુખ લીધારે ,, ॥ ૫ ॥

——:—:——

પદ ૧૪ થાળ

ગુરૂજી મારા પુરણ મહા પરસાદી ( ૨ ) ॥ (૨) ॥
હરી આજ ને અનાદીરે સંત પધાર્યા,
હુંતો તન મન ધન વારીરે સંત પધાર્યા, ॥ ટેક ॥
વાલાજી મારા પ્રેમે પાટ ઢલાવું, ( ૨ ) ॥ ૧ ॥
નીવ્રતીએ નવરાવુંરે સંત પધાર્યા. ॥ ૨ ॥
ગુરૂજી મારા ધુપ ધ્યાન આરતી ઉતારૂ. ( ૨ )
મન મોતીડે વધાવુંરે સંત પધાર્યા. ॥ ૩ ॥
ગુરૂજી મહારા જે મહોલે સંત પધાર્યા ( ૨ )
તે અમારા પુરને તોલરે સંત પધાર્યા. ॥ ૪ ॥
ગુરૂજી મારા કર જોડીને રહીયે સાંમાં ( ૨ )
ખીમ ચરણે ગંગારામરે સંત પધાર્યા. ॥ ૫ ॥

——:૦:——

## શ્રી કૃષ્ણદાસજી શ્રી ખેમસાહેબ કૃત ગુરૂ સ્તુતી.

॥ છપ્પય ॥

શ્રી મહીકાંઠે ગામ ધામ શેરખી સુખદાઇ
પ્રકટે સતગુરૂ ભાણ જાણ જગમાં ફેલાઇ

પલ પલ પરચા દીન કીન નીજ જનકે કાજા
આપ દત્ત અવતાર ગુણાતીત ગરીબ નીવાજા
અણલીંગી આપા રહીત શ્રી ગુરૂ ભાણ દયાળ હે
અનેક જીવ ઓધારીઆ પલમે કીયા નીહાલ હે ॥ ૧ ॥

દોહરા

સતગુરૂ ભાણ કૃપાનીધી, અશરણ શરણ સુખધામ
ગુર્જર ધર પાવન કરી, વસે શેરખી ગામ ॥ ૨ ॥

છપય

એસે સતગુરૂ શામ, ધામ નીજ જનકું દીનો
અનહદ નાદ બજાય, આપ અમૃત રસ પીનો
ભકતી યોગ વઇરાગ્ય, જ્ઞાન ધન ધ્યાન સહીતા
હરીહર ચરન ઉપાશી, મોહ મદ માન રહીતા
અકલ કલા સીદ્ધી સહીત, રીદ્ધીરામ લોલીનહે
તન મન ધન અરૂપ્રાણયુત, શ્રી હરી અર્પણ કીનહે. ॥ ૩ ॥

દોહરા

અખંડ અદ્વૈત બ્રહ્મ રસ,ભોગી યોગી શ્રીભાણ
નામલેત અઘ થર હરે, સેવન, સબ સુખખાણ ॥ ૪ ॥

છપય

શ્રી સતગુરૂ કે શીષ્ય, પ્રથમ કુંવરજી દાસા
સુતવીત દારા ધામ, કામ તજી ગુરૂ પદ વાસા
પ્રેમદાસ અરૂ માવ, ભાવસેં સતગુરૂ સેવે
રામ ચરણ લોલીન, મીન જ્યું જલમે રહેવે
ચતુર શીષ્ય ગુરૂ ભાણકે, પુરણ પરમ પ્રકાશ હે
અવતારી અણલીંગી સો, સત્ય પુરૂષ રવીદાસ હે ॥ ૫ ॥

દોહરા

યોગ જ્ઞાન ગુન ધામ, ગુરૂ ભાણ બ્રહ્મ રસ લીન
રવીરામ નીજ રૂપ લખી, આપ અમર પદ દીન ॥ ૬ ॥

છપય

બેઠ તખત રવીરામ, ભાણકે સબ સુખસાગર
તીન લોક યશ છાય, પાયપદ પરમ ઉજાગર
અનંત શીષ્ય કીય આપ, ભેખયુત ભવ ભય ભંજન
કોટી કલાકે ધામ, રામ રઘુવર ચીત રંજન
સાહેબ સમર્થ રામ, રવી જાની ખેમસુત ભાણકે
ભેખ રવીગુરૂ તે ગ્રહી, તજ્યો જગત દુખ જાણકે ॥ ૭ ॥

દોહરા

સાહેબ ખેમ સમર્થ સુખી તાકે સુત સુખ ધામ
ગંગાજળ નીર્મળ સરસ ગુણનીધી ગંગારામ ॥ ૮ ॥

છપય

ખેમ સુવન યુત આપ, તાપ ત્રય સદા નીવારણ
રવીગુરૂ આજ્ઞા પાય, જાય શાપર સુખ કારણ
વસે કરન શુભકાજ, શીષ્ય કે મુકતી કરતા
વાગડ દેશ સચેત, કીયો અહં મમતા હરતા
લાલદાસ ગુરૂ લક્ષ્ય લહી, વસે સુપાટણ ધામ હે
ફુલ ફકીરી ધારકે, તજી આશ તમામ હે ॥ ૯ ॥

દોહરા

રામદાસ રવીરામકે, ચોથે શીષ્ય ઉદાર
નીજ આસન સ્થાપીત ભયે, શેરખી ધામ સુધાર. ॥ ૧૦ ॥

છપય

મોરારી મંગલરૂપ, ભુપ જાકું સબ સેવે
પંચમ રવી કે શીષ્ય, પરમપદ સેવત દેવે
આગ્યા સતગુરૂ ધાર, પાર ભવસાગરપાયે
ખંભાલીયે મુકામ કીયે, રવીગુરૂ મન ભાયે
શ્યામદાસ જીવન સહીત, ત્રીકમ તનમન અરપીયા
કૃપા કરી સબ સંતને કૃષ્ણદાસ ઉર ધરકાયા ॥ ૧૧ ॥

દોહરા

ભાણવંસ ભવતરનકું, સકલ ભયે જગ જહાજ
વીઘ્ન હરન મંગલ કરન, સંત સકલ શીરતાજ ॥ ૧૨ ॥

છપય

શ્રી ભાણ ભજે ભવ મીટે રવી રટતે સુખ પાવે
ખેમ નેમ શું જપે, ગંગ સેવે અઘ જાવે
લક્ષ્ય સહીત હીતકારી, લાલ સુમરે સુખ પાવે
રામદાસ કરી કૃપા, ત્રીવીધ તાપ તજાવે
મંગલરૂપ મોરારીકો, મનન હરે ભવ આપદા
શામ જીવન ત્રીકમ કરો, સુખ સેવકકું સવંદા ॥ ૧૩ ॥

દોહરા

ખેમ ચરન રજવંદીકે, સતગુરૂ પદ ધરી આશ
કૃષ્ણદાસ કરજોડી કહે, દીજે નીજપદ વાસ ॥ ૧૪ ॥

## છપય છંદ.

સુન અનહદકી ડોર, ભાણ ફોજ નીરભે ચડી;
પ્રથમ કુંવરજી સરદાર, ગુરૂસે ગુરૂ ગમ જડી
રવીદાસ રંરંકાર, નામકી નોબત ગડી
જીવણદાસ જગજીત, મનસાકી તોડી કડી
ખરો ખેલ ખીમદાસ, સુરત નીસાને ચડી
સત નામી શ્યામદાસ, સુરત જાઇ બ્રહ્મમાં ભલી ॥ ૧ ॥
ઉદાસી ઓંકાર, ભજનમાં લાગી જડી
શંકરદાસ સનમુખ રહે, માધુ મંગલ ગાવે
ચરણદાસ નીરગુણ, હરીદાસ સંખ બજાવે
દયાળદાસ દીલમાંહી, કમળકુ નાદ સુનાવે
ગરીબદાસ ગુલતાન, નીતહી કાવડ ફીરાવે,
હરખ સોક દો હારકે, સંત ચરણ રજ સીર ધરી
કરજોરી કહે કૃષ્ણદાસ, ગુઃ ભાણ ફોજ નીરભે ચડી ॥ ૨ ॥

———:o:———

## રાગ રાસનો

જોજો પરગટ પરચા ગુરૂ ભાણનારે,
બંધ છોડાવ્યા ચારે ખાણનારે ॥ જોજો ॥ ટેક ॥
સાહેબ પ્રથમ પધાર્યાં ગુજરાતમાંરે,
બંધીવાન છોડાવ્યા એકરાતમાંરે ॥ જોજો ॥ ૧ ॥
ક્રોધો કોપ ધ્રુજે બંગલા મેડીયુંરે,
પલવારમાં તોડાવી જેણે બેડીયુંરે ,, ॥ ૨ ॥
હાકેમ જાણેકે રાજ ગયું આઘડીરે,
કરે વીનતી પગે મેલીને પાઘડીરે ,, ॥ ૩ ॥
એવા પ્રગટ પરચા ગુરૂ ભાણનારે,
હાથ જોડી ઉભા ખારવા વાહાણનારે ,, ॥ ૪ ॥
ગુરૂ પ્રતાપે રામ ચરણ બોલીયારે,
મને મલ્યા મોહન ગુરૂ ઓલીયારે ,, ॥ ૫ ॥

———:o:———

બલીહારી રવીગુરૂ ભાણનીરે,
મધ્ય દરીયેથી તારેલ વાહાણનેરે ॥ બલીહારી ॥ટેક॥
આઠવાગે અગન દેવ આવીયારે,
વાયુ ઓગણ પચાસ લાવીયારે ,, ॥ ૧ ॥

હાલાર મધે ખંભાલીયુ ગામછે રે,
ત્યાં રવી મોરારનું ધામછેરે ,, ॥ ૨ ॥
ગુરૂની કાશીમાં જય બોલાયછે રે,
ત્યાં કોઢીયાના કોઢ મટી જાયછેરે ,, ॥ ૩ ॥
ગુરૂની જાત્રાયે જન બહુ જાયછેરે,
તેના મનના મનોરથ પુરણ થાય છેરે ,, ॥ ૪ ॥
ગુરૂપ્રતાપે રામચરણ બોલીયારે,
મને મલ્યા મોહનગુરૂ ઓલીયારે ,, ॥ ૫ ॥

———:૦:———

## શ્રી શેરખીનું ટુંક વૃતાંત.

સંવત૧૭૮૫માં શ્રી ભાંણ સાહેબે સેવકોના આગ્રહને લઇ શ્રી શેરખીની જગ્યા બાંધીને પોતાના શીષ્ય કાનદાસજીને શેરખીની જગ્યામાં રાખ્યા. ને કાનદાસજી નીરવાણ પદને પામતાં શ્રી રવીસાહેબ શેરખી જીગ્યાની ગાદી પર બીરાજ્યા રવીસાહેબનો જન્મ સંવત ૧૭૮૩ના માઘ શુદ ૧૫ ને ગુરૂવારે આંબોદે ગામમાં થયોહતો અને બંધારપાડામાં તેમનુ મોસાળ હતું. તેમણે સંવત ૧૮૧૩ માં માઘ શુદ ૧૧ ના રોજ બંધાર પાડામાં કુવરજી મહારાજના ઘેર શ્રી ભાણ સાહેબ પાસેથી દીક્ષા લીધી હતી. સંવત ૧૮૬૦ માં પોતાના શીષ્ય રામદાસજીને શેરખીની જગ્યાની ગાદી સોંપીને પોતે મોરાર સાહેબને ખંભાલીડા સમાવાનું વચન આપેલ તેથી ખંભાલીડા જવા નીકલ્યા વચમાં વાકાનેર કડીઆ ભગતને ત્યાં શરીર નીરવાણને પામ્યું, ને સાથે મોરાર સાહેબ હોવાથી મહારાજ શ્રીના સ્થુલ દેહને ખંભાલીડા લઇ ગયા. અને દેવા પંડાએ કરેલ યજ્ઞ કુંડમાં શ્રી રવીરામ સ્વામી ના શરીરને સમાધી આપી. જે સમાધી ઉપર હાલમાં શ્રી રામચંદ્રજીનું મંદીર છે.

સંવત ૧૮૮૮ માં શેરખી રામદાસજી મહારાજ નીરવાણ પદને પામ્યાને મહારાજ વાલદાસ શેરખીની ગાદીએ આવ્યા તેઓ સંવત ૧૯૧૦ માં શેરખી મુકામે નીરવાણ પદને પામ્યા ને રેવાદાસજી મહારાજ શેરખી જગ્યાની ગાદીએ આવ્યા. રેવાદાસજી મહારાજ સંવત ૧૯૨૮ ના ફાગણ શુદ ૭ ના રોજ શેરખી નીરવાણ પદને પામ્યાં ને રાધીકાદાસજી મહારાજ શેરખીની ગાદીએ આવ્યા તેઓ શ્રી ૨૭ વરસ જગ્યાનો વહીવટ કરી સંવત ૧૯૫૯ ના આસાડ શુદ ૧૨ ના રોજ પોતાના શીષ્ય રાઘવ પ્રસાદજીને શેરખી જગ્યાની ગાદી સોંપી પોતે

નર્મદા હરીદ્વાર કાશી વીગેરે તીરથોમાં નીવાસ કરી **સંવત ૧૯૬૩ના આષાઢ સુદ ૧૦ ના રોજ નાશીક** પંચ વટીમાં નીરવાણ પદને પામ્યા ને રાઘવ પ્રસાદજી મહારાજ સંવત ૧૯૯૫ ના જેઠ વદ બીજ ને રવીવારે નીરવાંણાપદને પામતાં ત્રીજ ને સોમવારે શ્રી શેરખી સમાધીસ્થ થયા.

———:—:———

# શ્રી રવી સાહેબની વાણી.

૧

## બોધ ચિન્તામણી.

**સાખી**—સદ્ગુરૂ મેં આયો શરન, બોધ કરો મોહી જ્ઞાન
તત્વ બતાવો રવી કહે, ઉપજે નીશ્ચળ ધ્યાન.

**ચોપાઇ**

સદગુરૂ સ્વામી સોઉ સમજાયો, ચરણ કમલ નીશ્ચે કરી આયો
સદગુરૂ કહે સેવક સુણભાઈ, ગુરૂગમ વીના ચોર્યાંશી પાઇ ॥ ૧ ॥
હરી બીન જીવ બહુત દુ:ખ પાવે, તાતે ચોરાશીમે જાવે
ચારો ખાણી ફરતો ભાઈ, ઉંધે મસ્તક રહેતો તાંહાઈ ॥ ૨ ॥
નર્ક કુંડમાં ક્રીડા કરે, મહા દુ:ખ માંહીં માયા મરડે,
તબ સ્તુતી કરતો ત્યાંહી, રામનામ રટતો મુખમાંહી ॥ ૩ ॥
અબહી બાહેર નીકાસો મોહી, માંહી ઘણી બેહેકે બદબોઇ
દસ આંગળીઓ મુખતાં ધરતો, તોબા તોબા માહી કરતો ॥ ૪ ॥
નરક કુંડમાં કીનો વાસા, ઉદર અગ્ની ચોરે પાસા,
નવ માસ મહા કષ્ટે ગયા, મહેરમને મન ઊપજી મયા, ॥ ૫ ॥
બહોત દીન કરગરતા હોઈ, દયા કરી દયાળે સોઈ,
સ્વાસે રામ કહ્યા કંઈ વારા, ત્યારે છોડાવ્યો કારતારા ॥ ૬ ॥
બાહેર નીકાસ્યો માયા માંહી, રૂધીરમાંહી પ્રગટાયે તાહી
કેડે કંદોરા કેશ વાંકડીઆ, કંડી કોટે વળી હાંસડીયા ॥ ૭ ॥
શીર ટોપીને કાને વાળી, માથે લઇ કસ્તુરી ભેળી
ઝુલાવે પ્રુજને મહ તારી, પીતા પ્રેમ લગાવ્યો ભારી ॥ ૮ ॥
પાંચ વર્ષનો પુત્ર કહાવે, છૈયાં છોકરાં માંહી રમાવે
દશ વર્ષમાં કુંવર ઢુકયો, નીશાળે ભણવાને મુકયો, ॥ ૯ ॥
ભણીયો માંહી ભેદ રસાલ, એવો મેલ્યો ક્રોહ વીશાળ,
પરણાવીને નાખ્યો જાળી, ભુંડી નજરે જોયું ભાળી ॥ ૧૦ ॥

વીખીયા માંહી વીંધી નાખ્યો, કામે અંધ કરી બે આંખો
કુડ કરેને પર ધન હરે, ઘરમાં વીષય વાસના ધરે ॥ ૧૧ ॥
માત પીતાસુ વેર કરાવે, વહુજી વચન કહે મન ભાવે
બીજી વીસે જોયું ભાળી, ત્રીકમશું નવ લાગી તાળી ॥ ૧૨ ॥
વીષયા જાળ પડ્યો તું વાડે, છતે અજવાળે પડીઓ ખાડે
છૈયે વીટીં વળગી ખાધો, રામનામ રૂદીએ નહી લાધ્યો ॥ ૧૩ ॥
લાડકડા છોકરડા લુટે, કામ જગાવન કામીની કુટે
ખાવીંદ કહે લાવો ખાવા, કહે કામીની નહી દઉ જાવા ॥ ૧૪ ॥
રામ ભજંતા રંડી વારે, પીટયા શીદ પરણ્યો તો તારે,
પચાસે પળીઆં બહુ આવે, મુખસે રામ પ્રીત નહી ગાવે ॥ ૧૫ ॥
સબ લોકનમે કહાવે મોટો, જમ રાજા ઘર મારે દોટો
જમ રાજા ઘર હુઈ વધાઈ, આપણ એક પ્રગટ્યો અન્યાઈ ॥ ૧૬ ॥
રામનામસુ નાહી હેતા, તાસે પ્રીંત કરે બહુ પ્રેતાં
સાઠ વરસમાંહી જઈ પડીયો, રામ ન જાણ્યો જમડે ઝડીઓ ॥ ૧૭ ॥
સીતેર વર્ષે નેણુ ન સુઝે, નાક ગળે કાને નવ બુઝે
એંસી વરસામાં અથડાયો, ઘેલો સૌ કહે રામ ન ગાયો ॥ ૧૮ ॥
ઘરમાં સૌ કોઈ વંચો કરે, કહે પણ કોઈ કાને નવ ધરે
તેનુ કહ્યું સુણે નહી કાને, સૌ સમઝાવે મુરખ સાને ॥ ૧૯ ॥
કમળ ધ્રુજે ને મારે ફાંફાં, મુખડાથી બોલાયે ફાંફાં.
છૈયા છોકરા તે નહી માને, ગણીયો છે છપનને પાને ॥ ૨૦ ॥
પથરની પેઠે અથડાએ, મરીએ કયારે એવું થાએ.
અંતકાળ સમે આવ્યા વહાલાં, જમના દુત લઇને ચાલ્યા ॥ ૨૧ ॥
લોહની સાંકળે મારે માર, ખબર ન રાખી થયો ખુવાર,
ભજ્યા ન રામ સાધુ નહી સેવ્યા, સારા લાગ્યા મીઠા મેવા. ॥ ૨૨ ॥
ઇંદ્રીમાં લપટાણો અંધ, બેવડ ચોવડ બાંધ્યા બંધ,
જમડે બાંધી ઉભો કર્યો, લઇને સુળી ઉપર ધર્યો ॥ ૨૩ ॥
સુળી ઉપર માર્યો માર ત્યાંથી ઢાળ્યો કરે પોકાર,
સામે સામા ઉભા દુત, મધે ઉભો કર્યો કપુત, ॥ ૨૪ ॥
મારે કોરડા કરે બકોર, મુખથી મુરખ કરે બહુ શોર,
હાય હાય મુકાવો કોય, તન તપે ત્યારે બહુ રોય, ॥ ૨૫ ॥
શીલા લઈ છાતીપર ધરે, મુકાવા કોઈ નવ કરે
કયારે ન ગાયા ગુણ ગોપાળ, કાંઈ ન પડતો જમની જાળ ॥ ૨૬ ॥
ધરમ રાજાએ દીધો દંડ, નાખ્યો લક્ષ ચોર્યાસી કુંડ
શ્વાન શુકર ને ખર બીલાડ, કાગ નાગને ઉલુક શીઆળ ॥ ૨૭ ॥

અસંખ્ય જુગ ચોર્યાસી ફર્યો, ઘણા કાળ તેમાં રડવડયો
માટે રામ ભજો નીર્વાણ, રામ કહો છોડી કુળ કાંણ ॥ ૨૮ ॥
અનેક જન્મ રડવડતાં ભાઇ માંડમાંડ મનખા દેહ પાઇ
સાંભળને ઉદરની વાત, જુઠા માત પીતા સુત ભ્રાત ॥ ૨૯ ॥
સગા કુટુંબ સૌ સુખના બેલી, દુખ પડે તબ દેવે ઠેલી
માન્યુ વચન ઉપની ગ્રેહે, કડવુ લાગ્યુ તનમન ગ્રેહે, ॥ ૩૦ ॥
સદગુરૂ પાસે આવ્યો જીવ, પીડાઉં છું સદાનો પીવ
મુકાવો ચોર્યાસી ઠામ, સદગુરૂજી ઓળખાવો રામ ॥ ૩૧ ॥
સદગુરૂ મસ્તક મુકયો કર, સુણાવ્યો રામ તારક મંત્ર
જાણી ગ્રહી મંત્રની રીત, સંભાળી ઉદરની ભીત ॥ ૩૨ ॥
ગર્ભે રહીને કેહતો વાણી, ભક્તી બીજ રહયો તો જાણી
બીહાવે ઉલટા જમના દુત, સદગુરૂ કેરો થયો નીજપુત ॥ ૩૩ ॥
સદગુરૂ શીષ લીધો સંભાળી, બંકનાળ રસ પાયો ગાળી
રામનામ મુખસે જબ બોલ્યા, સુરત તુરત દરવાજા ખોલ્યા ॥ ૩૪ ॥
રામનામની ચઢી ખુમારી, નેણા આગળ શોભા ન્યારી,
ચોર્યાશીનો માર મીટાયો, મહાપદમાં લઈ મન સમાયો, ॥ ૩૫ ॥
અક્ષર અણ અક્ષરની મધે, ચોર્યાસી છુટીતે સંધે
ભરમ કરમ સબ મટીઆં કામ, રોમ રોમમાં પ્રગટયા રામ ॥ ૩૬ ॥
મલ નીર્મળ મીટયા બંધ મોક્ષ, દોષ મટયા ત્યાં નવ ધરે રોષ
પુરણ બ્રહ્મ કહાવે પોતે, જાલમ સદગુરૂ મલીઆ જોતે ॥ ૩૭ ॥
સંવત અઢાર એકાદસમાંહી, સદગુરૂ ભાણે કરી કૃપાહી
ચીંતામણી ચેતન કરી કહી, જેણે ગ્રહણ કરી તેણે લહી ॥ ૩૮ ॥
માધ માસ શુકલપક્ષ પંચમી, કહી ચીંતામણી ગુરૂને નમી
પ્રગટયો પુરણ સોંહં પ્રકાશ, ભાણ ચરણ રજ કહે રવીદાસ ॥ ૩૯ ॥

## સાખી

ચેતામણી ચીતમેં ધરે, સમે સર્વ અજ્ઞાન
રવીદાસ સતશબ્દસે, પ્રગટે આતમ જ્ઞાન
સદગુરૂ કીના બોધ યહ, સમજે સંત સુજાણ
રવીરામ રમતા લખ્યા, ભેટયા સદગુરૂ ભાણ.

## ૨ આત્મલક્ષ ચીંતામણી.

## સાખી

સદગુરૂકે પ્રસાદસે, ખોજ્યા પીંડ પ્રમાણ
પરમશુન્યમે પરમ તત્વ, દરસ્યા ગુઢયા નીશાણ

## ચોપાઈ

અત્તા ગુરૂકી પાંઉ, ગાથા પ્રેમકી ગાઉ
સંગત સાધુકી કીજે, પ્યાલા પ્રેમકા પીજે ॥ ૧ ॥
સદગુરૂ સંત સરજનહાર, વામે ઓર નહી વીચાર
જડ ચૈતન સરવે એક, ઐસી રાખ મનમે ટેક ॥ ૨ ॥
હુંતુ કરત હે બે કામ, બોલે આપ આતમ રામ
અવસર જાત હે તેરા, ફીરેગા બહુતહી ફેરા ॥ ૩ ॥
ચોર્યાશી લક્ષ જીવજંત, ફરતા નહી આવે અંત
આવા ગમનકા ફેરા, ફીરેગા જીવડા તેરા ॥ ૪ ॥
ગુરૂ મુખ ચેતલે ભાઈ, પીછે બહોત પસ્તાઈ
પાઈ ભલી નર દેહી, સમરલે રામ સનેહી ॥ ૫ ॥
મુરખ નીંદ ભર સોયા, હીરા હાથસે ખોયા
કુલસે રહેત હે આધીન, હરીજન દેખ પડદા કીન ॥ ૬ ॥
અંધા કરત આતમ ઘાત, નીશદીન જન્મ બીત્યો જાત
દુષ્ટી જનમીયા કુળમાંહી, આતમ રામ જાણ્યા નાહી ॥ ૭ ॥
તેરા જીવના ધીક્કાર, સમર્યા નહી સરજન હાર
વાંઝ રહી કયું નહી માત, જીવત મુવા કયું નહી તાત ॥ ૮ ॥
માકુ બડાહે જંજાળ, મીથ્યા ગર્ભ કયું નહી ગાળ
રમતા રામ જાણ્યા નાહી, જેસા આયા તેસા જાઇ ॥ ૯ ॥
જગમેં આઈ તેં કયા કીન, જમસે ભયો હે આધીન
નીશદીન કીયા નહી હરીજાપ, જમસે કીયો હે મીલાપ ॥ ૧૦ ॥
નર તું પડયો જમકે હાથ, જાણ્યા નહી ત્રીભુવન નાથ
પેદા બુંદસે કાયા, નખ શીખ સાજ સબ દીયા ॥ ૧૧ ॥
રસના હાથ પાંવ ઓર શીશ, શ્રવણ નેન વીશવાવીસ
તેરા રતનસા જનમ, પાયા કુળમેં ઉત્તમ ॥ ૧૨ ॥
એસા રામ સરજન હાર, સમર્યા નહીં તેં મુઢ ગમાર
એસા જનમ કયું ખોવે, વીષયન કાળા મુખ જોવે ॥ ૧૩ ॥
વીષયા વીષય રસ ચડીયા, દીપક હાથ કુવે પડીયા
વીષયા વામસે મોયા, દીપક હાથસે ખોયા ॥ ૧૪ ॥
વીષય રસ જીવ હુલાસી, વામે મોહકી ફાંસી
માતા પીતા ભાઈબંધ, સુતવીત નારી યમકો ફંદ ॥ ૧૫ ॥
જાણ્યા નહી રમતા રામ, ઉપજયા ખપ્યા નરએકામ
સવેં જાણુ ખોટા મીંત, હરીકી ભક્તી લાવો ચીત્ત ॥ ૧૬ ॥

અંતે રહ્યા કોઈ નાહી, સરવે ચલે મારગમાહી
મારગ લુટતહેં નીશ જામ, બેરી બહોત હે બરીયામ ॥ ૧૭ ॥
તોકુ ચલના હે નીરધાર, હરી ભજ ઉતર પેલે પાર
વેરી બહોત હે તેરે, નીશદીન રહેત હે ઘેરે ॥ ૧૮ ॥
યોધ્ધા એક એકો માંહી, મારગ ચલન પાવે નાહી
વેરી કાલ માયા ક્રોધ, કાયર સુભટ મારે શોધ ॥ ૧૯ ॥
વેરી પાંચ ઓર પચ્ચીસ, ઈંદ્રી કામ ઘાલે ચીસ
હું તું મન આશા લોભ, તૃષ્ણા નહી પાવે થોભ ॥ ૨૦ ॥
મોહ માયા કે મમતા માન, ફોગટ કરત હે અભીમાન
ઉત્તમ મધ્યમ કર્મ સંસાર, ભવ જળ નહી પાવે પાર ॥ ૨૧ ॥
કાયર મોહ ના કીજે, તન મન રામકું દીજે
મારગ અગમ ઓઘટ ઘાટ, શુળી શીખર ઉપર વાટ ॥ ૨૨ ॥
મારગ કઠીન હે ઐસા, ખાંડા ધાર હે જેસા
સોઘર પ્રેમકાભાઇ, પેઠત બહોત કઠીનાઈ ॥ ૨૪ ॥
લીજે સંતકા સાથા, ઉતારે હાથસે માથા
જાકુ મીલેગા જુગદીશ, સુરા લડે ધડ બીન શીશ ॥ ૨૪ ॥
જાકે દાહીને રઘુવીર, સોહું લડેગા રણધીર
ગુરૂમુખ ચલે મહા રણજીત, જાકું પ્રેમકી પરતીત ॥ ૨૫ ॥
કાયર પડે મારગ માંહી, હરી દીદાર પાવે નાહી
સામત ચલે ફંદા તોડ, ગુરગમ જ્ઞાન લષ્કર જોડ ॥ ૨૬ ॥
નેજા નામકા ભાઈ, ધીરજ ઢાલ ઢલકાઈ
ચૈતન ખડક ખાંડા હાથ, નીરગુણ જ્ઞાન લષ્કર સાથ ॥ ૨૭ ॥
કરણી કઠીણ સી કમાન, રેહણી સુરત ભલકા બાણ
અનહદ શંખ નાદ બજાઇ, ઇસ બીધ ભરમ કોટ ઉડાઈ ॥ ૨૮ ॥
અજંપા જાપકી નોબત, બાજે ગગનમેં ગુપત
સુનમેં ધ્યાન કરલે દ્રઢ, અવસર જાત હેરે મુંઢ ॥ ૨૯ ॥
ઉડે શબ્દકા ઝણકાર, સોહં શબ્દ હે ટંકસાર
જલમલ જલમલે જ્યોતી, લીજે મહેલમેં મોતી ॥ ૩૦ ॥
અરધે ચંદ્ર ઊરધે સુર, સુખમના મધ્યે વરસે નુર
સોંહું નુરહે ભરપુર. અખંડ રામ હાલ હુજુર ॥ ૩૧ ॥
હીરા રત્ન મોતી લાર, દામની હોત હે ચમકાર
બ્રહ્મ રંધ્ર દરશે સાર, તુર્યાતીત બોલનહાર ॥ ૩૨ ॥
ભુમી પાણી નહી પવના, ચંદા સુર નહી ગગના
દેવી દેવતા નાહી, ત્રિગુણી માયા નહી તાંહી ॥ ૩૩ ॥

આદી અંત અલખ એક, જાકું રૂપ નાહી રેખ
બેહદ ઉપર હે બીંબ, અવીગત ઓળખો જો અંબ ॥ ૩૪ ॥
અંધા દેખતાહે દુર, અવીગત રહ્યા હે ભરપુર
રસના કરો ટુકડા વીસ, પાપણી ભજ્યા નહી જુગદીશ ॥ ૩૫ ॥
અંખીયા ભરો રાઈ લુણ, હરી બીન દેખતી હે જુણુ
શ્રવણુ મેલ સીસા ગાળ, હરી બીન સુણે આળ પંપાળ ॥ ૩૬ ॥
મસ્તક નાહી પથર જાણુ, ગુરૂ પદ નમ્યો નહી નીર્વાંણુ
મન માને સો કરીએ! મીત, અવસર હાર ભાવે જીત ॥ ૩૭ ॥
અવસર ભલા હે તેરા, છુટેગા જનમકા ફેરા
સત સંગત સીજે કાજ, લક્ષકું લહે છોડી લાજ ॥ ૩૮ ॥
કર ભજન કલપ ક્રોડ, સતસંગ બીન સબ છોડ
વર્ષ લક્ષ રહે ગુફા માંહી, સતસંગત બીન પરલાઈ ॥ ૩૯ ॥
સદ્દગુરૂ શબ્દ ગ્રહે મન માર, પ્રગટ દશાકા પ્રકાર
સાધુ સંગ સેજે જોગ, હોવે વસ્તુ સરવે ભોગ ॥ ૪૦ ॥
દશોદ્વાર આગે તીન, અક્ષરાતીત બ્રહ્મકુ ચીન
વેદોચ્ચારકો કરઅંધ, સોધીલે સતગુરાંકો સંગ ॥ ૪૧ ॥
તામે દોય ઉલટા ખંચ, આપા ટાળ ઉલટા સંચ
અંજન સદ્દગુરૂ અંજે, ફીવાંડી ભ્રમકી ભંજે ॥ ૪૨ ॥
નીકાસે સદ્દગુરૂ પડલા, ઉગ્યાસુર ગયા બદલા
નાભી કમલસે જ્યોતી, અખંડ હોત ઉદ્દયોતી ॥ ૪૩ ॥
જલમલ અખંડીત ઝલકે, ચૌદીશ વીજલી ચમકે
ક્રોટીક સુરજ અજવાળા, નીરખ્યા નુર અપારા ॥ ૪૪ ॥
તારા અગણીતે ફુલ્યા, માણેક મુકત અમુલ્યા
હીરા રત્ન બહુ હોઈ, સદ્દગુરૂ શબ્દ નીરખે સોઈ ॥ ૪૫ ॥
દીલમેં દેખીયા જબહી, હમતુમ મીટ ગયા તબહી
કરતવ મીટયા હરી કહાયા, સાહેબ સકળ તન છાયા ॥ ૪૬ ॥
સદ્દગુરૂ ભેદ કીયા સાચા, લહ્યાબીન રહે સબ કાચા
પાસે ગુરાંકી જાવે, મારગ પલકમેં પાવે ॥ ૪૭ ॥
ચેતામણી કહી સાચી. સુરતી પીયું રંગ રાચી
કહેવે સાંભળે ગ્રહે જેહ, હોવે વસ્તુ રૂપ વીદેહ ॥ ૪૮ ॥
વારાહી શહેર લોહર વંશ પ્રગટે ભાણુ ટાલણુ ફંસ
વાકા બાલકા રવીદાસ, અનભે કથ્યો દ્રઢ વીશ્વાસ ॥ ૪૯ ॥
રવીદાસકે અક્ષર ચાર. અક્ષર અક્ષર બ્રહ્મ વીચાર
રરા જાણુરે રરંકાર, વીરલા વસ્તુ લે વીચાર ॥ ૫૦ ॥

દલ દરીઆવ નજરે નુર, સોહં સકળ હે ભરપુર
સંવત અષ્ટદશ પરમાણુ, વીસાં વર્ષ હે અનુમાન ॥ ૫૧ ॥
આશ્વીન શુદ પંચમ દીન, ચેતામણી પુરણુ કીન
શેરખી ગામ શુભ સ્થાન, ખટ શાસ્ત્ર ચક્વે જ્ઞાન ॥ ૫૨ ॥
એકલ બારા મહી કીનારા, કહે રવીરામ તત્વ વીચારા
ચીંતામણી ચીતવે નર સોઈ, વાકુ આવાગમન ન હોઈ ॥ ૫૩ ॥
ચીંતામણી શુધ્ધ આતમ લક્ષ, કહે રવીદાસ તે નીરપક્ષ ॥ ૫૪ ॥

## સાખી

ચીંતામણી ચીતમે ધરે સમે સર્વ અજ્ઞાન
રવીદાસ સત શબ્દસે પ્રગટે આતમ જ્ઞાન ॥ ૧ ॥
દલ નાભીસે ઉઠતહે સમ્યાશીશ બ્રહ્મદ્વાર
રવીદાસ રંગ લાગીયા, અખંડ જ્યોતી અપાર ॥ ૨ ॥
દીલખોજી દેશી મલ્યા, પ્રેમ ઉદાસી જન
રવીરામ વીછડે નહી, જ્યું જલસેતી મીન ॥ ૩ ॥

## પદ ૩ રામ ગુંજાર ચીંતામણી

## સાખી

ભાણ ગુરૂ અવીનાશી, અજર સુનવાસી પુરાન
નીરાલંબ પરમ શુન્યમે, અનહદ શબ્દ નીશાન ॥ ૧ ॥
હદ બેહદ આદી તખત, નીરાધાર નીજ રૂપ
નેતી નેતી નીગમ કહે, રવીજહાં છાંય ન ધુપ ॥ ૨ ॥
સહજ સુન્યસે હીરા ખર્સો, વાસું પ્રગટયા પ્રાણ
પ્રાણ થકી મન પ્રગટીયા, મનથી પ્રગટી વાણ ॥ ૩ ॥
વાણી મન અરૂ પ્રાણમેં, સોહં જાગ્રત સુપન નીદ્રાય
સહેજ સુન્ય સત્ય નામસે, સમી તીન અવસ્થાય ॥ ૪ ॥
વાણી મન અરૂ પ્રાણમેં, હંસ સહેજ સુન્યસે હોય
ઉનકે ભેદ અગાધ હે, ચીને વીરલા કોય ॥ ૫ ॥

## ચોપાઈની ચાલ

એકહી રામ ચારો વાણ, સોહં રામ સત જીવન પ્રાણ
સોહં રામ પ્રાણ મન વાણ, સોહં રામ હે ચારો ખાણ ॥ ૧ ॥
રામ હે વ્યોમ મહા સત તેજ, રામ હે પ્રગટ પૃથ્વી એજ
રામ હે શબ્દ સ્પર્શ સ્વરૂપ, રામ હે રસ ગંધ અનુપ ॥ ૨ ॥
રામ હે પંચ તત્વ પંડ, રામહી રામ પંડ બ્રહ્માન્ડ
સોહં રામ ભીતર બહાર, રામહી અંતઃકરણ વીચાર ॥ ૩ ॥

રામ હે નેનમે પ્રકાશ, રામ હે શ્રવણમે વાસ
રામહી સુંદર શુધ્ધહી ગ્રહે, રામહી રસના રસહી લહે ॥ ૪ ॥
રામ હે ત્વચા અંગ અનીત, રામહી લછયું સંતને શીત
રામ હે કર્મ ઇંદ્રિય પંચ, રામહી રામકા સબ સંચ ॥ ૫ ॥
રામ હે સુક્ષમ રામ હે સ્થુળ, રામ હે ડાળ રામ હે મુળ
રામ હે વાસ વસંત ચોવીસ, સોહે અવતાર હે જુગદીશ ॥ ૬ ॥
રામ હે પ્રકૃતી માંહી ભાસ, પ્રકૃતી રામ માહી સમાસ
ખાલી રામ વીના નહી કોઈ, રામહી રામમાં એ સમાઈ ॥ ૭ ॥
રામ હે ગૌરી સુરીનર શેષ, રામ હે બ્રહ્મા વીષ્ણુ મહેશ
રામહી ધરે રૂપ અનેક, રામહી અખંડ આતમ એક ॥ ૮ ॥
રામ હે દીપ ઉડગણ ઇંદિ, રામ હે અર્ક રૂપ ગોવીંદ
રામ હે રાહુ રામ હે કેત, રામહી રામકું દુઃખ દેત ॥ ૯ ॥
રામ હે રામ રાવણ કંસ, રામહી રામકા રઘુવંસ
રામ હે સર્વ છોડાવણ બંધ, રામહી અગમ સુઝાવે અંધ ॥ ૧૦ ॥
રામહી ગુંગોં પઢાવે ગ્રંથ, રામહી પાંગળો ચલાવે પંથ.
રામ હે કરોડ તેત્રીસ, રામ હે ઇશકા સબ ઈશ ॥ ૧૧ ॥
રામ હે રૂષી અઠયાસી સહસ્ત્ર, રામ હે રમતાહી સર્વત્ર
ચોયરાસી સીધ્ધ ઓર નવનાથ, આતમ રામકી સબ ઓથ ॥ ૧૨ ॥
રામ હે દેવ દાનવ નાગ, રામ હે આગી માંહી તે આગ
રામ હે અષ્ટ કુળ પરવત, રામ હે રામ સાગર સપ્ત ॥ ૧૩ ॥
રામ હે મેઘ માળ રસાળ, રામહી જોત અતળ પાતાળ
રામહી જગત જગત હે રામ, રામકા કામ હે નીસ્કામ ॥ ૧૪ ॥
રામ હે અર્ભ રામ હે ગર્ભ, રામ હે સુન્ય રામ હે સર્વ
રામ હે વસ્તી રામ હે ઉજાડ, રામ હે સળંગ સુત્રહી આદ ॥ ૧૫ ॥
જેતા ફણગા મેઘ પ્રમાણ, તેતા રામકા અંગ જાણ
રામ હે પાપ રામ હે પુન્ય, રામહી બકે રામહી મુન્ય ॥ ૧૬ ॥
રામ હે પીર પેગંબર લાર, એકહી લાખ એસી હજાર
જેતા જંત જુગમે જાણ, તેતા પંડ હે પ્રમાણ ॥ ૧૭ ॥
તે સબ રામકા હે અંસ, કીડી કુંજર સરવે વંસ
રામ હે તરણમાંહી તંત, રામહી અરૂણમાહી બસંત ॥ ૧૮ ॥
એ સબ રામકાં હે અંગ, સબહી રામકા હે રંગ
રામ હે શ્યામ નીલને રક્ત, રામ હે શ્વેતપીત અવીત્ત ॥ ૧૯ ॥
રામ હે બુંદ રામ હે નાદ, રામ હે રામકા સર્વ સ્વાદ
મીઠા રામકા ખારાયે, તીખાસણ રામ ખટાયે ॥ ૨૦ ॥

રીકા રામકા અમદા, રામહી રામકા અંગ સદા
ચતુરથ અન્ન આરોગે રામ, તે સબ રામકા હે કામ ॥ ૨૧ ॥
રામહી રામ તરૂ તત્વ એક, ફ્લહી ફુલ જેતા અનેક
પૃથ્વી રજ ગણુતા નાવે છેહ, તે સબ રામકાહી સંદેહ ॥ ૨૨ ॥
જેતા ફ્ણુગા મેઘ પ્રમાણુ, તેતા રામ ભાસહી જાણુ
રામહી રામ મે હેરામ, સરવે રામ એકહી ધામ ॥ ૨૩ ॥
એસે રામ અનંત કરોડ, રામહી રામ બંધી છોડ
રામહી રામ એકવીસ બ્રહ્માંડ, અનંત બ્રહ્માંડ અનંતહી ખન્ડ ॥ ૨૪ ॥
તાંમે રામકા વીસ્તાર, મોપે ગણુતા નાવે પાર
થાકે બ્રહ્મા વીષ્ણુ મહેશ, થાકે ગવરી ઓર ગણેશ ॥ ૨૫ ॥
થાકે વેદ થકે વાણુ, થાકે કૃત ચારો વાણુ
થાકે સ્થુળ સુક્ષ્મ સંગ, થાકે પંદર તત્વ પ્રસંગ ॥ ૨૬ ॥
થાકે દેવ રૂષી વીરક્ત, થાકે શીવ થાકે શક્ત
થાકે વીશ્વ ઔર વીરાટ, થાકે સ્થાવર જંગમ ધાટ ॥ ૨૭ ॥
થાકે રાજસ તામસ સત, થાકે માયા જીવ અગીગત
થાકે ક્રીયા કર્મહી કાંડ, થાકે પંચ તત્વહી પીંડ ॥ ૨૮ ॥
પંચહી સ્વાદ પાંચે રંગ, થાકે ઈષ્ટ પદારથ અંગ
થાકે જાગ્રત થાકે સુપન, થાકે નીદ્રા તુર્યા જગન ॥ ૨૯ ॥
થાકે પ્રકૃતી થાકે પુરૂષ, થાકે ઇંદુ થાકે અર્ક
થાકે વ્રેહ ઓંર વૈરાગ, થાકે બંધ મુક્તિ ત્યાગ ॥ ૩૦ ॥
થાકે સરગુણુ સાકાર, થાકે નીરગુન નીરાકાર
થાકે આદ અંતને મધ્ય થાકે અષ્ટ સાધક સધ્ય ॥ ૩૧ ॥
ગણુ ગંધર્વ ઔર એકવીસ, રામહી બ્રહ્માંડ ધુણેશીશ
જેતી મન માની વસ્ત, જેતી ઉદે તેતી અસ્ત ॥ ૩૨ ॥
ઉપજે ખપે ઓર પ્રલાય, તે સબ મનકી મમતાય
સદગુરૂ શબ્દ ગ્રહી હથીઆર, ખમીયા ખડગ લે મન માર ॥ ૩૩ ॥
ચડે આકાશ સાચા શુર, સુખમણુા સેજ વાજે તુર
બહુ વીધ સુન્ય ધરતે ધ્યાન, એ તો હે સકળ અનુમાન ॥ ૩૪ ॥
સકળ શાસ્ત્ર કહેવે દુર, રામ હે ઉલટ આપ હજુર
વ્રેહ વેરાગકા હે કામ, સોહં સઘળે સરખા રામ ॥ ૩૫ ॥
જહાં નહી નાદ જહાં નહી બુંદ, જહાં નહી અર્ક જહાં નહી ઇંદુ
જહાં નહી હદ બેહદ ધુન, જહાં નહી વસ્તી જહાં નહી સુન ॥ ૩૬ ॥
સબહી રામ ખેલનહાર, વે નહી વાર વે નહી પાર
વારહી વાર સબહી રામ, પેખ્યા પુરણુહી નીષ્કામ ॥ ૩૭ ॥

ઉનમુની છુટી ટેક, સોહી નામ હે સત એક
ચીંતામણી રામ ગુંજાર, ઉનકા કરો દ્રઢ વીચાર ॥ ૩૮ ॥
આદ અક્ષર કી હે વસ્ત, સોહી પ્રગટી સદગુરૂ દષ્ટ
સતગુરૂ ભાણુ કીની મહેર, આપે આપ ઉઠી લહેર ॥ ૩૯ ॥
લોહર વંશમે અવતાર, પરચા ભયા એસી ચાર
ઓરહી પરચા ગુપ્ત અનંત નામહી ઉપાસી મહાસંત ॥ ૪૦ ॥
તાકા શીષ હે રવીદાસ, કીના નામસે પ્રકાશ
ખોલે સમાધીમે નેન પરગટ પુરૂશ ઉચરે બેન ॥ ૪૧ ॥
જહાં નહી પ્રાણુ હંસ નીગમ, સોધર હુવા સહેજ સુગમ
દ્વારકારા પરસી સાધ, મંડળી આયે સબ પેટલાદ ॥ ૪૨ ॥
સંવત અષ્ટ દશ આડત્રીસા સાલ, ઉચરે શબ્દ પ્રેમ રસાલ
જેઠહી માસ શુકલ પક્ષ, વારહી ગુરૂ એકાદશ ॥ ૪૩ ॥
ગ્રંથહી ભયો રામ ગુંજાર, જ્ઞાની લહે સો અધીકાર
શીખે સાંભળે ગ્રહે જેહ, સો નર થાએ તુર્ત વીદેહ ॥ ૪૪ ॥
કુંવરજી પોચ્યાં નીચીંત, ખીમહી સામ ચડીઆ ચીંત
મહા સુખકારી જીવણુ પ્રેમ, સંત સેવનકા નીત નેમ ॥ ૪૫ ॥
ગોવર્ધન પ્રીતમ વાલ, ભાવહીદાસ રામ દયાળ
એ સબ સંતનકાહી દાસ, જાકુ રામ બીન નહી આશ ॥ ૪૬ ॥
નામહી ઉપાસી જેહો સંત સોહી ભગત હે ભગવંત
સરવહી સંત રજકી આશ, ભાણુચરણુ રજ કહે રવીદાસ ॥ ૪૭ ॥

## સાખી

નેનહી નીરખે નામકું, છપે નેનકે માંહી
રામ રમત નીત દ્રગનમેં, રવી કોઈ જાનત નાહી ॥ ૧ ॥
હાંબલ કાંબલકે મધ્ય, રામ રમત નીજ સાર
રવીદાસ ઉસમે ગરક, સબમે સબકે પાર ॥ ૨ ॥

## ૪ રવી સાહેબ કૃત શ્લોકો

પ્રથમ સમરૂં સદગુરૂ દેવ, નીજ અમૃત રસ વાણી અભેવ
લોહર વંશ પ્રગટે ભાણુ દયાળ, જ્ઞાન ચકવે ભક્ત ભોપાળ ॥ ૧ ॥
સોઈ હે મેરામ સદગુરૂ મેરા, અખંડ જ્ઞાને મીટયા અંધેરા
સદગુરૂ એ દીન્હી બ્રહ્મ કુંચી, ખોલ્યા કપાટ સુર્તી ચઢી ઉંચી ॥ ૨ ॥
સંત સરવને નામુ શીશ, સત સંગે ઓળખ્યા જુગદીશ
સુરીનર મુનીજન જતન કરે છે, સાધન સાધીને જોગ ધરે છે ॥ ૩ ॥
સદગુરૂ દેશ સોથી ન્યારા, નીગમ અગમ ન લહે પારા
જોગી જોગ સાધીને થકીઆ, હુંહું કરીને અભીમાને બકીઆ ॥ ૪ ॥

જંગમ જગમાં ફીરે અહંકારે, ભેખ ભલા પણ તરે ન તારે
સેવડે સાર વસ્તુ નવ ચીન્હી, જીવ રંકરી સુરતી ન ચીની ॥ ૫ ॥
મુળથી ન લહે માલમ મર્મ, લાભ ન આવ્યો જાણ્યો નહી ધર્મ
સાવક ધર્મ ચલાવ્યો નીકો. આપ જાણ્યા વન લાગત ફીકો ॥ ૬ ॥
સંન્યાસી ભુલ્યા જટા વધારી, ઘર બાંધી કરે વણજ વેપારી
સર્વ નાશનો જાણ્યો નહી ભેદ,આતમ ઓળખ્યા નહી એમ કહે વેદ ॥ ૭ ॥
દરવેશે દર હાલ ન જાણ્યા, અલ્લા ખુદાકા મુળ નહી પહીચાન્યા
અમથા પુકારે અલ્લા ખુદાહી, ઘરમાં સજીવન વસ્તુ ન પાઈ ॥ ૮ ॥
બ્રાહમણ ભુલ્યા પાખંડ પેડે, છોડી બ્રહ્મ વીદ્યા પૃથ્વીને ખેડે
ગાયત્રીને ચેતન થઈ ન સાધી, આઠે પહોર તે કરે ઉપાધી ॥ ૯ ॥
ખટ દર્શન ને ખટ શાસ્ત્ર ભાઈ, ઘટ ખોજ્યા વીના મુળ ગુમાઈ
બાર પંથને છત્રીસે છનુ, બાહેર અથડાવે ઘર અરૂ બનુ ॥ ૧૦ ॥
સીધ્ધ સાધક સ્વામીને દાસ, લોભે લેવાણા બીન વીશ્વાસ
ગુરૂ ચેલા ઓર સેવક ને સ્વામી, આદ્ય ન ઓળખ્યા અંતરજામી ॥ ૧૧ ॥
શેષ મહેશ સનકાદીક નામુ, તીનહી વસાયા શ્રી સુનગામુ
બ્રહ્મા વીષ્ણું એ કહી અરદાસ, તેની ગતી છે ચોથે પદ વાસ ॥ ૧૨ ॥
પ્રથમ ઓાં નહી પવન સાધ્યા, ઉલટ ગ્રહી મુલ કમલ બાંધ્યા
તીહાં વસે છે ગણપતી દેવા, ચાર પાંખડી કમલ અભેવા ॥ ૧૩ ॥
લાલ વર્ણ રીધ સીધ શક્તી, જાપ છસો ત્યાં જોગની જુક્તી
મૈથુન કમળ જોયા પ્રકાશી, જારી વાસના સર્વ તપાસી ॥ ૧૪ ॥
બ્રહ્મા સાવીત્રી ખટ દળ માંહી, ખટ સહસ્ત્ર જાપ ત્યાં થાઈ
ચાલી સુરતી ન રહે થંભી, નીરભે ચઢે જયાં દશ દલનાભી ॥ ૧૫ ॥
કપીલ વર્ણ જયાં વીષ્ણુ કુમાર, મહા પ્રેમલ તીહાં ઉઠે વારા
અષ્ટ હજાર જાપ તીહાં થાઈ, વીરલા જોગી તીહાં રહે સમાઈ ॥ ૧૬ ॥
ચાલી સુરતી પવન સમેતા, દ્વાદશ શીવ જયા બેઠા અજીતા
હ્દે કમલમાં જ્યોત જગાઈ, અખંડ આનંદ નાદ બજાઈ ॥ ૧૭ ॥
ખટ હજાર જાપ તીહાં કરહી, વીરલા સાધુ તીહાં સુરતી ધરહી
સોડસ કમલ કંઠ નીવાસા, તીહાં કોઈ એક વીરલા દાસા ॥ ૧૮ ॥
જીવ રહે ત્યાં શક્તી જ્ઞાના, તે ગઢ જીતે કોઈ સંત સુજાના
તીહાં કરે સહસ્ત્ર અજંપા, કરે તેણે જમ કાળને ઝંપા ॥ ૧૯ ॥
તીહાંથી વીરલા સુરા થઇ ચઢીયા, બત્રીસ પાખંડી કમલ મલીઆ
ગંગા જમુનાને વચ્ચે સરસ્વતી, તીહાં બેઠા કોઈ મોટા મહાજતી॥ ૨૦ ॥
આસન વાળીને બેઠા મહામુની, મુરલી મધુરી મધુરી સુની
તહાં સુરતી સંચરી ભાઈ, દો બીચ ભ્રમર સુધ દર્સાઈ ॥ ૨૧ ॥

સહસ્ત્ર એક અજંપા હોઇ, મહારસ પીવે ત્યાં વીરલા કોઈ
ભ્રમર ગુફામાં બીરાજે હંસ, સોહંમણા સંત સો અંસના અંસ ॥ ૨૨ ॥
આગે સહસ્ત્ર કમલ અનુપાં, તુર્યાતીત ત્યાં અઠીત રૂપા
પ્રેમજ્યોત ત્યાં પ્રેમ પ્રકાશા, સહસ્ત્ર એક અજંપા જાપા ॥ ૨૩ ॥
મહામુની ત્યાં ત્રીભુવન રાય, તીહાં દર્શન કરે દેવતાય
બ્રહ્મા વીષ્ણુ મહેશ્વર જોગી, કરે દર્શન ત્યાં ગાંધર્વ લોગી ॥ ૨૪ ॥
એટલા લગી છે હુંહુ ના ખેલ, તેની ઉપરે સહેજ સુન મહેલ
સહેજ સરૂપ સહજાનંદ સ્વામી, સંત પહોત્યા જેની વાસના વામી ॥ ૨૫ ॥
તેની ઉપર ધામ હમારા, હેઠા રહ્યા સબ જુગ પસારા
સરગુણ નીરગુણકે વાજ નહી, તે સ્થાને કોઉ સંત સમાઈ ॥ ૨૬ ॥
પ્રગટ રૂપછે સરજન હારા, એતે મીટયા સો દેખન હારા
નખ શીખ ખોજી કીયા નીવેડા, મેને મીટયા ભ્રમના ભેડા ॥ ૨૭ ॥
તીન દેવ ઓર તેત્રીસ ક્રોડા, ઉન પદસે સબ રહ ગયા ઓરા
તત્વ તપાસી દેખજો અરસી, અંગત માલમ તત્વદર્શી ॥ ૨૮ ॥
આપતે આપ કીયા વીચારા, ઔર કહેસો બગ ગમારા
રવીદાસ રમતા રામ કબીરા, વસ્તુ રૂપ રચી જાણ શરીરા ॥ ૨૯ ॥
હું નહી તે નહી જાત નહી ભાંતી, આપે બોલ્યા સો આપ સુજાતી
સુજાતી વાજાતી માંહી ન બારા, રવી બોલ્યા સો રમણ હમારા ॥ ૩૦ ॥

———:—:———

## ૫ રવી સાહેબ કૃત ગુરૂ મહીમા

### દોહા

રવીદાસ ગુરૂ સંતકી, જા શીરધારી છાપ
જીવત જગતકો ભેટલ્યો, જનમ મરણ ટલ્યો તાપ ॥ ૧ ॥
ગુરૂ મહીમા ગુરૂ ગમ કહું, સાધુ સંગ પ્રસાદ
રવીદાસ ભાણ અખંડ બ્રહ્મ, સો ગુરૂ નીરંજન આદ ॥ ૨ ॥
ગુરૂ સરા હે સંત સબ, અપને અપને જાણ
મેરા સદગુરૂ ભાન હે, રવી કરે પ્રણામ ॥ ૩ ॥
તેત્રીસ કોટી દેવતા, રૂષી અઠાસી સહસ્ત્ર
ચોરાશી સીધ નાથ નવ, ગ્રહયો શબ્દ ગુરૂ મંત્ર ॥ ૪ ॥
રવીદાસ ગુરૂ સહેજે મલ્યા, દેખત દીન દયાળ
ચુટકી દીની શબ્દકી, પલમેં ભયા નીહાલ ॥ ૫ ॥
રવીદાસ ગુરૂ સેવતાં, પ્રગટ ભઈ પરતીત
બેઠા અનભે તખ્તપર, ભયા આપ અદ્વૈત ॥ ૬ ॥

## ચોપાઈ

સબ સંતનકી આજ્ઞા પાઉં, ગુરૂ મહીમા અમૃત રસ ગાઉં
આદ્ય અંત નહી ઓહંકારા, ગુરૂ અવીનાશી સરજન હારા ॥ ૧ ॥
પ્રથમ સદગુરૂ બ્રહ્માંડ બનાઇ, કેતીક બેર જીન ધરા ઉઠાઈ
સરજનહારા ગુરૂ નીરધારા, ગુરૂ સેવે ઉતરે ભવ પારા ॥ ૨ ॥
નીરગુણ ગુરૂ રૂપસે ન્યારા, છાંઈ રહ્યા સબહી સંસારા
હે સદગુરૂ નીરંજન આપ, કાટત કોટ જનમકે પાપ ॥ ૩ ॥
સો સદગુરૂજી ઘટકે માંહી, ચાર અક્ષરમાં આપે નહી જાહી
સદગુરૂ આનંદ નીરંજન દેવા, આપે લક્ષ અલક્ષ અભેવા ॥ ૪ ॥
ગુરૂમહીમા હે અપરંપારા, ગુરૂ નારાયણ નર અવતારા
ગુરૂ વીણુ દુજા અવર ન કોઇ, ગુરૂ વીણુ ભક્તિ મુક્તિ ન હોઈ ॥ ૫ ॥
જેતા નામ રૂપ જગમાંહી, સબકો હે સદગુરૂકી છાંહી
હરી ગુરૂ સંત એક પરમાણો, ગુરૂ ગોવીંદ નારાયણ જાણો ॥ ૬ ॥
ગુરૂ મહીમા હરી આપ વખાણે, વેદ પુરાણ ભાગવત ઠાને
બ્રહ્મા વીષ્ણુ મહેશ્વર દેવા, આદી શક્તિ કરે ગુરૂકા સેવા ॥ ૭ ॥
અંસ ચોવીસ નીરંજન કેરા, આદી અંત મધ્ય ગુરૂકા ચેરા
જેતે નામ રૂપ ગુણ કહાવે, તે સદગુરૂ પદ સકલ સમાવે ॥ ૮ ॥

## દોહા

વેદ પુરાન અપાર હે, બ્રહ્મા રહ્યા ભુલાઈ
ખીર નીર ન્યારા કીયા, રવી ગુરૂ હંસ પેસાઈ ॥ ૧ ॥
ગુરૂ ઇશ્વર ગુરૂ પાર બ્રહ્મ, સદગુરૂ સબકા દેવ
ગુરૂ બીના પાર ન પાવહી, તું રવી સદગુરૂ સેવ ॥ ૨ ॥

ઇતી શ્રી રવી સાહેબકૃત ગુરૂ મહીમા પ્રથમ વીશ્રામ

## ચોપાઈ

ગુરૂકી મહીમા કહા બખાનું, મે મતીમંદ મરમ નહી જાનું
ગુરૂ મહીમા ગુરૂ આપહી બુઝે, મે મતીમંદ કહા મોહી સુઝે ॥ ૧ ॥
ગુરૂ મહીમા ગુન ગોવીંદ ગાઉ, વેદ વચનકી શાખ બતાઉ
ગુરૂ મહીમા કોઈક જન જાને, વેદ પુરાન શાખ વખાને ॥ ૨ ॥
મેં મુરખ મતી બુધ્ધી હીના, જો ગુરૂ કહ્યા સોઈ કહી દીના
રસના એક કહાંલો કહીએ, ગુરૂ પ્રસાદ પરમ પદ લહીએ ॥ ૩ ॥
ગુરૂ મહીમા સુરનર મુની ગાવે, શુક સનકાદીક ચરણ ચીત લાવે
નારદ શારદ અગમ બતાવે, શેષ મહેશ નીગમ નેતી ગાવે ॥ ૪ ॥
રામકૃષ્ણ ગુરૂ આશ ધરાવે, તો મોહી ગરીબકી કોન ચલાવે
સદગુરૂ આદી અંત મધ્ય સ્વામી, સદગુરૂ સબકે અંતરજામી ॥ ૫ ॥

સદ્દગુરૂ સકલ ભુવનકે ટીકા, ગુરૂ બીન સબ સુક્રીત હે ફીકા
સદ્દગુરૂ સકલ કલપકે સાખી, સકલ ભુવન ગુરૂ તનમય રાખી ॥ ૬ ॥
સકલ ભુવન ગુરૂ તનમે દેખું, ગુરૂ ગોવીંદ ન્યારા નહી પેખું
ગુરૂ સમ ઓર ન દેખું દુજા, આદી અંત મધ્ય ગુરૂકી પુજા ॥ ૭ ॥
ગુરૂ નારાયણ સત કરી જાનો, શબ્દ પુરાતન સાચા માનો
સદ્દગુરૂ સતપુરૂપ પરમેશ્વર, ગુરૂ નરદેવ દેવ દેવેશ્વર ॥ ૮ ॥
સતકા શબ્દ દીયા દીન જાની, સદ્દગુરૂ રામ પરં બ્રહ્મ જ્ઞાની
ગોવીંદ પાયે ગુરૂ કે શબ્દ, દીન મલીન મેટે મન લબ્દ ॥ ૯ ॥

## દોહા

વેદ પુરાન યું કહતહે, શુકજી પહોંચે ધામ
રવી કહે ગુરૂ ઉપદેશ બીન, નહી પાયે વીશ્રામ ॥ ૧ ॥
જનક વીદેહી ગુરૂ કીયા, જાનત હે સબ કોઈ
સુખ સાગર રવી કહે, શુકજી પહોંચે સોઈ ॥ ૨ ॥

ઈતી શ્રી રવી સાહેબ કૃત ગુરૂ મહીમા વીશ્રામ બીજો

## ચોપાઈ

ગુરૂ ગોવીંદ દોઈ એક રૂપા, નામ રૂપ ગુણ ભેદ અનુપા
ગુરૂ અવીચલ પદ પુરણ ધામા, ગુરૂ સ્વામી ગુરૂ જગ વીશ્રામા ॥ ૧ ॥
ગુરૂ ત્યાગી ગુરૂ ધામ સ્વરૂપા, જ્ઞાન ભંડાર અમીરસ કુંપા
સદ્દગુરૂ જનમ મરણ તે ન્યારા, સદ્દગુરૂ સબકા સરજનહારા ॥ ૨ ॥
સદ્દગુરૂ અજર અમર અવીનાશી, સદ્દગુરૂ પરમ જ્યોત પ્રકાશી
ગુરૂસમ ઓર ન દેખુ આના, ગુરૂ ગોવીંદ દોઇ એક સમાના ॥ ૩ ॥
સદ્દગુરૂ અગમ નીગમ પદ પુરા, સદ્દગુરૂ જ્ઞાન ધ્યાન ભરપુરા
સદ્દગુરૂ સબ સુક્રીત સબકેરા, સદ્દગુરૂ આવાગમન નીવેરા ॥ ૪ ॥
સદ્દગુરૂ પ્રેમ નીધન ધર્મ, સદ્દગુરૂ ભક્તી મુક્તી કે મર્મ
સદ્દગુરૂ જોગ જાપવ્રત પુજા, ગુરૂ બીન ઓર આચાર્ય ન દુજા ॥ ૫ ॥
ગુરૂ જપતપ તીરથ સેવા, સદ્દગુરૂ સબ દેવનકે દેવા
સદ્દગુરૂ અનંત કલા બનાઈ, સદ્દગુરૂ આપ અખંડ કહાઈ ॥ ૬ ॥
સદ્દગુરૂ દયા ધરમ વ્રત દાના, સદ્દગુરૂ ભક્તી જ્ઞાન વીજ્ઞાના
સદ્દગુરૂ બ્રહ્મા વીષ્ણુ મહેશા, સદ્દગુરૂ સુરીનર જન મુની શેષા ॥ ૭ ॥
સદ્દગુરૂ પાર બ્રહ્મ ભગવાના, સદ્દગુરૂ સબકે જીવન પ્રાના
સદ્દગુરૂ ચેતન આતમ રામા, સદ્દગુરૂ પરમ ધર્મકે ધામા ॥ ૮ ॥
સકલ તીર્થ ગુરૂ પદ રજ સોઈ, ચાર વેદ ગુરૂ શબ્દે હોઈ
મેં મતીમંદ કહા ગુન ગાઉ, સાહેબ અગમ પાર નહી પાઉ ॥ ૯ ॥

## દોહા

સદગુરૂ સેવા કીજીયે, ધરીએ એક મન તાર
ગુરૂ બીન કોઉ દુજા નહી, તું રવી સદગુરૂ ધાર ॥ ૧ ॥
રામ કૃષ્ણસે કો બડા, જીનહી રચી સબ શ્રષ્ટ ॥ ૨ ॥
રવીદાસ ગુરૂ સેવા કરી, દુર્વાસા રૂપી વશીષ્ટ ॥ ૩ ॥

ઈતી શ્રી રવી સાહેબ કૃત ગુરૂ મહીમા-વીશ્રામ ત્રીજો.

## ચોપાઈ

ગુરૂ ગુરૂ જાપ કરો મન મેરા. ભવસાગર નહી આવે નેરા
ગુરૂકા ધ્યાન ધરો નરનારી, સહજ સ્વભાવ તરો સંસારી ॥ ૧ ॥
ગુરૂ ગુરૂ જાપ કરો મન પ્યારે, ગુરૂ ગુરૂ કહત કોટી અઘ જારે
ગુરૂ વીશ્વાસ ભરોસો રાખો. દુરમત કપટ દુર કરી નાખો ॥ ૨ ॥
સદગુરૂ મંત્ર હીરદે ધરી લીજે, તન મન ધન સબ અર્પન કીજે
ગુરૂ ગુરૂ જાપ કરો મન ધીરા, ગુરૂકો શબ્દ રાખો હીયે હીરા ॥ ૩ ॥
ગુરૂકો સુમરણ નીશદીન કીજે, જીવન જનમ સુફલ કરી લીજે
એક નામ ગુરૂ દેત દીખાઈ, સોઉ નામ ગુરૂ ફલા વસાઇ ॥ ૪ ॥
ગુરૂ સુમર નીજ નામ વીચારો, આપ તરો ઓરનકુ તારો
સદગુરૂ શબ્દ નાવ નીરધારા, ભવસાગર ચઢી ઉતરો પારા ॥ ૫ ॥
ગુરૂ બીન જ્ઞાન ધ્યાંન તપ ધરમુ, પાવત નાહી મુક્તીકો મરમુ
ગુરૂ બીન જોગ જાગ તપ કરણી, ઉખરા બીજ ઉગત નહી ધરણી ॥ ૬ ॥
ગુરૂ ગુરૂ જાપ કરો મન આછે, નહી તો દુઃખ પાવોગે પાછે
નારદ વેદ વ્યાસ મુની ભારી, વેદ વચન કહે શાખ પુકારી ॥ ૭ ॥
ગુરૂ બીન પ્રભુસું હોય ન ભેટા. ગુરૂ બીન પીરત માલ બીન રેટા
ગુરૂ બીન પીરત જગતમેં રોતા, ગુરૂ બીન જયું વેશ્યાકા પુતા ॥ ૮ ॥
ગુરૂ બીન એસે જનમ ગુમાયા ગુરૂ બીન રમતા રામ ન પાયા
સદગુરૂ બીન ધીર ન આવે, ગુરૂ વીના નીજ તત્વ નહી પાવે ॥ ૯ ॥

## દોહા

ગુરૂ બીના કછુ ઉગે નહી, ભક્તી મુકતીકો મુળ
પથર બોયે ખેતમે, રવીદાસ ફળ નહી ફુલ
ઈતી શ્રી રવીદાસકૃત ગુરૂ મહીમા ચતુર્થ વીશ્રામ

## ચોપાઈ

ગુરૂ દીક્ષા લઇ ચલહી આડા, શત જનમલો સરજે પાડા
સદગુરૂકી આજ્ઞા જે લોપે, તાપર જમ રાજા કોપે ॥ ૧ ॥

શીષ્ય સદગુરૂકી અદબ ન રાખે, તાકુ શાસ્ત્ર દોજક ભાખે
સદગુરૂકા નાવે વીશ્વાસુ, તાકા કાલ કરતહે ગ્રાસુ ॥ ૨ ॥
ગુરૂસે માન ગુમાન જણાવે, સો શીષ સીધા જમપુર જાવે
ગુરૂસે આડા તેડા બોલે, શ્વાન હોઇ કે ઘર ઘર ડોલે ॥ ૩ ॥
ગુરૂસે જ્ઞાન ગર્વ દેખાવે, કોટી જનમ કુકરકા પાવે
ગુરૂસે વાદ કરે નર નારી, કોટી જનમ પડે નર્ક મોઝારી ॥ ૪ ॥
ગુરૂકા શબ્દ મેટ પગ ધરીએ, તો ભવસાગર કેસે તરીયે
સદગુરૂકી મરજાદ ન ધરહી, લખ ચોરાસી કુંડમે પરહી ॥ ૫ ॥
ગુરૂકા શબ્દ સુને નહી કાના, ભવસાગર બુડત અભીમાના
ગુરૂકા દેખ કરત અભીમાના, બ્યાસ વચન પડે નર્ક નીદાના ॥ ૬ ॥
ગુરૂકા જ્ઞાન મેટત મત થાપી, તીન લોકમેં બડા તે પાપી
ગુરૂકુ મેટ વખાને આપા, ધરતી ભાર મરત તેહી પાપા ॥ ૭ ॥
ગુરૂસે ઉલટા બચન સુણાવે, શત જનમ કોઢીકા પાવે
ગુરૂસે શીષ ઊંચા હોઇ બેઠે, શત હાથ ધરા હેઠે પેઠે ॥ ૮ ॥
ગુરૂસે ઉલટા સુનાવે બેના, શત જનમ અંધા હોઈ નેના
ગુરૂ અગ્યા બીન જો કછુ કરીએ, તો ભવસાગર કેસે તરીયે ॥ ૯ ॥

## દોહા

શીવ પુજામેં બેઠકે, ગુરૂસેં કર્યો ગુમાન
રવી કહે શીવ શ્રાપતે, પર્યો ચોરાશી ખાન ॥ ૧ ॥
બ્રાહ્મણ દેહ અનેક ધરી, પ્રગટયો કાક ભુશંડ
નામ ઉપાશી રવીદાસ કહે, જાનત હે નવ ખંડ ॥ ૨ ॥

ઈતી શ્રી રવીસાહેબકૃત ગુરૂ મહીમા પાંચમો વીશ્રામ

## ચોપાઈ

ગુરૂ નીંદા જાકે મુખ ઉપજે, કોટી જનમ ગદ્ધા હોઇ નીપજે
ગુરૂ નીંદા જાકે મુખ હોઈ, વાકા મુખ દેખો મત કોઇ ॥ ૧ ॥
ગુરૂ નીંદા જો શ્રવણે સુણીએ, અપને હાથ પ્રાણ જીન હણીએ
ગુરૂ નીંદક જો કોઈ નર હોઈ, વાકા સંગ કરો મત કોઈ ॥ ૨ ॥
ગુરૂ નીંદક ધરતી પગ ચંપે, તાકે ભાર ધરન અતી કંપે
ગુરૂ નીંદક અવની પર સોવે, ધરતી ધ્રુજે શેષ અતી રોવે ॥ ૩ ॥
ગુરૂનીંદક મુખ હંસકર બોલે, ધરતી ગગન મેરૂ ઘર ડોલે
ગુરૂનીંદક જો બલ દીખાવે, જ્ઞાની કાન મુંદકે જાવે ॥ ૪ ॥
ગુરૂનીંદક જનમ્યા કુલમાંહી, જમ ઘર આનંદ હોત વધાઇ
ગુરૂનીંદકકા હે મુખ કાલા, સો મુખ જાળો અગ્ની જવાળા ॥ ૫ ॥

ગુરૂનીંદક મુખ મેલો વીષ્ટા, વ્યાસ વચન નીંદક બડ દુષ્ટા
ગુરૂનીંદકકા મોઢા જારો, આપ મરો નીંદકકુ મારો ॥ ૬ ॥
ગુરૂનીંદકસે બાત ન કીજે, આગે જાઇ હલાહલ પીજે
ગુરૂનીદક જો ભેટે આઈ, ધ્યાન દાન જપ તપ લેઇ જાઈ ॥ ૭ ॥
ગુરૂનીંદક જમકીંકર ચારો, ગુરૂ નીંદકકુ જો કોઇ મારો
ગુરૂનીંદાકો પાપ અપારા, કૈસે કહું મેં વારંવારા ॥ ૮ ॥
ગુરૂનીંદકકા મસ્તક છેદે, તાકો પાપ રતી નહી ભેદે
ગુરૂનીંદક નર નકટા કહીએ, ગુરૂ નીંદક સન ભક્તી ન લહીયે ॥ ૯ ॥
ગુરૂનીંદક જો સનમુખ આવે, બુધવંત કાન મુંદકે જાવે
ગુરૂ નીંદા સમ પાપ ન દુજો, ધીક મતીમંદ કહા તોહી સુજે ॥ ૧૦ ॥

## દોહા

ગુરૂનીંદક નર નુગરા, મહા પાપી નર મુંઢ
રવીદાસ કહે અધમતે, પરેં ચોરાસી કુંડ ॥ ૧ ॥
ઈતી શ્રી રવીસાહેબ કૃત ગુરૂ મહીમા છઠો વીશ્રામ

## ચોપાઈ

સદગુરૂસે રહીએ કરજોરી, જૈસે નટરી ચઢતે દોરી
મકર તાર ચઢી મોજહી પાવે, ડગે સુરત ભુકા હોઇ જાવે ॥ ૧ ॥
સતગુરૂ સત પુરૂષ સત સ્વામી, મનવશ કરી રહીએ શીર નામી
સદગુરૂ આદ અખંડ સરૂપા, ગુણ નીરગુણસે ન્યારા રૂપા ॥ ૨ ॥
ઝલમલ ઝલમલ સતગુરૂ તેજા, સુર તપે બહુ સદગુરૂ સેજા
અનંત ચંદસે સીતલતાહી, અનંત તેજ તે અધીક કહાઈ ॥ ૩ ॥
સદગુરૂકું સબ આગે ધરીએ, તનમન ધન સબ અર્પન કરીએ
સદગુરૂકી લોપે નહી વાચા, સો સદગુરૂકા સેવક સાચા ॥ ૪ ॥
તન સુતવીત ધામ અવાસુ, સોંપી ગુરૂને થઈએ નીરાસુ
સો સીષ્ય પાવે રામહી રમતા, કઠણ વચન મન આણે સમતા ॥ ૫ ॥
જે સદગુરૂ અવગુણ દેખાવે, મહા અમૃત સેવક મન ભાવે
નીમોંહી સદગુરૂકી રીતી, સાચા સેવક આણે પ્રીતી ॥ ૬ ॥
સાર સાર જે સરવે વસ્તુ, કરીએ ભેટ ગુરૂને હસ્તુ
ચઢે ખુમારી ભય મટી જાવે, ગુરૂ ભજનસે જો લક્ષ લાવે ॥ ૭ ॥
વળગે નહી કબહુ મન બીજે, જો સદગરૂકુ મનમાંહી રીઝે
સદગુરૂ મુખસે વચન ઉચારે, ઝડપ લીયે શીષ્ય તન મન વારે ॥ ૮ ॥
ગુરૂ મહીમા સબસે અધીકાઈ, શીવેં શીવા પ્રતી કહ્યા દ્રઢાઇ
વેદ વચન સો વ્યાસે ગાયા, ગુરૂસે અધીક નહી રઘુરાયા ॥ ૯ ॥

પ્રગટે સદગુરૂ શેહેર વારાહી, સો સદગુરૂકી કરત બડાઇ
નીજ ધ્યાન નીજ ભેદ બતાયા, નીશ્ચે કરી નીજ નામ લખાયા ॥ ૧૦ ॥
ભાણ ગુરૂને કરૂં આદેશ, ગુરજર ધરણ ગુરૂ કીયા પ્રવેશ
મહીકાંઠે શેરખીમે વાસા, ગુરૂ ભાણ સેવક રવીદાસા ॥ ૧૧ ॥
ત્રીસંધ્યા પઢહી યહ પાઠા, છુટે બંધ પદ લહે નીરાટા
જોગ જાગ વ્રત તપ અહહી, પઢી ગુરૂ મહીમા સબ ફલ લહહી ॥ ૧૨ ॥
વીષ્ણુ સહસ્ત્ર આદી લઈ ગીતા, કવચ નારાયણ પરમ પુનીતા
ભાગવત આદી પાઠહે જેતે, પઢી ગુરૂ મહીમા ફલહે તેતે ॥ ૧૩ ॥
કાશી ક્ષેત્ર જઇ દેવે દાન, ગયા પ્રાગ પુસ્કર સ્નાન
ચીત નીરમલ હોઇ પાઠ જો કરહી, સો નર સેહેજે ભવનીધી તરહી ॥ ૧૪ ॥
વેદ પુરાણ શાસ્ત્ર વીલોઈ, સદગુરૂ તત્વ નીકાસ્યો દોહી
ગુરૂ મહીમા સારનકે સાર, ઉમીયા પ્રતી કહે ત્રીપુરાર ॥ ૧૫ ॥
ગુરૂ મહીમા ગુરૂ ગમસે ગાયા, ચહચડ અનહદ નાદ બજાયા
પ્રેમ જ્યોતી જ્યાં અલખ સ્વરૂપા, ત્યાં સદગુરૂકા અંશ અરૂપા ॥ ૧૬ ॥
જ્યોતી પાર સદગુરૂ બીરાજે, અમર પુરૂષ રવી ચંદા લાજે
એક પ્રકાશે સકલ પ્રકાશા, તામે લીન ભયા રવીદાસા ॥ ૧૭ ॥

## દોહા

ગુરૂ મહીમા પુરન ભયો સદગુરૂ પ્રગટે માંહી
રવીદાસ ઉસમે સમ્યા નામરૂપ રહ્યો નાહી ॥ ૧ ॥
ગુરૂકી ઉપમા અનેક હે, રવી કહે રસના એક
શેષ કોટી ના કહ સકે, મહીમા ગુણ વીવેક ॥ ૨ ॥
ગુરૂ અધીક ગોવીંદતે, શ્રુતી સ્મૃતી કહે શાખ
ગુરૂ બીન ગોવીંદ ના મીલે, ભવે ભવો પ્રતી ભાંખ ॥ ૩ ॥
સપ્ત વીશ્રામ ગુરૂ મહાત્મ્યકે, સુણે પઢે નર નાર
ભવ સાગર કે પંથકો, રવી નીશ્ચે પાવે પાર ॥ ૪ ॥
દ્વાદશ નવ સાખી બની, સીતેર હે ચોપાઈ
ગુરૂ મહીમાકે ગ્રંથકો, કહ્યો રવી ગુણ ગાઇ ॥ ૫ ॥
સંવત અઢાર અષ્ટ જેઠમેં, કુંજ ચૌદશ તીથી જાણ
ગુરૂ મહીમા કીનો રવી, યથા બુદ્ધી પ્રમાન ॥ ૬ ॥
ઇતી શ્રી રવી સાહેબ કૃત ગુરૂ મહીમા વીશ્રામ સાતમો સંપુર્ણ

———:o:———

## પદ ૬ સીદ્ધાંત કકો રવીદાસજી કૃત

પ્રથમ સદગુરૂને નમુ, ત્રીગુણા રહીત લાગું પાય
અક્ષર બત્રીસ અનુભવું, સદગુરૂ ચરણ પસાય ॥ ૧ ॥

સદગુરૂ સમસ્યા જે લહે, તે ઊતરે ભવ પાર
દેહ છતાં તે બ્રહ્મ થશે, જો લહે નર ને નાર ॥ ૨ ॥
કાયા માંહી ખોજીયે, તો કર્મ નાશી જાય
રવી ઊગે રજની ટળે, દુરમતી દુર પળાય ॥ ૩ ॥
ખેંચાતાણે ખોજીયેતો, ખલક ખોલણુ થાય
સદગુરૂ શબ્દે સમી રહે, તો અરો પરો નવ જાય ॥ ૪ ॥
ગુરૂગમ લઇને ગોતીયે, જેની વેદ ન જાણે ગમ
સંશય ટળે વસ્તુ મળે, અને પામીયે પરબ્રહ્મ ॥ ૫ ॥
ઘણાજ સારે ગુંજડી, નીરણે કરીશ નીવાંણુ
સદગુરૂને અંગ અરપાયે, તો નીશ્ચે લહે નીશાન ॥ ૬ ॥
નીરગુણ સરગુણ એક છે, સચરા ચરમાં જેહ
શીવ બ્રહ્માદીક મહામુની, સ્વપ્ને જેને ન આવે તેહ ॥ ૭ ॥
ચેતન થઇને ચાલવું, ચીતમાં ચેતન રામ
સદગુરૂ શબ્દે સમી રહીયે, તો પામીયે નીજ ધામ ॥ ૮ ॥
છતે અણછતા થઇ રહે, અનુભવી જાણે અર્થ
અણસારામાં ઓળખે, જો ગુરૂ હોઇ સમર્થ ॥ ૯ ॥
જીવ દશાને ટાળીને, જુવો જગતમાં જુગદીશ
વીષય વાસના પરહરો, સમાવો પાંચ પચીશ ॥ ૧૦ ॥
ઝાંઝવા કેરૂં નીર જેમ, કાંઇ ઊષનો વરસાત
આ જગત એવું જાણવું, કોઇ જાણે વીરલો વાત ॥ ૧૧ ॥
નીશાની નીરભે કહું, નીરાશ થઇને ખેલ
આશાએ પડશે આવવું, તું મલીન માયા મેલ ॥ ૧૨ ॥
ટેક ગ્રહી સદગુરૂ તણી, અટકે ઓળખી આદ્ય
નીચા તે થઇ નમણુ નમવા, અને છોડવા વીવાદ ॥ ૧૩ ॥
ઠેકાણું ઠાવકું કરીને, ઠરી રહો એક ઠોર
ઢંઢોલવું કાંઇ નવ પડે, જો પ્રેમ પકડે દોર ॥ ૧૪ ॥
ડાપણ મૈયુ ટાળને, થીર રહી ક્રોધ મોકો માર
સર્વંગીને સબ નમે, જેના ટળી ગયા આકાર ॥ ૧૫ ॥
ઢોલ સાને વાગતા, ઢળીએ તે સદગુરૂ ચર્ણ
બીક ટાળે સંસારની, અને મેટે આવાગમન ॥ ૧૬ ॥
રણુંકાર રંગ ઊપજે, રસ ઇંદ્રી તે રસનાય
અસત મહીંથી ઓસરેતો, ઇશ્ચરમાં ગળ થાય ॥ ૧૭ ॥
નીજ તત્વ તત્વ જાણો, તર્ત લાગે ચોટ
ત્રીગુણીથી તે રહે ન્યારો, મનમાં નં આણે મોટ ॥ ૧૮ ॥

સ્થાવર જંગમ એકછે, જો સ્થીર કરીને મન
બાહ્ય ભીતર નીરંતર તે, જાણે વીરલા જન ॥ ૧૯ ॥
દર્દ દેહનું જો ટળે, દુઃખ ભંજન હોય ગુરૂદેવ
નીર્ભય કરે નીજ નામથી, અંતર ટળે અહમેવ ॥ ૨૦ ॥
ધન ઘરમાં પામીએ, જો ધીરજ મનમાં હોય
દાટયું તે કાઢે કીમતી, વીરલા વીચારી જોય ॥ ૨૧ ॥
નીરંતર સત નામછે, નુગરો ન જાણે મર્મ
નીરાલંબ પદ જે લહે, જેને પુરી હોય ગુરૂગમ ॥ ૨૨ ॥
પંચ તત્વથી જુવે ન્યારો, રહીત વાસના લીંગ
પવન પાણી ત્યાં છે નહી, ત્યાં નહી રૂપને રંગ ॥ ૨૩ ॥
ફળે અમર આત્મા, મરે ન જીવે જાણ
અમૃત તો અહોનીશ ઝરે, કોઇ પીએ સંત સુજાણ ॥ ૨૪ ॥
બીજ કેરૂં નીજ બીજ છે, ગેબી ન હોય ગર્ભ વાસ
બીજ વીના બીજો નહી, કોઇ જાણે પ્રેમ ઉદાસ ॥ ૨૫ ॥
ભલુ ભુંડુ શું કહું, નહી જાત ભાતને વર્ણ
છાયાં માયા ત્યાં નહી, જ્યાં અશરણ કેરા શર્ણ ॥ ૨૬ ॥
મન વાણી પહોંચે નહી, ન જાણે મોટા મુન્ય
સહેજસુન્ય સુરતા લહે, ત્યાં નહી પાપને પુણ્ય ॥ ૨૭ ॥
જગત નહી જાણવીતો, જાય આવે કોણ
સ્થુલ સુક્ષ્મ રહીતછે, જોન રહીત અજોન ॥ ૨૮ ॥
રાત દીવસ ત્યાં છે નહી, નહી રવી શશી વણતેજ
અખંડ અમર આત્મા, દષ્ટે ન આવે એજ ॥ ૨૯ ॥
લીંગ ભંગ સેજે થયુંતો, લખ્યામે કેમ હોય
અણલીંગી પદજે લહે, કોઇ સુક્ષ્મ સમઝે સોય ॥ ૩૦ ॥
વીરલા તે કેરી વાત છે, એ વચન પર વરતાય
ગત અવીગત શીકહું, કહો નામ કોણ કેહવાય ॥ ૩૧ ॥
શા સરીખા કહું તમને, સાચા શબ્દ કેરી પાર
સુરતા થકી નુરત થંભી, ત્યાં જીવશીવ પરધાર ॥ ૩૨ ॥
ખેલે અલખ અધર પર, ઓળખે તો આપુ જાય
નહી જગતમાંહી છે ખરો, વણ પ્રીછ્યો પ્રીછાય ॥ ૩૩ ॥
શાસ્ત્ર પુરાણ વેદ ગીતા, સ્મૃતી પુરે શાખ
સારૂંને નરતું શું કહું, અષ્ટ મેઘ ધન દાખ્ય ॥ ૩૪ ॥
હું તું હુંકારો મેટતો, નર હરી તે થાય
હદ બે હદ તે આંગણે, અક્ષરાતીત ઓળખાય ॥ ૩૫ ॥

કર્મ છેદન એ કથ્યા, સંતો કરો વીચાર
ગુરૂ ભાણ શબ્દે પામીયા, સીદ્ધ પદ રવીદાસ ॥ ૩૬ ॥
ગુણ નીર્ગુણ નહી સંભવે, નામ રૂપકો નાસ
આપે અવાચી ઓચર્યા, અણછતા રવીદાસ ॥ ૩૭ ॥

ઇતી શ્રી રવીદાસ કૃત સીદ્ધાંત કકકો સંપુર્ણ

———:o:———

## પદ ૭ શ્રી રવીરામ સ્વામીકૃત સપ્ત ભોમીકા.

બુધે બુધ દીયો ગોવીંદા, ઇચ્છે મુક્ત મીટે જગફંદા
હરીકો ભજન કથા ગુરૂ સેવા, પુંજે ભક્ત નીરંજન દેવા
રામ મીલનસુ કરે સતસંગા, પ્રથમ ભોમકા ચઢત ઉતંગા ॥ ૧ ॥
ગુરૂ જ્ઞાની જે શબ્દ ઉચ્ચારે, તે સુણી વારંવાર વીચારે
સુક્ષ્મ દ્રષ્ટ લે અર્થહી જોઇ, નીત્યાનીત વીવેકજ હોઇ
પ્રભુસે પ્રેમ સંસાર ઉદાસા, દુજી ભોમકા હે સતવાસા ॥ ૨ ॥
શુક્રજીતી મન ઇંદ્રી લાવે, સરગુણ નીર્ગુણ સમાધ લગાવે
બાહીર વૃત્તી મીટે વીશેખા, અંતર પેઠકે આતમ પેખા
ભય તજી નીરભે પદ લલચાણા, ત્રીજી ભોમકા વેદ લખાણા ॥ ૩ ॥
સુણીહુ મગન ભયો બ્રહ્મ માંહી, ઓર સંગ કોઉ ભાવત નાહી
અદ્વૈત એક અખંડ સુખ પાયા, સ્વપ્ન સહીત સબ દ્વૈત વીલાયા
ત્વં પદ નામ ભયે સંયુક્તા, ચોથી ભોમીકા જીવન મુક્તા ॥ ૪ ॥
આદી અનભવ અરક ઉજારા, તામે લીન ભયા ગુન તારા
સચ્ચીદાનંદમેં રહ્યો સમાઇ, ઓર દેહગુણ ઉઠે ન કાંઇ
જ્ઞાન બોધકા આર ન પારા, પાંચમી ભોમકા હે નીરધારા ॥ ૫ ॥
સુખમય સુખ સુસોપતી માંહી, બીના જગાયો જાગત નાંહી
જીતે દેખે તીતે બ્રહ્મજ દેખે, છઠી ભોમકા વીશ્વ ન પેખે
મંગળ રૂપ હોઇ રહ્યો સોઇ, આપે બ્રહ્મ ઓર નહી કોઇ ॥ ૬ ॥
શુધ્ધ ન દેહી સંકલ્પ વીસારે, મદીરા અંગ જથા મતીવારે
બ્રહ્માનંદ ભયો રસ ભોગી, દેહ અભીમાન રહીત સંજોગી
ભાવે ભોજન કોઇક લાવે, ભાવે જન કોઇ અંબર ઓઢાવે ॥ ૭ ॥
પ્રારબ્ધ જોગ રહે વપુ એસે, દેખન માત્ર દગ્ધ પટ જેસે
કોઉ દીન શીર પ્રીત્ત રહે બંધા, ભુજંગ જયું કંચુક સબંધા
સપ્ત ભોમીકા ભાણ સુણાઇ, હરખી રવીદાસ ગુણગાઇ ॥ ૮ ॥

———:o:———

## પદ ૮ રવીસાહેબકૃત બારામાસી રાગકાફી

પ્રથમ વંદુ ચરણે નામીશીશરે — સદગુરૂજી
જગત ગુરૂછો ગુણમાયાના ઇશ — મારા ગુરૂજી ॥ ૧ ॥

ગુણુ નીર્ગુણુની મધ્યે તમારો વાસરે સદગુરૂજી
સાક્ષી સર્વમાં વ્યાપક સહુમાં વાસ મારા ગુરૂજી ॥ ૨ ॥
ક્ષર અક્ષરને અક્ષરાતીત અખંડરે સદગુરૂજી
સ્વરૂપછો રહીત પીંડ બ્રહ્માંડ મારા ગુરૂજી ॥ ૩ ॥
ક્ષરે માયા ક્ષર બ્રહ્માકારરે સદગુરૂજી
અક્ષરાતીત આનંદ રૂપ અપાર મારા ગુરૂજી ॥ ૪ ॥
આનંદ તમારો માણે વીરલા સંતરે સદગુરૂજી
માયામાં લુબ્ધાણા સર્વે જંત મારા ગુરૂજી ॥ ૫ ॥
નામ તમારૂં લેતાં નાણે સ્નેહરે સદગુરૂજી
જેમ કારતક માસે થરથર કંપે દેહ મારા ગુરૂજી ॥ ૬ ॥
અગ્ની થકી તે જાણે સર્વે જાડરે સદગુરૂજી
તોય અદાડે તનમાં વ્યાપે તાડ મારા ગુરૂજી ॥ ૭ ॥
અગ્ની સ્વરૂપી નામ તમારૂં સદારે સદગુરૂજી
જન્મ મરણુનો મટે સહુ કંપારો મારા ગુરૂજી ॥ ૮ ॥
બળીયાવેરી બહુ કરે હેરાનરે સદગુરૂજી
સમરણુ કરતા વચમાં તોડે તાન મારા ગુરૂજી ॥ ૯ ॥
ભજન કરતાં ભડકાવેછે ભારી રે સદગુરૂજી
રવીદાસ કહે એકો હું ત્યાં હારી મારા ગુરૂજી ॥૧૦॥

## માસ પહેલો પુર્ણ

હું હાર્યોને કારજ સઘળું સીધ્યુરે સદગુરૂજી
નાદ બુંદની ગાંઠે મનવશ કીધું મારા ગુરૂજી ॥૧૧॥
માઘ ત્રીવેણી નહાંતા નાઠો રોગરે સદગુરૂજી
એહલોક પરલોકના ભોગ મારા ગુરૂજી ॥૧૨॥
નીજાનંદશું નીશ્ચે વાધ્યો રંગરે સદગુરૂજી
પુર્વથકી પશ્ચીમ વાળી ગંગ મારા ગુરૂજી ॥૧૩॥
અમૃત વરસે વાજે અનહદ તુરરે સદગુરૂજી
અખંડ જ્યોતી ઝલકે નીર્મળ તુર મારા ગુરૂજી ॥૧૪॥
વાસના ધુંડ ફેડી ગઇ આકાશરે સદગુરૂજી
જીવ પણે ન રહી જીવ્યાની આશ મારા ગુરૂજી ॥૧૫॥
ખલક ન દીસે ખાલક ભરીયા દરીઆરે સદગુરૂજી
બાહેરભીતર સાહેબ સુભર ભરીઆ મારા ગુરૂજી ॥૧૬॥
અણુછતા રવીદાસ અચવ્યું બોલેરે સદગુરૂજી
ભીતર મળીયા સાને બાહેર ડોલે મારા ગુરૂજી ॥૧૭॥

## માસ બીજો પુર્ણ

ભીતર નીરખ્યા ઊપન્યો છે નીરવેદરે સદ્દગુરૂજી
ભ્રાંતીભાંગી છુટયો વીધીનીશેધ મારા ગુરૂજી ॥ ૧૮॥
પોશે શોષે મોશે અન્ન ન ભાવેરે સદ્દગુરૂજી
ઉભા થાતાં તન થર થર થઇ જાવે મારા ગુરૂજી ॥ ૧૯॥
વ્રેહેવેરાગે કાળજ કોર્યું મારૂરે સદ્દગુરૂજી
ઉલટ ઉર્મીનુ બળ સર્વે સંધાર્યું મારા ગુરૂજી ॥ ૨૦॥
રોમરોમમાં ઉઠે રંરંકારરે સદ્દગુરૂજી
આપેઆપ પ્રગટયા પ્રાણાધાર મારા ગુરૂજી ॥ ૨ ॥
બ્રહ્મ ભીંતર નીરખ્યા થાહ ન પાવેરે સદ્દગુરૂજી
લુણ પુતળી જળથી બાહેર નાવે મારા ગુરૂજી ॥ ૨૨॥
મરમ લેતાં મટીયું દેહાભીમાનરે સદ્દગુરૂજી
શુધ્ધ વીચારે દ્રષ્ટી થઇ સમાન મારા ગુરૂજી ॥ ૨૩॥
બ્રહ્મ એકલો રહેતે સધળે ફુલીરે સદ્દગુરૂજી
બ્રહ્મ દશાએ દેહ દશા હું ભુલી મારા ગુરૂજી ॥ ૨૪॥
નામરૂપ ગુણ મીથ્યાછે રવીદાસરે સદ્દગુરૂજી
સકળ આપમાં આપ રહે ઉદાસ મારા ગુરૂજી ॥ ૨૫॥

## માસ ત્રીજો પુર્ણ

મહાકાશે મહામુદ્રા ધારીરે સદ્દગુરૂજી
ઉન્મુની મુદ્રા સાથે કીધી યારી મારા ગુરૂજી ॥ ૨૬॥
આઠ પહોર રહે બ્રહ્મ લક્ષ જોગીરે સદ્દગુરૂજી
જેસે સહજાનંદ સમાધીના સુખ ભોગી મારા ગુરૂજી ॥ ૨૭॥
તમ સંધાથે ધરે નીરંતર નેહરે સદ્દગુરૂજી
વસ્તુગતે સંત વીરલા થયા વીદેહ મારા ગુરૂજી ॥ ૨૮॥
સુખમણાતીત વાજે શબ્દ રસાળરે સદ્દગુરૂજી
આતમ અનુભવ માહી રહે હર હાલ મારા ગુરૂજી ॥ ૨૯॥
સારી ખલકમાં રોમ રોમ રસ પુરરે સદ્દગુરૂજી
ફુર ધુમ ત્યાં સુખપર નુર મારા ગુરૂજી ॥ ૩૦॥
વ્રેહી તમને નીશ્ચે વર્યાં નીરધારરે સદ્દગુરૂજી
સદ ચીદાનંદ દ્રષ્ટી બ્રહ્માકાર મારા ગુરૂજી ॥ ૩૧॥
બ્રહ્મ સનાતન માંહી ગરક ગુરૂજ્ઞાનીરે સદ્દગુરૂજી
રવીદાસ નીરંતર સદા નીરવાણી મારા ગુરૂજી ॥ ૩૨॥

## માસ ચોથો પુર્ણ

ફાગણ તેમનો સર્વે પસારોરે સદગુરૂજી
આપે વીતરેક રહ્યો નીરંતર ન્યારો મારા ગુરૂજી ॥ ૩૩॥
અજોતી અજન્મા અલેખ અભેદરે સદગુરૂજી
સુરનર મુનીજન કરે દર્શનની ખેવ મારા ગુરૂજી ॥ ૩૪॥
નારદ શારદ વ્યાસ શુકજી સરખારે સદગુરૂજી
નજરે ન પડીઆ ઘણુ મન હરખા મારા ગુરૂજી ॥ ૩૫॥
અષ્ટાંગ સાધી જોગ સુન સમાણારે સદગુરૂજી
ચાહી વઇકુંઠ ચત્રભુજ ચીત આણે મારા ગુરૂજી ॥ ૩૬॥
નીરગુણ સરગુણ ફંદામે ફસાયારે સદગુરૂજી
પુરૂષ અને પ્રકૃતી એ જો માયા મારા સદગુરૂજી ॥ ૩૭॥
સરૂપ મારૂં સરગુણ નીરગુણ મધ્યેરે સદગુરૂજી
સર્વ નીરંતર ઘટે ન વધે મારા ગુરૂજી ॥ ૩૮॥
વ્યતરીક પદમાં લીન થયા સંતનીરસરે સદગુરૂજી
મહાપદમાંહી મહામંગળ રવીદાસ મારા ગુરૂજી ॥ ૩૯॥

## માસ પાંચમો પુર્ણ

ચઇત્રે મંગળરૂપ સફળ વનરાયરે સદગુરૂજી
હરીજન હરદામાંહી ઠીક ઠરાય મારા ગુરૂજી ॥ ૪૦॥
ગુણાતીત સંત દ્રષ્ટથી દુરરે સદગુરૂજી
નામે રહ્યા સાહેબ સદા હજુર મારા ગુરૂજી ॥ ૪૧॥
રાજસ તામસ સાત્વીક ગુણ ન વ્યાપેરે સદગુરૂજી
દરદવંત સંત કેમે ન દાઝયા તતવેરે મારા ગુરૂજી ॥ ૪૨॥
શીતળ કોમળ રૂદયે હેત અપારરે સદગુરૂજી
દીન વચન પક્ષપાત નહી લગાર મારા ગુરૂજી ॥ ૪૩॥
સરોવર તરૂવર જેવા ગુણગંભીરરે સદગુરૂજી
પરઉપકારી જાણે પરપીડ મારા ગુરૂજી ॥ ૪૪॥
વચન કુવચનો જાય ન ફાટી મીનરે સદગુરૂજી
નીરભે નીશ્ચલ નીસ્પ્રેહી નીજ જન મારા ગુરૂજી ॥ ૪૫॥
અખંડ મંડળમાં રમે અખંડ પ્રકાશરે સદગુરૂજી
રવીદાસ વ્યત્રીક હરી સર્વ સમાસ મારા ગુરૂજી ॥ ૪૬॥

## માસ છઠો સંપુર્ણ

વઇશાખે વસ્તુનો વીદેહી જાણે મર્મરે સદગુરૂજી
દેહાદીકના છુટયા સર્વે કર્મ મારા ગુરૂજી ॥ ૪૭॥

કામ ક્રોધ લોભ રહીત લક્ષ ન્યારીરે | સદગુરૂજી |
--- | --- | ---
લહેલીન ગત વીરલા સંત વીચારી | મારા ગુરૂજી | ॥૪૮॥
સત સંતોષ ને ક્ષમા દયા દીલ માંહીરે | સદગુરૂજી |
નીત્ય અજર અસુવર્ણ આવે નાહી | મારા ગુરૂજી | ॥૪૯॥
મોહ મદ માયા લાલચ નહી લવલેશરે | સદગુરૂજી |
નીદ્રા અહાર મઇથુન નહી કાલ કલેશ | મારા ગુરૂજી | ॥૫૦॥
ભય વરજીત અભય અંતર દ્રઢ ધીરરે | સદગુરૂજી |
દરશનથી મટે જનમ મરણ ભવપીડ | મારા ગુરૂજી | ॥૫૧॥
માનુ ભાવતે પ્રત્યક્ષ રૂપ તમારૂંરે | સદગુરૂજી |
સમરણ કરતાં સંશય જાએ સારો | મારા ગુરૂજી | ॥૫૨॥
જીવન મુક્ત બ્રહ્માનંદ બ્રહ્મ સ્વભાવેરે | સદગુરૂજી |
રવીદાસ પેખે પુરણ દાવે | મારા ગુરૂજી | ॥૫૩॥

**માસ સાતમો પુર્ણ**

નીરદાવા સંત દારૂક કેરી નવકારે | સદગુરૂજી |
--- | --- | ---
લોહ પાશાણુને પાર ઉતારે લોક | મારા ગુરૂજી | ॥૫૪॥
જેઠે જાહેર જુગત લહે જોગીંદ્રરે | સદગુરૂજી |
અહોનીશ થીર થઇ ઠીક રહે બ્રહ્મ રંધ્ર | મારા ગુરૂજી | ॥૫૫॥
હાલે ચાલે બોલે રહીત ઊપાધીરે | સદગુરૂજી |
બેઠે ઉઠે અખંડ રહે સમાધી | મારા ગુરૂજી | ॥૫૬॥
આનંદ સાગર માંહી ઝુલે મરજીવારે | સદગુરૂજી |
અકળકળા ખેલે જહાં નહી મન ગ્રીવા | મારા ગુરૂજી | ॥૫૭॥
મરજીવા માન ગલીત મતવાળારે | સદગુરૂજી |
સેજ સરૂપી પલમાં કરે નીરાળા | મારા ગુરૂજી | ॥૫૮॥
પાર લક્ષની પારશુદ્ધ નીરાશી રે | સદગુરૂજી |
કર્મ બંધન છુટા થયા ખુલાશી | મારા ગુરૂજી | ॥૫૯॥
નીરાધાર સંત નહી દેહાભ્યાસ રે | સદગુરૂજી |
દુનીયા મટીયું શાંત રસ માંહી રવીદાસ | મારા ગુરૂજી | ॥૬૦॥

**માસ આઠમો પુર્ણ**

અશાઢે જેમ અમૃત વર્ષે વરખા રે | સદગુરૂજી |
--- | --- | ---
સદ શબ્દ બોલે સભી સરખા | મારા ગુરૂજી | ॥૬૧॥
આત્મ દરશી થયા સ્વરૂપ પોતે રે | સદગુરૂજી |
સંશય વરજીત સદા અખંડીત જોત | મારા ગુરૂજી | ॥૬૨॥
એવા સંત બ્રહ્મવેતા અતી અનુરાગી રે | સદગુરૂજી |
વીશય વાસના સહુ અવીદ્યા ત્યાગી | મારા ગુરૂજી | ॥૬૩॥

આપોપુ નહી પુર્ણ પરમ દયાળ રે | સદ્દગુરૂજી |
---|---|---
ગ્નાન ભંડાર ભીતર ભરીયા માલ | મારા ગુરૂજી | ॥ ૬૪॥
વ્યોમ તણી પેરે રહે સદા અસંગીરે | સદ્દગુરૂજી |
રાગ દ્વેશથી રહીત સદા અણલંગી | મારા ગુરૂજી | ॥ ૬૫॥
સાક્ષીવંત થકા હરે ફરે સહુ શ્રષ્ટરે | સદ્દગુરૂજી |
ઘટ ઘટ માંહી નીરખે રહી સમદ્રષ્ટ | મારા ગુરૂજી | ॥ ૬૬॥
પુરણ કેરી લહેરી સંત રવીદાસ રે | સદ્દગુરૂજી |
લહેરી સમ ગઇ પુરણ માંહી સમાયા | મારા ગુરૂજી | ॥ ૬૭॥

## માસ નવમો પુર્ણ

શ્રાવણે શ્રવણ નેન વેણ થાકયા રે | સદ્દગુરૂજી |
---|---|---
વસ્તુ માંહી ગરક રહે મતવારા | મારા ગુરૂજી | ॥ ૬૮॥
પરમ સનેહી તુમસે પાળે પ્રીત રે | સદ્દગુરૂજી |
સંતોશી ભીતર બ્રહ્મ પરતીત | મારા ગુરૂજી | ॥ ૬૯॥
દેહ ઊપર તે આસકતી ન હોય રે | સદ્દગુરૂજી |
તેહને કદીએ કળી ન શકે કોય | મારા ગુરૂજી | ॥ ૭૦॥
કરતવ રહીત નહી કોઇ દોશી રે | સદ્દગુરૂજી |
સહજ સ્વભાવે વરતે શીલ સંતોશી | મારા ગુરૂજી | ॥ ૭૧॥
લોહ કંચન ચીંતામણીને શીલા રે | સદ્દગુરૂજી |
આત્મ વેતાને મન સમતુલ | મારા ગુરૂજી | ॥ ૭૨॥
કયારેક મુન ગ્રહી રહે મન માંહી રે | સદ્દગુરૂજી |
કયારે પ્રેમ સહીત ગુણ ગાય | મારા ગુરૂજી | ॥ ૭૩॥
સત સ્વરૂપમાંહી લીન ભયા સંત શીયાણારે | સદ્દગુરૂજી |
રવીદાસ બ્રહ્માનંદ અખંડ સમાણા | મારા ગુરૂજી | ॥ ૭૪॥

## માસ દસમો પુર્ણ

જેમ ભાદરવે જહાં તહાં જલ ભરીઆરે | સદ્દગુરૂજી |
---|---|---
સઘળે ભરીયા આતમ કુદરત દરીયા | મારા ગુરૂજી | ॥ ૭૫॥
પુણ્ય પાપથી લીન ન થાએ સંતરે | સદ્દગુરૂજી |
કર્તા પણું આણે નહી કુર્ણાવંત | મારા ગુરૂજી | ॥ ૭૬॥
થીર મનને કામીનર રસ ચાખેરે | સદ્દગુરૂજી |
પાંચ પચીસે મારી થીર રાખે | મારા ગુરૂજી | ॥ ૭૭॥
શીત ઊષ્ણને દુઃખ ન વ્યાપેરે | સદ્દગુરૂજી |
પરમાત્મા નીરખ્યા ભીતર બહાર | મારા ગુરૂજી | ॥ ૭૮॥
પ્રકૃતી પાંચ પચીસ કયારે ન ધાવે રે | સદ્દગુરૂજી |
જેમ અગમ માંહી અગમ સમાવે | મારા ગુરૂજી | ॥ ૭૯॥

શીતળ સંત શોક પક્ષ ન કેવા રે સદગુરૂજી
ઇંદ્રીજીત સંત આતમ દર્શી એવા મારા ગુરૂજી ॥ ૮૦॥
ઊગ્ર જ્ઞાની અનભે બુદ્ધ અબોલા રે સદગુરૂજી
રવીદાસ બ્રહ્મ સીંધુ કરે કીલોલ મારા ગુરૂજી ॥ ૮૧॥

## માસ અગીઆરમો પુર્ણ

આસોએ આનંદ વાધ્યો સાધ્યો મન રે સદગુરૂજી
ત્રીવેણીમાં દ્રઢ કરીયું આસન મારા ગુરૂજી ॥ ૮૨॥
સુરત નુરતને મન પવન ઘર આવ્યા રે સદગુરૂજી
સુખમણા દોર અનહદ તાલ બજાયા મારા ગુરૂજી ॥ ૮૩॥
કીનારે બેસી ફેરવ્યા હરદમ દાણારે સદગુરૂજી
વણજીભ્યાએ થાએ ભજન અધાણા મારા ગુરૂજી ॥ ૮૪॥
વરસે મોતી ઝલમલ ઝલકે નુરરે સદગુરૂજી
પંનર નવ જીહાં વાજે અનહદ તુર મારા ગુરૂજી ॥ ૮૫॥
પુરૂષ પરશા દો આંગુલ દર્શે રે સદગુરૂજી
કુલતપાયા કદીએ કાલ ન ગ્રાસે મારા ગુરૂજી ॥ ૮૬॥
પરમ જ્યોત વીશે જઇ રહ્યા સમાઇરે સદગુરૂજી
સહેજે રહે દુતીયા રહીત સદાય મારા ગુરૂજી ॥ ૮૭॥
અખંડ ઉન્મુની મુદ્રાએ દીવસ અને રાતી રે સદગુરૂજી
રવીદાસ બ્રહ્મ નીરખ્યા ભુલ્યા ભ્રાંતી મારા ગુરૂજી ॥ ૮૮॥
દ્વાદશ ઉપર વીતરેક પુરૂષ ન્યારા રે સદગુરૂજી
પુરૂશોતમ છે પંડ બ્રહ્માંડ થી પારા મારા ગુરૂજી ॥ ૮૯॥
અમર લોક જ્યાં અવીચલ રાજ અભંગ રે સદગુરૂજી
અવીચલ કાયા અવીચલ ગોરંગ મારા ગુરૂજી ॥ ૯૦॥
રતન જડીત્ર ભુમી સુવર્ણ ગાર રે સદગુરૂજી
સહેજ આનંદ અનંત ચંદ સુર ઉજીયારે મારા ગુરૂજી ॥ ૯૧॥
રાસ અખંડ ત્યાં વ્રંદાવનરે સદગુરૂજી
સુરત સાહેલી ત્યાં જઇ કીયા ગવન મારા ગુરૂજી ॥ ૯૨॥
સત સરૂપી શોભા સુભગ સોહાવે રે સદગુરૂજી
નીરખતાં મન મથ કોટી લજાવે મારા ગુરૂજી ॥ ૯૩॥
ગાદી નુરની સપ્ત પુરીને પાર રે સદગુરૂજી
તાપર પીયુજી સદા અખંડ અપાર મારા ગુરૂજી ॥ ૯૪॥
પોત્યા પ્રગટ અમર રવીદાસ રે સદગુરૂજી
સ્વપ્ન મટીયું સેજે થયો સમાસ મારા ગુરૂજી ॥ ૯૫॥

| | | |
|---|---|---|
| વીતરેક પદે પોંચ્યા વીરલા દાસરે | સદગુરૂજી | |
| અનંત કોટી સંતે સુંન્યે બાંધી આશ | મારા ગુરૂજી | ॥ ૯૬॥ |
| કરોડ તેત્રીસ રૂશી સહસ્ત્ર અઠયાસી રે | સદગુરૂજી | |
| નવ નાથ ચોરાશી સુન્ય વીસવાસી | મારા ગુરૂજી | ॥ ૯૭॥ |
| જોગી જતી તપસી સન્યાસી રે | સદગુરૂજી | |
| દરવેશ જંગમ બ્રાહ્મણુ મત ઊપાશી | મારા ગુરૂજી | ॥ ૯૮॥ |
| અનંત મારગ મત સહુ માયા કેરા રે | સદગુરૂજી | |
| મહાસુન લગી ચોથે માયાકેરા તમાસા | મારા ગુરૂજી | ॥ ૯૯॥ |
| મહાસુનને વેંધી કોઇ નીજ પ્રેમીરે | સદગુરૂજી | |
| અમર પદ કેરી ગત ન જાણે નેમી | મારા ગુરૂજી | ॥૧૦૦॥ |
| સદગુરૂ કેરી સહી કરી સનંદ રે | સદગુરૂજી | |
| રવીદાસ પોંચ્યા કોઇ નીરબંધ | મારા ગુરૂજી | ॥૧૦૧॥ |

**માસ બારમો સંપુર્ણ**

| | | |
|---|---|---|
| દ્વાદશ ઊંપર એક પુરૂષોતમ માસ રે | સદગુરૂજી | |
| અક્ષરે અક્ષરે અક્ષે ચરણુ નીવાસ | મારા ગુરૂજી | ॥૧૦૨॥ |
| શીખે સુણે કરે ગ્રહે અભ્યાસે રે | સદગુરૂજી | |
| થાય વીદેહી મીટે મોહનો ફાંસ | મારા ગુરૂજી | ॥૧૦૩॥ |
| પુરણુ થયો માસ પુરૂષોતમ સહીતરે | સદગુરૂજી | |
| અનુભવતામાં આપે હોય અદવઇત | મારા ગુરૂજી | ॥૧૦૪॥ |
| સંવંત અષ્ટ દશ વર્ષ સતાવીસ રે | સદગુરૂજી | |
| માસ શ્રાવણ કહીયે શુકલ પક્ષ | મારા ગુરૂજી | ॥૧૦૫॥ |
| એકાદશી દીન પુરણુ થયો ગ્રંથ સાર રે | સદગુરૂજી | |
| વાર ભોમ લહે આવ્યો લક્ષ પાર | મારા ગુરૂજી | ॥૧૦૬॥ |
| આવી મંડલી રમત કરી પેટલાદ રે | સદગુરૂજી | |
| પુર્ણ થયો માસ નીજ અક્ષર આજ | મારા ગુરૂજી | ॥૧૦૭॥ |
| મહાપદવાસી મહાજન કહે રવીદાસ રે | સદગુ॥જી | |
| સત્ય લોક શેરખીમાં રહેવાસ | મારા ગુરૂજી | ॥૧૦૮॥ |
| સદગુરૂ ભાણે પુર્ણ કીધી મહેરરે | સદગુરૂજી | |
| પહોંચ્યા અનહદ પાર સમી ગઇ લહેર | મારા ગુરૂજી | ॥૧૦૯॥ |

માસ પુરૂષોત સંપુર્ણ.

———:—:———

## પદ ૯ રવીસાહેબની બારા માસી બીજી

### રાગ સુરતી

પ્રણવુ સદગુરૂ સંતને, બોલું તોતરા બેન
મુરખ મન સમજે નહી, ચતુર ન શકે એન ॥ ૧ ॥

કારતકે કલીમલ કાપીયા, સદગુરૂએ દીધો દસ્ત
મેહેર કરી મહાજ્ઞાનીએ, મુસ્તક મેલ્યો હસ્ત ॥ ૨ ॥
મનોહર માલા તીલક ધર્યા, શ્રવણ સુણાવ્યો નામ
ચરણામૃત પાઇ ચેતન કર્યાં, ઓળખાવ્યા રમતા રામ ॥ ૩ ॥
અખંડ જુગનું અંધારૂં રે, તીમીર કાધો છે નાશ
અંજવાસ અનભે જ્ઞાનનો, પ્રગટયો બ્રહ્મ પ્રકાશ ॥ ૪ ॥
જોગ જગન તીરથ વૃત, જપ તપ ને અસ્નાન
સદગુરૂએ ઘટમાં બતાવીઆ, એક ઠેકાણે રે સાન ॥ ૫ ॥
એક શબ્દ સદગુરૂ તણો, સમાયા સુરંગ અનેક
સુન્ય મહા પરંસુન્ય અનહદે, રવીદાસ વસ્તુ અલેખ ॥ ૬ ॥
શ્લોકઃ—ભાણ સદગુરૂ સાને ઘટમાંહી સુઝયા રવીદાસ
શરીરનો સંભવ ટળીગો, જેમ લુણ જાઇ જલ માંહી ગળીગો ॥૭॥

## પ્રથમ માસ સંપુર્ણ

માગસરે મોહ તે મટી ગયો, ભરમ કરમ થયા દુર
હું નહી તું નહી તે નહી, રામ રહ્યા ભરપુર ॥ ૮ ॥
વ્યાપક વ્યત્રીક વીશ્વમાં, સોંહં સાચુ મુળ
આદ્ય અંતને મધ્ય નહી, વર્જીત સુક્ષમ સ્થુળ ॥ ૯ ॥
સદગુરૂ સંત સ્વરૂપ છે, કોઇ નહી આકાર
ભણ્યા ગણ્યાને ભુલા પડયા, પંડીત ન લહે પાર ॥ ૧૦ ॥
નેહે તંત તત્વ નીરંજન, અંજન નહી લવલેશ
મહાજન મર્મ લહે સહુ, નીદ્રા ન કાલ કલેશ ॥ ૧૧ ॥
મોટી દશા મહા સંતની, સમજી ગ્રહ્યા નીજ સાથ
અમર ફળ અચીંતનું ગુંગે કરીઓ અહાર ॥ ૧૨ ॥
ધન સદગુરૂ સંત સુરમા, પુરણ દ્રષ્ટી રે કીન
રવીદાસ સુરતીરે સરીતા, બ્રહ્મ સીંધુ લેલીન ॥ ૧૩ ॥
શ્લોક—સદગુરૂ શબ્દ ત્રીગુણા રહીતા, મળી દર્યાવમાં સુરત સરીતા
રવીદાસ અક્ષર અનાદી પહીચાના
ઉલટ સીંધુ બીંદુ માંહી સમાણા ॥ ૧૪ ॥

## માસ બીજો સંપુર્ણ

પોશે શોક મટી ગયો, હરખ પામ્યારે હાર
સુરતી સમી નુરતી થકી, સંભવ્યો સચરાચાર ॥ ૧૫ ॥
અકાર કહું તો અજ્ઞાનતા, નીરાકાર કહું નહી ગુપ
આકાર નીરાકાર પર રમે, સદગુરૂ સત સ્વરૂપ ॥ ૧૬ ॥

શબ્દાતીત સોહામણો, મોક્ષ ન બંધ કહેવાય
અનભે તખત અનહદ હરી, રૂપ અરૂપ ન તાય ॥ ૧૭ ॥
તત્વદર્શી તત્વવેતા, ત્રીગુણ રહીતા જેહ
સુસુપ્તી સરખા તન મને, જાણે વસ્તુ વીદેહ ॥ ૧૮ ॥
જેહને કાજે કાયાકસે, ધરે જોગેશ્વર ધ્યાન
સો હરી હરદે પ્રગટ થયા, વ્યાપક સર્વ સમાન ॥ ૧૯ ॥
ધન સદગુરૂ સંત સુરમાં, જેણે દીયો નીજ ભેદ
રવીદાસ અનહદે રમી રહ્યા, નેતી નેતી કહે વેદ ॥ ૨૦ ॥
શ્લોકઃ—પારઅપાર સદગુરૂ દેખ્યા, વર્ણન અવર્ણ રૂપ ન રેખા
રવીદાસ નહી હે કાયા ન માયા, અખંડાકાર છે અનહદ રાયા॥૨૧॥

## માસ ત્રીજો સંપુર્ણ

મહાચે મહાપદનાજે અનુભવી, સર્વંગી કોઇક સંત
સત ચીત આનંદ અંગ વસે, દુર થઈ છે દ્વાંત ॥ ૨૨ ॥
કારજ કારણ પ્રગટીઆ, અન્ય નથી અવતાર
નીજ ઊપદેશ દીએ જંતને, નીજબંધ છોડણહાર ॥ ૨૩ ॥
મહાતેજ મહાપુરૂષ છે, દેખો હરદે વીચાર
સંત સંગત વીના નહી મળે, પરમ પુરૂષ ભરથાર ॥ ૨૪ ॥
નીજજન નેણા નીર્મળા, નીરમળ જેવારે ધન
નીર્મળ શબ્દ સનેહ ભર્યાં, નીરમળ દીસેરે સંત ॥ ૨૫ ॥
નીર્મળ ચાલ સાધુ તણી, નીરમળ જેવુંરે ધૃત
મુખથી કહેવાઇ નહી કથી, અક્ષરાતીત અનુપ ॥ ૨૬ ॥
સદગુરૂ સંતને શ્રી હરી, એક રૂપ ઊરધાર
રવીદાસ સુરતા અડોળ થઇ, કર્યો બ્રહ્મ વીહાર ॥ ૨૭ ॥
શ્લોકઃ—સદગુરૂ સંતહરી એક રૂપા, તાવ્યુ નવનીત નીર્મળ રૂપા
સોહંપદ લીન છે રવીદાસ, અખંડ અદ્વૈત જેસે પ્રકાશ ॥ ૨૮ ॥

## માસ ચોથો સંપુર્ણ

ફાલ્ગુન ફાળ સંતેભરી, દઇ પ્રકૃતીને પુંઠ
બ્રહ્મ રૂપ થઇ પરીબ્રહ્મ માંહી મળ્યા, કાળ નહી દ્રષ્ટ કુટ ॥૨૯॥
સઊ કાળ શીરપર રહે, કાળ અવીનાશીમે દીઠ
સદગુરૂ વ્યાપક સર્વમાં, બ્રહ્મા આદીક કીટ ॥ ૩૦ ॥
આદ્ય અંત ત્રણ લોકમાં, હરી વીના નહી હે અંન
મીથ્યા માયારે અણછતી, તીહાં મત વળગો મન્ન ॥ ૩૧ ॥
ઝીણું સ્વરૂપ પર બ્રહ્મનું, પુષ્પ વાસથીરે અંત
જીવન મુક્તા સંત માલમી, તત્વ વેતા જાણેરે તંત ॥ ૩૨ ॥

વ્રેહે વેરાગી ત્યાગીરે, અનુરાગીરે ઊદાસ
અણુલ ંગીરે અનભે રહે, આઠો પહોર એકતાર ॥ ૩૩ ॥
સહેજ સુન્યમાં સમીરહ્યા, નીરપક્ષ જે નીરગુણ
રવીદાસ નીરલેપ નીરંજન, જહાં નહી પાપને પુણ્ય ॥ ૩૪ ॥
શ્લોકઃ—પાપ પુણ્ય નહી હારજીત, છાંય ધુપ નહી ઊષ્ણશીત
રવીદાસ સદગુરૂ ભાણ સોહી સાચા,
જે આપે નીજ રૂપ ઉણરંગે રાચા ॥ ૩૫ ॥

## માસ પાંચમો સંપુર્ણ

ચઇત્રે ચક્ષુ અનંત છે, ચરાચર દીઠારે રામ
સદગુરૂએ પડળ પરાં કર્યાં, નજરે પડયા નીજધામ ॥ ૩૬ ॥
સહજ સુન્યમાં સોહામણા, તેજ પુંજના અંબાર
અખંડરે અમર પરમાત્મા, સીંધુ સોભારે સાર ॥ ૩૭ ॥
નીરાધાર નીર્મોહીતા, નીરપક્ષ નીસ્કમ જાણ
રહે નીરાળા સર્વથી, સર્વ તે માંહી સમાણ ॥ ૩૮ ॥
સાને કરી સમઝાવીયા, વસીષ્ઠે શ્રી રઘુવીર
માન ગળ્યું મદ મોહ ગયો, જીવત લગાહે તીર ॥ ૩૯ ॥
નીજ ગુરૂએ નીજ કર્મનો, કરીઓ નીજ ઉપદેશ
બ્રહ્માકાર વૃતી થઇ, સહેજ પોંચા ઊનદેશ ॥ ૪૦ ॥
મન વાણીરે થકીત ભઇ, સદગુરૂ કલાઅનંત
રવીદાસ સુભર ભર્યાં, અવ્યક્ત નાથ અચંત ॥ ૪૧ ॥
શ્લોકઃ—સચીંદાનંદ અવ્યક્ત સ્વામી
નીરાકાર આકાર અલંગી અનામી
રવીદાસ હદ બેહદ પરબ્રહ્મ મતા
વચનને પાર સર્વ ઘટ સંમંતા ॥ ૪૨ ॥

## માસ છઠો સંપુર્ણ

વૈશાખે વૈષ્ણવને જડી નીજ, આતમ ગમ
સદગુરૂ સંત પ્રુરાવયાં, ચઢત કળા દમ દમ ॥ ૪૩ ॥
બાહેં દશા ભકતીબાઇ સમી, મન નીજ મનસે પાર
સો સંત શુરા સામરથી, બ્રહ્મ રસનો ભંડાર ॥ ૪૪ ॥
ગરક રહે ગુરૂજ્ઞાનમાં, પ્રેમદોર રહે એકતાર
નેણામાં અમૃત વરખે, હરખે પીયુજી નીહાર ॥ ૪૫ ॥
આઠે પહોર અડયા રહે, જડયા રહે નીજનેહ
આપું ટાળી આપે ટળે, તત્વ દરશી તેહ ॥ ૪૬ ॥

હેતે દેખે સર્વ જંતને, સંતની એવી રે દષ્ટ
માહાર તાહાર નહી મેધને, કરે સર્વ ઊપર વ્રષ્ટ ॥ ૪૭ ॥
મહાજન મેઘ સદગુરૂ હરી, સમ દ્રષ્ટ સરખે રે પ્રીત
રવીદાસ મન અર્પણ કરી, સેવોને સંત પરતીત ॥ ૪૮ ॥
શ્લોકઃ—સદગુરૂ સંત જેમ મેઘ વર્ષે, સમદ્રષ્ટી સરખો એક દેર્શી
રવીદાસ એવા સંત પરબ્રહ્મ પોતે,
છે બ્રહ્મ સ્વરૂપ તે બ્રહ્મ જોતે ॥ ૪૯ ॥

## માસ સાતમો સંપુર્ણ

જેઠે તે જેઠ દશા થઇ, જેઠ પુરૂષને સંગ
જેઠ સદગુરૂ સહેજે મળ્યા, પળમાં બદલ્યો રે રંગ ॥ ૫૦ ॥
હર્ખ શોક સહેજે સમ્યા, કામ ક્રોધને જાર
સુરત નુરત ધુન સુન્યમાં, સહેજે સેજ મલી એકતાર ॥ ૫૧ ॥
સહેજ સમાધી લાગી સહેજ સે, મન કીધું ઉન્મુન
સુઇ કેરા અગ્ર ભાગમાં, સુઝયા ત્રણ ભુવન ॥ ૫૨ ॥
પરમ તત્વ પરતાપશું, લીધા હરી નખ શીખચીન
પરમ જોત પરમાતમા, લક્ષ ભઈ લોહલીન ॥ ૫૩ ॥
નાશવંત નીર્ગુણી, જેવું સુકું પાત
ઊડે પવન ના જોરસુ, જ્યાં પડે ત્યાં રહે રાત ॥ ૫૪ ॥
દેહી વીદેહી પુરૂષના, ભાગી પડયા સહુ ચેન
રવીદાસ તે હેઠા નહી ઉતરે, અનલ કેરા ધરગ ધ્વન ॥ ૫૫ ॥
શ્લોકઃ—જેમ અનલ રહે નીત આકાશા
તેમ નીજ નામે લાગી રહે નીજ દાસ
રવીદાસ ગેબી સંત રહે અસંગ,
પાછુ ન ભાળે ગગન ઊડે વીહંગ ॥ ૫૬ ॥

## માસ આઠમો સંપુર્ણ

આશાડે આકાશ ધડુકીઓ, ઊલટી અમૃત ધાર
હરી હરી કરી કરીઆ સહુ, ફુલ્યા ભાર અઢાર ॥ ૫૭ ॥
વર્ષા આવી ગુરૂ જ્ઞાનની, રોમે રોમે રસપુર
રગ રગ રામ રમી રહ્યા, નરભે નીરાકાર રૂપ ॥ ૫૮ ॥
નુરત નીરંતર આતમા, રામ રહીત વીકાર
ખાલી કાંઇ દીસે નહી, સુભર ભર્યા સર્વ ઠાર ॥ ૫૯ ॥
એક ગઇ દુતીઆ નહી, અનામત ન પડે આંક
નહી જાડો નહી પાતળો, મરે નહી પાપ નટાંક ॥ ૬૦ ॥

ગુણ નીર્ગુણ સંભવે નહી, ઉભો આડો રહે નાહી
ભેદા ભેદ કેવોને કેટલો, નહી પાસે નહી ખોવાહી ॥ ૬૧ ॥
સુન વસ્તીથી વરજીતા, શબ્દા ન દરશે સાત
રવીદાસ અણછતા ઓચર્યાં, ગેબ નીરંતર વીજ્ઞાન ॥ ૬૨ ॥
શ્લોકઃ—વસ્તી સુન્ય નહી શબ્દ સ્વાલા
હરી સર્વ માંહી રહે સર્વથી નીરાળા
હરી હરદે પ્રગટ અણછતા રવીદાસા
જહ્યા પટ સુત્ર જેમ મીથ્યા ભાસા ॥ ૬૩ ॥

## માસ નવમો સંપુર્ણ

શ્રાવણે શાસ્ત્ર સંતની, શાખ લહી પરમાણ
સદગુરૂએ સદ કહી સંજ્ઞા, નીશ્ચલ પદ નીર્વાણ ॥ ૬૪ ॥
શ્રવણ થકી અનહદ સુણી, નેણ થકયા નીજ તેજ
ઘ્રાણ થકી બ્રહ્મ અગનમાં, વાચ થકયા સુન સહેજ ॥ ૬૫ ॥
ચીત થકયા રે અચંબા, થકયા ગુણ બુધ્ધી વીચાર
સ્થુલ સુક્ષ્મ કારણ થકયા, મહા કારણ દીધો જાર ॥ ૬૬ ॥
ચતુર અવસ્થા વાણી થકી, થકીઆ અંતઃકરણ
સુન શબ્દ થકી સાંગના, થકીઆ તારણ તર્ણ ॥ ૬૭ ॥
કલ્પીત સર્વે કલ્પના, અકલ્પીત અવીનાશ
દ્વઇત નહી અદ્વઇત નહી, કેડ ન મોર ન પાસ ॥ ૬૮ ॥
વેદવાદ થકી સાધના, થકીઆ થાપ ઉથાપ
રવીદાસ થકયા નીજ આપમાં, આપ રહ્યા સર્વવ્યાપ ॥ ૬૯ ॥
શ્લોકઃ—આપે આપ સદગુરૂ પોતે, દર્શે સર્વે ઘટ આપ ખોતે
રવીદાસ લક્ષ વીહંગ દેશા,
સ્વેં નાથ જહાં નહી પવન પ્રવેશા ॥ ૭૦ ॥

## માસ દશમો સંપુર્ણ

ભાદરવે ભરપુર છે, સઘળે સત અવીકાશ
છે સહુમાં ન્યારો સદા, અસંગી જેમ આકાશ ॥ ૭૧ ॥
આવે નહી જાવે નહી, બંધુ પીતા નહી માત
આચાર વીચાર ન ચાતુરી, ઉન્મુની દીવસ ન રાત ॥ ૭૨ ॥
સુતક નહી પાતક નહી, માયા દેવ ન થાપ
વૃધ્ધ વધાવા ન બાજેરે, તીરથ વ્રત નહી જાપ ॥ ૭૩ ॥
જાત નહી અજાત નહી, તીંહાં નહી લોકા લોક
વહાલો ન વેરી ઊનદેશમાં, છોત પવીત્ર નહી શોક ॥ ૭૪ ॥

રહીત ગુણ નીરગુણથી, નીરંતર લખે નીજ કોય
દ્રષ્ટ અદ્રષ્ટ છાયા નહી, સકલાતીત છે સોય ॥ ૭૫ ॥
અજર અમર અકથ અજ, નહી કેવળ પદ નીર્વાણ
રવીદાસ સેજે સમી રહ્યા, તહાં નહી દુજા આન ॥ ૭૬ ॥
શ્લોકઃ—અંબર તખતપર અનાહત વાજાં, અકલીત નાથ અનહદ રાજા
રવીદાસ સદગુરૂ સહજ સુન્યા, નહી ઓચર્યાં નહી મુન્યા ॥ ૭૭ ॥

## માસ અગીઆરમો સંપુર્ણ

આસોએ જેકોઇ અનુભવે, જઇ પહોંચ્યા રે દેશ
સતશબ્દ સતગુરૂજીનો, ગ્રહીઓ સત ઉપદેશ ॥ ૭૮ ॥
સદગુરૂ સતશાસ્ત્ર તણી, નીરભે નીશ્ચલ વાણ
મન મારી મગન થયા, બેઠા બ્રહ્મ નીશાન ॥ ૭૯ ॥
સાધન ચાર સંપન્ન હોઇ, પુરણ સંતજ સોઇ
વેરાગ આદે ખટ સંપત છે, પ્રેમસું મન પ્રોય ॥ ૮૦ ॥
શુધ્ધ મુમુક્ષી શુધ્ધ લક્ષસે, દ્રષ્ટીને સાધે જેહ
દુયું નીશાની બાંધેરે, લાધે વસ્તુ વીદેહ ॥ ૮૧ ॥
કર્ણધાર મેલે ગુરૂશબ્દ, ખેલે દલ દરીઆરે માંહી
પુર્વકી પશ્ચીમ ભીતરે, દેખે તો પાર ન પાહી ॥ ૮૨ ॥
સુરત સરીતા સીંધુમાં, સમાણી શરીર સમેત
જહાં દેખે તહાં નીર ભયાં, પાર કોઇ જન લેત ॥ ૮૩ ॥
ખલ નદીસે ખલક ભર્યાં, ધરજલ વીન નભ નીર
અખંડ જોત અજવાસથી, તીમીર સમ્યો બ્રહ્મ ખીર ॥ ૮૪ ॥
રામ સકલમાં રમી રહ્યા, નીરાકારમાં બાજે તુર.
તત્વ નીરંજન નેહતત્વ, સર્વઘટ ઝલકેરે નુર ॥ ૮૫ ॥
વણ સમાન ઉપજે ખપે, માયા બદલે વેશ
ઉપજ્યા ખપ્યા રહીત છે, નીરાલંબ નાથ નરેશ ॥ ૮૬ ॥
ભુલ્યા ભર્મ પડો મતી, કારજ કારણ સોઇ
ઘટ અર્થે સરગુણ સહી, મુખ અર્થે નીરગુણ હોય ॥ ૮૭ ॥
નીરગુણ સરગુણ અદ્વૈત હરી, તેને નેતી નીગમ કહંત
આરપાર પરમાત્મા, સાખ કહે સદગુરૂ સંત ॥ ૮૮ ॥
વારાહી શહેર મધ નીપજ્યા, પ્રગટયા પુરણ બ્રહ્મ
પરચા દીધા જગતમાં, અનંત છોડાવ્યા કર્મ ॥ ૮૯ ॥
લોહરવંશમાં અવતર્યાં કરવા કારજ જીવ
માયા રહીત ઇંદ્રીજીતા, સાક્ષાત સદેહી શીવ ॥ ૯૦ ॥

પુરૂષ ઊન્નગર અકલીતા, સત નામનો ઊપાસ
દક્ષીણદેશ પધારીયા, દર્શન પામ્યારે દાસ ॥ ૯૧ ॥
સંવત અઢાર નવોતરે, કરી સદ્દગુરૂજીએ સાન
બ્રહ્મ પ્રકાશ ઊદીત હુવો, થઇ રહી દ્દષ્ટી સમાન ॥ ૯૨ ॥
શુકલ પક્ષ માઘ એકાદશી, પ્રગટી એક દશાય
રવીદાસ નામ તપાસતાં, નામ રૂપ ખપ્યું તે માંહી ॥ ૯૩ ॥
સદગુરૂ સુપનને પારછે, સુપન સમ્યું તે માહી
રવીદાસ લુણ બ્રહ્મ સીંધુ ગળ્યા, બાહેર નીકસે નાહી ॥ ૯૪ ॥
શ્લોકઃ—મહીના દ્વાદશે વસ્તુ દર્શે, પ્રીતે કરીને પદ પરશે
રવીદાસ અક્ષરે અક્ષરે બ્રહ્મ વાચ,
નીરંજન થાય નીરવાચ ॥ ૯૫ ॥

## મહીનો બારમો સંપુર્ણ

પુરૂશોતમ માસ તેરમો, દ્વાદશ ઊપર સાર
હુ નહી તું નહી તે નહીં, એક દ્વીતીયા ન લગાર
નાભી નહી કમલ નહી, બ્રહ્મા નહી ચાર વેદ
આપેઆપ વીલસી રહ્યો, બ્રહ્મ ન ભેદા ભેદ ॥ ૯૬ ॥
સ્થુલ નહી સુક્ષ્મ નહી, વસ્તી નહીં ત્યાં સુન
પવન નહી પાણી નહીં, નહી વાચ નહી સુન્ય ॥ ૯૭ ॥
ધરણ નહી ગગન નહી, ચંદ્ર ન સુર કે હોય
શબ્દ ન પહોંચે સાન તહાં, કહે પડે પોંમી માય ॥ ૯૮ ॥
ગંગા જમના નહી સરસ્વતી, થકયા અજંપા જાપ
ઇંગલા પીંગલા સુખમના, નાદબુંદ નહી પુન્ય કે પાપ ॥ ૯૯ ॥
સનંદ નરાળી રહે સર્વ થી, જહાં અવીચલ કાયા અખંડ
રવીદાસ સમ્યા ઊંન દેશમાં, જહાં નહી પંડ બ્રહ્માંડ ॥ ૧૦૦ ॥
શ્લોકઃ—થકયા સાધન જહાં વેદ વાણી, થકયા નામ રૂપ જહાં નહી નીશાની
ભયા ગ્રક ઊન દેશમાં રવીદાસા
તીમીર સમ્યા ઊગ્યા રવી પ્રકાશા ॥ ૧૦૧ ॥

માસ તેરમો સંપુર્ણ

ઇતીશ્રી રવીદાસજી કૃત બાર માસી સંપુર્ણ

———:—:———

પદ ૧૦ **રાગ મંગળ**

આજ વીવા આવીનાશીનો, ગાઇએ ગુરૂજ્ઞાનેરે
વ્રતી સાથે વીવા મેલ્યો, ચાલી ભલી જાનરે ॥ ટેક ॥
મોટા મોટા માજન માંહે, જાનઇઆ સઊ ચાલ્યારે
જ્ઞાનને વીચાર સુધ, વીવેક હાલ્યારે ॥ ૧ ॥

વ્રેહને વેરાગ સાથે, ત્યાગ રૂપે બહુ રાજેરે
શીલ ને સંતોશ શોભે, અનંત રવી જ્યાં લાજેરે ॥ ૨ ॥
સાચ સંગ વીશ્વાસ રાખો, એમા ન માનાપમાનરે
સુંદર કાંતી આનંદકારી, પીએ હરી રસ પાનરે ॥ ૩ ॥
દયા બાઇ ખમીયા બાઇ, સુમતી સરધા લહારેરે
વરજી સાથે બેઠી સૌ સખીઓ, બેની લુણ ઉતારેરે ॥ ૪ ॥
ધ્રાંગડ ધ્રાંગડ વાજા વાગે, ભકતી નીશાનેરે
વરજી આવ્યા ગુરૂ ગમ ગોદરે, થઇ માંડવડે જાણુરે ॥ ૫ ॥
પ્રીતીને પરતીત રીતી, ચોથી, સુમતી બાઇરે
હરજીને કલવો આવ્યો, તોરણ ચઢીયા સાઇરે ॥ ૬ ॥
સુખમન સાસુ પ્રેમે પોખે, ચોરીમાં પધારાવ્યારે
શબ્દ સુરતના છેડા ગાંઠયા, ગુરૂજીને મન ભાવ્યારે ॥ ૭ ॥
પહેલા વેલા મંગળ વરત્યાં, આનંદના ઓઘરે
રવીદાસ ભાણુ ચરણે, મટીયા સંશય શોકરે ॥ ૮ ॥

———:—:———

પદ ૧૧ **મંગળ**

બીજુ મંગળ વર કન્યાને વરતેલાં છે વારૂંરે
હાથે વાળો હરજી મેલ્યો, મટયુ મારૂં તારૂંરે ॥ ટેક ॥
ઘુંઘટ માંહી ખોલી નજરે, વરજી હરજી નીરખ્યારે
વાલપણાની રીતે પ્રીતે, વરને જોઇ હરખ્યારે ॥ ૧ ॥
પાંચ સોહાગણ હરજી કેરી, જાનડીઓ મળી ગાયરે
પાંચ સખી કન્યાની કોરે, ફટાણા દેવાયરે ॥ ૨ ॥
હળી મળી એક થઇ બેઠાં, માનુની મંગળ ગાયરે
આનંદ સાગર ઉલટયો અંગે, વાણીએ ન કહેવાયરે ॥ ૩ ॥
અનહદ ઘંટા વાજાં વાગે, શબ્દ ઉઠયો સારરે
વરકન્યા મંગળ વરત્યાં, શોભા અપરંપારરે ॥ ૪ ॥
સંત સખી હરખી સરવે, નીરખી મનમાં મોદરે
સુખ દુઃખ વીલે થયાં, સમી સરવે કોણુરે ॥ ૫ ॥
વર કન્યા રૂપે રૂડાં, કંદ્રપ કોટ લજાયરે
સુરનર મુનીજન કર જોડીને, નમે છે બ્રહ્માયરે ॥ ૬ ॥
નેતી નેતી નીગમ બોલે, અકળ અવીનાશરે
મંગળ ફેરા વરતી બેઠા, અખંડ પરકાશ રે ॥ ૭ ॥
બીજુ મંગળ પુરૂં થયું, ઠરીયા છે ઠેઠ રે
રવીદાસ ભાણુ ચરણે, ઊતરી સરવે વેઠરે ॥ ૮ ॥

પદ ૧૨ મંગળ

સાંભળ સહીયર ત્રીજુ મંગળ, આજ મહાપ્રેમેરે
હરી મળયા હેતે પ્રીતે, સપને નાવે નેમેરે ॥ ટેક ॥
કારણ જોજો જુગ જીવનનું, હર ઘડી હજુર રે
જપે તપે જોગ જાગે, દામોદર છે દુર રે ॥ ૧ ॥
નેમી ધરમી તપસી તલખી, ખટ દર્શની આ લહારારે
પ્રેમી જનના પાસે પીયુજી, મત વાદીથી ન્યારા રે ॥ ૨ ॥
પલ પલ પીયુસું દ્રષ્ટી લાગી, પાળ્યો સાચો બોલ રે
હેતે હરજી હાથજ આવ્યા, આનંદ અતોલરે ॥ ૩ ॥
પીયુજીશું મંગળ વરત્યાં, આપ્યાં મોટા દાનરે
રંગ વાધ્યો સ્નેહ બાંધ્યો, રહ્યું ન માન ગુમાનરે ॥ ૪ ॥
નીરગુણી કહે છે નીરાકારા, સરગુણી સાકાર રે
અમે વરીયા પુરણાનંદને, સ્વરૂપ ભરથાર રે ॥ ૫ ॥
સદગુરૂજી એ સાંસો ટાળ્યો, ભરમ હતો મુજ માંહીરે
પાસે થકી પીયુજી પ્રગટયા, ઝાલી મારી બાંહીરે ॥ ૬ ॥
સુરતી સ્મૃતી બેઉ, સાખ રહી પુરેરે
ગગન મંડળમાં વાજાં વાગે, ગરજે અનહદ તુર રે ॥ ૭ ॥
લીધાં દીધાં કારજ સીધ્યાં, વરત્યાં મંગળ ત્રણરે
રવીદાસ ભાણ ચરણે, પામી ચરણ શરણ રે ॥ ૮ ॥

———:—:———

પદ ૧૩ મંગળ

સાંભળ સહીયર મહીયર મંગળ, વરત્યાં ઠરીયા ઠીકરે
અમે વરીયાં અમર વરને, ભાંગી સરવે બીક રે ॥ ટેક ॥
ચોથુ મંગળ ફરી બેઠા, ચોથી અવસ્થાયે રે
વરકન્યા તુર્યા લાગી, શોભા વરણી નવ જાયરે ॥ ૧ ॥
સામા સામી કવલજ ભરીયા, કર્યાં રસ કંસાર રે
અમૃત નીર આચમન કરીયાં, મળ્યો છે એક તાર રે ॥ ૨ ॥
ભ્રાંતી ભાગી ટક ટક લાગી, આરામ થયો અપાર રે
હરીવર કન્યા જોડી બની કોણ ગણે તથ વારરે ॥ ૩ ॥
સીઝી રહ્યા રસ બસ થયાં, પાસે સખી આઠરે
રાસ રાહાને ગ્રેહ નખેતર, વરગ ગયા વીલાઇ રે ॥ ૪ ॥
સંતોશ આદે હજુરીયા, જાનઇયા તે સરવે રે
નીજ ભગત દાનજ ભકતી, આપી ટાળ્યા ગર્વ રે ॥ ૫ ॥

સાધન વસવાયાને આપ્યું, જેને ઘટે જેવુંરે
ચાકરી જેણે જેવી કીધી, તેને આપ્યું તેવુરે ॥ ૬ ॥
પરણી કરી મોલ પધાર્યાં, બેઠા સુખ સજાયરે
અરસ પરસ આનંદ વરત્યો, આતમ ચેતનતાયરે ॥ ૭ ॥
દુઃખને દંઇતજ ભાગી, લાલચ ભાગી લહારેરે
નીવૃતી પ્રવૃતી બેઊ, દાસી ઊભી દારેરે ॥ ૮ ॥
ચોથું મંગળ સંપુરણ, થયું સખી આજરે
ગાસે ગ્રેસે વીચાર કરશે, તેના સરસે કાજરે ॥ ૯ ॥
આનંદકારી એકતાએ મલીયા, સદા રૂપ અરૂપરે
રવીદાસ ભાણ ચરણે, સુંદરી શુદ્ધ સરૂપરે ॥ ૧૦ ॥

———:—:———

પદ ૧૪ હરી ભજન થકી છોટા હોય એરાગ

આવો મલીયે અમો ગયાતાં ફળીએ, જસોદા પાસે હવે નહી છળીએ
પરગટ પરશોતમજી આવ્યા પાસે ॥ ટેક ॥
હરી એકલડા વનમાં મળીયા, શ્રીકૃષ્ણ કહે સખી ભલે ફળીઆ
મુની અજ સરીખે નહી ઓળખીયા, ॥ આવો ॥ ૧ ॥
કોઇ ગાઇ ગુજરાન કરે, જોગી એક કલ્પ લગી ધ્યાન ધરે
મારે પ્રેમ થકી કોઇ નહી સરે ॥ આવો ॥ ૨ ॥
ત્યારે રાધા કહે હરીભાવ ધરી, બહુનામી ભેટો ભુજ ભરી
તમે મુકીદો મરજાદ પરી ॥ આવો ॥ ૩ ॥
દરશન સનમુખ હરી દીધું, શ્યામે રાધાના મનનું કીધું
હરી હેતે અધરામૃત પીધું ॥ આવો ॥ ૪ ॥
હરી રાધા રસ બસ એક થયાં, તે ત્રીલોકમાં નવ જાય કહ્યાં
રવી પુરણ પ્રેમી જને લહ્યા ॥ આવો ॥ ૫ ॥

———:—:———

પદ ૧૫ રાગ ઉપરનો

## ગરબી

ઓ જસોદાજી આશો આળીગાળો પુત્ર તમારો
આ નેસડલો ઘેલો કીધો કાને સાથ હમારો, ॥ ટેક ॥
કાન માંકડલાનું લઇ ટોળું, મારૂ મહી ખવરાવ્યું ને ઢોળ્યું
લઇ છોકરડા માંહી રોળ્યુ ॥ ઓ જસોદાજી ॥ ૧ ॥
બહુ બાળકને ટકર મારે, વળી ગડબડ લઇ ગેડી ડારે
વળી સંગી સઉને હુસકારે ॥ ઓ ॥ ૨ ॥

એક વાત કહું છાની તમને, તાપ ઉપજાવે છે બહુ હમને
એતો જવાબ દઇ આવે જમને “ ઓ ” ॥ ૩ ॥
કાન ઘરમાં આવી બાઝયા છે, એ રંગીના રંગ ઝાઝા છે
આડંબ જુવોને તાજા છે, “ ઓ ” ॥ ૪ ॥
હું તો સાખું છું નંદજી સારૂ, મારા ઘરમાં થાય છે બીહારૂ
એ મુકે નહી મારૂં લારૂ “ ઓ ” ॥ ૫ ॥
અમે જળ ભરવા જઇએ પોળે, કાન આડા આવી મુખ મોડે
બહુ બળ દાખી બેડું ફોડે “ ઓ ” ॥ ૬ ॥
મુજ સામુ જોઇ જોઇ મલકે છે, હરી પલ પલ પ્રેમે પલકે છે
રવીદાસના સ્વામી ઝલકે છે “ ઓ ” ॥ ૭ ॥

———:—:———

પદ ૧૬ **રાગ ગરબી**

ઓ રાધાજી, ભલે પધાર્યા પ્રેમે પગલું કીધું
એ કાનુડે, નાનકડે સઊ ગોકુળ માથે લીધું ॥ ટેક ॥
તમે રાવ મસે અહીં આવ્યાં છો, તે મારે મન ભહુ ભાવ્યા છો
તમે આજુગ ફેરો ફાવ્યા છો ॥ ઓ રાધાજી ॥ ૧ ॥
એ રાડ લોકની લાવે છે, લોક આવી કરગરી જાવે છે
કાંઇ કારણ રૂપ એ કહાવે છે ॥ ઓ ॥ ૨ ॥
એને ઘરમાં બાંધી રાખું છું, વળી શીખામણ બહુ આપુ છું
બાઇ સરાપ સહુના સાંખું છું ॥ ઓ ॥ ૩ ॥
તુ વળ પાછી લાડકવાઇ, હું તો કરગરી કરગરીને કાઇ
તોય આવે તુજ ઘેર ધાઇ ॥ ઓ ॥ ૪ ॥
કહાન નથી બાવરો છે ડાહ્યા, એની આગળ બ્રહ્માજી કાચો
રવી હારી સુરપતી અલપાયો ॥ ઓ ॥ ૫ ॥

———:—:———

પદ ૧૭ **ગરબી**

હો જસોદાજી કોઇ ન કેહેશો કરૂણાનીધ છે કાનો
એ પુર્ણાનંદ, અખંડ બીહારી શુદ્ધ વીચારી માનો ॥ ટેક ॥
અરે હું તો લોક લાજે કહેવા આવી, બાઇ મે તમને જોયા તાવી
હોઇ મોટાની બુદ્ધી આવી ॥ ઓ જસોદાજી ॥ ૧ ॥
હરી હમને વહાલા લાગે છે, એને દેખી ભુખડી ભાગે છે
પ્રભુ પ્રેમનાને ત્યાગે છે ॥ હો ॥ ૨ ॥
હરી હેતે અમશુ ઝુઝે છે, ત્યારે કારજ સરવે સુઝે છે
બહુ પ્રેમી પ્રેમે પુજે છે ॥ ઓ ॥ ૩ ॥

કાન ત્રણ ભુવનનો છે રાજા, એના ગગને ગડ ગડે છે વાજા
છે સ્થાવર જંગમમાં માંઝા ॥ હો ॥ ૪ ॥
હરી કાળ તણા મહા કાળ છે, એ પ્રેમીનો પ્રતીપાળ છે
રવીદાસનો સ્વામી દયાળ છે ॥ હો ॥ ૫ ॥

———:—:———

પદ ૧૮ **ધોળ.**

જકતને વળગ્યું ભ્રાંતી રૂપી ભુતડું,
જેણે ભુલાવ્યું પ્રભુ સાથે ભાન ભાગેતેનું ભુતડું ॥ ટેક ॥
રાત દીવસ ધુણાવે ધંધામાં, માયા વાંસે કરાવે હાય, હાય॥ ભાં ॥ ૧ ॥
સતગુરૂ ભુવાને સોધીયા, જઇ ચરણે નમાવ્યું શીસ ॥ ભાં ॥ ૨ ॥
દાંણા જોયા વીવેક વીચારના, બાધા આપી છે સતસંગ સાર॥ભાં॥ ૩ ॥
પ્રેમ રૂપી વાવળીયો તેડાવીયો, ડાક વાગે છે બ્રહ્મ જ્ઞાન, ॥ ભાં ॥ ૪ ॥
બ્રહ્મ અગની પ્રગટીને આગળ ધરી, કુડ કપટનો કીધો ધુપ,॥ભાં ॥ ૫ ॥
હાક મારી ગુરૂવે હરીના નામની, બાંધ્યું કાંકણુને
કાઢયો ઉતાર, ॥ ભાં ॥ ॥ ૬ ॥
ઉતાર કાઢયો આળસ અજ્ઞાનનો,
અમને નીરોગી કીધાં મારે નાથ, ॥ ભાં ॥ ૭ ॥
આસા ત્રસના બેઉ ડાકણી, કાંમ ક્રોધ હતા ગયા વીર, ॥ ભાં ॥ ॥ ૮ ॥
ગયું ભુતને સુખ થયું ચીતમાં, મટી જન્મ મરણની બીક, ॥ ભાં ॥ ૯ ॥
ભાંણ સતગુરૂજીને ભેટતાં, રવીરામનાં સીધ્યાં કાજ, ॥ ભાં ॥ ૧૦ ॥

———:—:———

પદ ૧૯ **ધોળ**

એક ગુંજ અનોપમ દાખું રે સજનો સાન સહી
તુજ થકી અંતર નહી રાખું રે ” ”
સદ્દગુરૂતે પુરણ બ્રહ્મરે ” ”
કોઇ વીરલા જાણે મર્મ રે ” ”
સદ્દગુરૂતે સાચું ધામરે ” ”
ગુરૂ થકી અધીક નહી રામરે ” ”
ગુરૂ ગોવીંદ એક રૂપ જાણું રે ” ”
ગુરૂ ભજનમાં સાધન સમાણું રે ” ”
ગુરૂ તજી ભજે મોરારરે ” ”
એતો પડે નરક મોઝારરે ” ”
પુછી સમાચાર અધીકરે ” ”
સદ્દગુરૂ તે ઠાકર ઠીકરે ” ”

મેં તો ભજ્યા સદ્‌ગુરૂ ભાણુરે ,, ,,
હવે ગડગડીયા નીશાનરે ,, ,,
તન મનનો મટી ગયો ત્રાસરે ,, ,,
ગુરૂ પદમાં સમાણા રવીદાસરે ,, ,,

———:—:———

પદ ૨૦ ધોળ

સખી મારે તે મંદીર પધાર્યાંરે હરીજન હેતે ભર્યાં
મેં તો તન મન ધન સર્વે વાર્યાંરે, ,, ,,
મેં તો પ્રેમને પુષ્પે વધાવ્યારે ,, ,,
મારા રૂદય કમળમાં ભાવ્યારે ,, ,,
મારે ઉલટ અંગ ન માયરે ,, ,,
તે સજની સુખ ન કહેવાયરે ,, ,,
મેં તો હરખીને હઇડે ભીડયારે ,, ,,
ગઇ જનમ મરણની પીડારે ,, ,,
મારી સનમુખ સાંમુ જોયુંરે ,, ,,
મહા પ્રેમમાં તે મન પ્રોયુરે ,, ,,
મેં તો ફુલડે તે સેજ બીછાવીરે ,, ,,
આવી બેઠા થઇ આનંદ વધાઇરે ,, ,,
પ્રેમ ભકતી તણા સંત ભોગીરે ,, ,,
નવ ઓળખે જતી સતી જોગીરે ,, ,,
મારે પ્રગટયો તે અખંડ પ્રકાશરે ,, ,,
ભાણ ચરણ કહે રવીદાસરે ,, ,,

———:—:———

પદ ૨૧

આ સુખની સીમા ન થાયરે સજની શું કહીયે
જેને નીગમ નેતી નેતી ગાયરે ,, ,,
મન વાણીને બુદ્ધીમાં ન આવેરે ,, ,,
તે હરીજનને રૂદયે સમાયરે ,, ,,
હરી દરીયો સંત પ્રેમી લહરીરે ,, ,,
એક મેક છે શું કહું ફેરીરે ,, ,,
હરીજનનો તે તોલ ન થાયરે ,, ,,
હરી થકી અધીક મહીમાયરે ,, ,,
તેને સરવસ્વ દઇ સુખ લીજેરે ,, ,,
સંત સંગે તે પ્રેમ રસ પીજેરે ,, ,,

આપું ટાળીને કરીયે સેવારે ,, ,,
સંત ટાળે તે અંતર અહમેવારે ,, ,,
હરીજન ને હરી તે એકરે ,, ,,
બીજા સાધન કૌક અનેકરે ,, ,,
મારે સાધુતે સારમાં સારરે ,, ,,
રવીદાસ કહે હરી પોકારરે ,, ,,

———:—:———

પદ ૨૨ **ધોળ પરજ**

કહો ઓધવજી શુ કરે શ્રી કૃષ્ણુ કુબજા, વાલાજીને વશ કર્યાં
અમે આહીરડાં એકલા ગોકુળ માંય, નીરગુણુ નઠોર થઇને રહ્યારે ॥ ૧ ॥
હમે ભરવાડાં રંક હમારી જાત, આશા ભર્યાં આંસુડા ખેરીયે
શુધ વીના શ્યામા સરવે રહી અકલાય, શોધતી ફર હરીને શેરીએરે ॥૨॥
એણે અમોને રંગ રમાડયાં રાસ, વીહાર કીધો હરી આ વનમાંજી
છેલી વેળાનો કરી ગયો નીરાશ, બ્રેહની બળતરાં ઊઠી તન માંહેરે ॥ ૩ ॥
એણે અમોને સુખ આપ્યા અપાર, મહારંગ થઇ રેતો આ રાનમેરે
પોતે વાતા મધુરી મધુરી વેણુ, સહુ વ્રજ નારી ગાતાં ગાનમેંરે ॥ ૪ ॥
બ્રેહની વેધી બોલે મધુરા બોલ, ઓધવ સાંભલીને થયા ગળગળારે
ભાણુ પ્રતાપે મગન થયા રવીદાસ, તે હરી મુજમાંહી મલ્યા હેરે ॥ ૫ ॥

———:—:———

પદ ૨૩ **ધોળ પરજ**

ઓધવજી કહે સહુ સાંભળો વ્રજનાર, ઉપદેશ કહું છું અધ્યાતમ તણોરે
મહા વાયક વેદાંતજ પુરે શાખ, ગીતા શ્રીકૃષ્ણુ મુખે ભણ્યારે ॥ ૧ ॥
રૅદા કમળમાં બેઠા આતમ રામ, મથુરામાં મોહનજી નથી ગયારે
આભ વાદળે ઢાંકી લીધો સુર, ઓળખ્યા વીનાતે અછતા એમ રીયારે॥ ૨ ॥
મોહ અંધારે અર્ક રહ્યો અલપાઇ, અજ્ઞાનમેં મન લઇ આવર્યો રે
વીષયને વશ સરવે સંસાર, તારે નાથ રહ્યા તેથી પરારે ॥ ૩ ॥
ઘાટને ઘેલી સખીયો વળગો કાંય, અઘાટ ઓળખોને શ્રી કૃષ્ણનેરે
વ્યાપક ગ્રહીને લેજો કરતા કાન, પ્રગટ બુઝી લેજો પ્રશ્નરે ॥ ૪ ॥
વીધી કહું છું મન આણી આનંદ, સદગુરૂ મલ્યા વીના ઘર નહી જડેરે
જે નહી પામે સદગુરૂ સંતનો ભેદ, તે જીવ ચોર્યાશીમાં રડવડેરે ॥ ૫ ॥
કરીલીયો જોગ જુગત અભ્યાસ, પાંચ પચીસને માંહી વશ કરોરે
નેણ નાસીકા મુખ મુદીયે કાન, ત્રીવેણી માંહી ધ્યાન ધરોરે ॥ ૬ ॥
અખંડ બ્રહ્મ છે અદ્વેત આતમ કૃષ્ણુ, પ્રગટ થાશે સખી પંડમારે
રવીદાસ ઓધવજી ઊપદેશ, તુર્યાતીત નીરંત બ્રહ્માંડ માંરે ॥ ૭ ॥

પદ ૨૪ **ધોળ પરજ**

ગોપીજન બોલ્યાં સર્વ મળીને સંગાથ, પ્રગટ છેરે અમારે પ્રીતડીરે
ગોવીંદજીને વળગી સહુ વ્રજનાર, કોઇક જાણે રસ રીતડીરે ॥ ૧ ॥
અમોને તેડી ગયા સુણ ઓધવ તત ખેવ, પરશોતમ પોતાનુ જ્યાં ધામછેરે
પંચતત્વ જીહાં નહી સુરજ ચંદ્ર, ઓળખી અમે વરીઆ આરામસેરે॥ ૨ ॥
ઓધવ ઊધારો જોગ સુપન સમાન, જાગ્યા પછે તે સર્વે ફોક છેરે
અમે તે વરીયાં સાક્ષી સુંદર શામ, રસનું રૂપ સરૂપ એ છેક છેરે ॥ ૩ ॥
અમે વ્રજનારી ન સમજું સાધન, વ્રાધજ હોય તેહને દીજીએરે
અમે અરોગી સદા સંજોગી અંગ, પ્રેમ રસ પાઇ અને પીજીએરે ॥ ૪ ॥
સકટાસુર બગ અઘ માર્યા અનેક, જમલાર્જુન શ્રાપ ટાલીઆરે
ગોવર્ધન કર ધરી રાખ્યા વ્રજબાલ, રંગભર રાસતે અમોને રમાડીયારે ॥૫॥
શુક સનકાદીક નારદ શેષ મહેશ, નીરંતર ધ્યાન હરીનું ધરેરે
મુનીજન કેરે સપને નાવે શામ, તે અમોમાં મરકલાં કરેરે ॥ ૬ ॥
જેને એક રોમપર અનંત અનંત બ્રહ્માંડ, સાધન સાધે સીધ મુની વીશેકરે
રવીદાસ ઓધવ પ્રતી કહે બ્રજનાર, શ્રીકૃષ્ણ સદા સદોદીત શીવ છેરે ॥ ૭ ॥

———:—:———

પદ ૨૫ **ધોળ**

આવો મારા સુખના સાગર શામ, હાલો હરીજન મળીએ હેતશુંરે
શામને મળતાં આવા ગમન મટી જાય, નીરખી નીરમળ થાઇએ નેત્રશુરે॥૧॥
ઇંદુ થકી અધીક હરીઆળી દેહ, આદીત થકી અધીક પ્રકાશ છેરે
જેને રૂપે મનમથ કોટી લજાય, ચૌદ તબક પંદરમેં વાસછેરે ॥ ૨ ॥
જે વહાલાનો નીગમ ન જાણે પાર, તે પ્રેમી જનને વશ થઇ રહ્યારે
જે જે કડવા વચન કહ્યા વ્રજનાર, તે મન હરખી સાંભળી રહ્યારે ॥ ૩ ॥
સરવે સહીયર ઉભી રહી ચોપાસ, વચમાં વેણ વજાવે વીઠલોરે
ચૌદ લોક ખેં ચીયા પોતા માંહી, વસ્તુએ વ્યાપક હું તો જેટલોરે॥ ૪ ॥
જમનાજીના વહેતાં થંભ્યા નીર, ચંદો આકાશે સ્થીર થયોરે
સોળ સહસ્ત્ર સત અષ્ટમાં એક અખંડ, તે વ્રજનારીમા વ્યાપક થયારે॥૫॥
અકળ અભેદ તે કેનો કલ્યો ન જાય, તે હરીજનના હૃદામાં રમેરે
ભાણ પ્રસાદે મગન થયા રવીદાસ, તે સ્વામીને મળતાં નહી ભમેરે ॥ ૬ ॥

———:—:———

પદ ૨૬ **ધોળ**

આવો મારા મનના માન્યા સંત, તમને મલીએ પ્રેમ પ્રીતશુંરે
વાલાજીને નીરખી થઇ છું ન્યાલ, હૃદય કમળ ટાઢા હેમસુરે ॥ ૧ ॥
મારા મનમાં અતી વાધ્યો ઉમંગ, ચંદન કેરા ચોક પુરાવીઆરે
રતન જડીત બાજઠ ઢાળ્યા બહાર, સંતને પ્રેમે ધરી પધરાવીએરે ॥ ૨ ॥

વધાવીઆ હીરા માણેક મોતી સહીત, તન મન ધન કીધાં સહુ વારણેરે
હેતે હરખી ચરણે નામુ શીશ, મનને ધીરજ રાખી ધારણેરે ॥ ૩ ॥
ચોમુખ દીવડો મેલ્યો થાળજ માંય, સખી સહુ મળી ઉતારે આરતીરે
મહારસ મચીયો મારા મંદીર માંય, પ્રેમ ગુલતાન થયાં એકતા મળીરે ॥૪॥
એ રસ દુર્લભ શીવ બ્રહ્માદીક ચહાય, ગોપીઓ અખંડાનંદ પ્રેમે રહેરે
ભાણ પ્રસાદે મગન થયાં રવીદાસ, સંત ચરણ રજ લઇ મુખમાં ગ્રહેરે॥૫॥

———:—:———

## પદ ૨૭ ધોળ

જાણ જાણતું જીવ અભાગીયા જાણ, આવો મનખો નાવે ફરી ફરીરે ॥ટેક॥
આજતું તો સુતો મસાણોમાય, જમડા ખોળે તારા જીવનેરે
કાયા માથે પડે કુહાડાના માર, ફટ ભુંડા અજ્ઞાનીતું ભુલતોરે ॥ ૧ ॥
ત્રુટયા સરોવર નીર તણાણા જાય, રશીયા પાળું બાંધો પુનનીરે
પંખી હતાં તે જેમ તેમ ભરતાં પેટ, ઝાડે ઝાડે માળા નાખતાંરે ॥ ૨ ॥
હરણ હતાં તે મુખડે ચરતાં ઘાસ, તડકા ટાઢું ઘણી વેઠતારે
નાવે નાવે લષ્કર કેરો પાર, હીંગલ મેંગળ ઘોડા પાલખીરે ॥ ૩ ॥
જમ રખ દીવડો મેલ્યો થાળીમાય,સાત સતી મલી ઉતારે હરીની આરતીરે
ભાણ પ્રતાપે મગન થયા રવીદાસ, પુરણ પદ પામ્યા પ્રેમશુરે ॥ ૪ ॥

———:—:———

## પદ ૨૮ ધોળ

મારે મન ગમતા તે થયા મેળારે આનંદ આજસખી
હરી મલ્યા તે હરીજન ભેળારે „ „
હું તો વાટડી જોતીતી જેનીરે „ „
મેં તો શોભા સઊ નીરખી તેનીરે „ „
હું તો ધસી મસીને ધાઇરે „ „
જાણું ગુરૂ ગોવીંદ નીધી પાઇરે „ „
સઊં નીરખવાને ટોળે થાયરે „ „
મલી માનુની મંગળ ગાયરે „ „
સજી સણગાર સન્મુખ ચાલીરે „ „
હું તો ભેટી છું બે બાંય ઘાલીરે „ „
મેં તો ઊમંગે આરતી ઊતારીરે „ „
મેં તો તન મન નાખ્યાં વારીરે „ „
ભેળાં બેસીને ભોજન કીધારે „ „
હવે અરસ પરસ સુખ લીધારે „ „

ગુરૂ સંતસું સ્નેહ છે જેનોરે .. ..
રવીદાસ કહે હું દાસ તેનોરે " "

---

પદ ૨૯ **ધોળ**

મારે થયો છે જે જેકારરે જુગતે જોગ મલ્યો
સદગુરૂતે સરજનહારરે " " "
અજ ઇશને ઇંદ્ર મુનીજનરે " " "
તેને દુર્લભ સંત દર્શનરે " " "
ઇ ઉપદેશે કળા વધારીરે " " "
દુઃખ ટાલી કર્યાં સુખ કારીરે " " "
જો રીઝે સદગુરૂનુ મનરે " " "
સઘ ફળે સંત સેવનરે " " "
સાધુ સેવતાં લાભ અપારરે " " "
સદગુરૂથી થાય એક તારરે " " "
જ્ઞાની રૂપ ગોવીંદજી કહાવેરે " " "
હેતે હરી તુરત મીલાવેરે " " "
હરીજનથી વધીયું હેતરે " " "
સોપું તન મન ધન સમેતરે " " "
લક્ષ નીગમ ન જાણે જેનો મર્મરે " " "
રવીદાસ સંત પુરણ બ્રહ્મરે " " "

---

પદ ૩૦ **ધોળ**

નારદને કહે શ્રી કૃષ્ણ રે, સંત સુખદાઇ સદા
સંત સેવે તે ઉપર પ્રસંનરે " "
સત સંગે તે મહા સુખ પામીયે રે " "
સત ચરણે રે મસ્તક નમીયેરે " "
કસણીએ તે નહી કરમાયરે " "
રટયું નામ તે અંબરીખ રાંયરે " "
સત કરણી તે સહી પ્રેલાદરે " "
નરસીંધ થઇ દીધા દરશનરે " "
પાંચે પાંડવને દ્રુપદી નાર રે " "
સહી કસણી રીઝયા કીરતારરે " "
ધ્રુવજી પામ્યા અવીચળ રાજરે " "
કસણીએ સર્યાં છે કાજરે " "

| | | |
|---|---|---|
| મીરાબાઇને મહાવીખ પાયારે | ,, | ,, |
| ગાઇ ગીરધરને લાડ લડાવ્યારે | ,, | ,, |
| બધુ જગત તે વેરી થઇ તુટેરે | ,, | ,, |
| તોય ભકત ભકતી નવ ચુકે રે | ,, | ,, |
| પ્રેમ ભકતી તણા અધીકારીરે | ,, | ,, |
| રવીરામ કહે હું બલીહારીરે | ,, | ,, |

———:—:———

પદ ૩૧ **ધોળ**

| | | |
|---|---|---|
| તને સાચી કહું એક વાતરે, | મહાજન મુજસરખા | |
| સંત સંગે થયા સાક્ષાતરે | ,, | ,, |
| વીણા ધારીથી વધ્યા વ્યાસરે | ,, | ,, |
| કર્યો ભાગવત ધર્મ પ્રકાશરે | ,, | ,, |
| સત સંગત કરી શુકદેવે રે | ,, | ,, |
| રાય જનકે ટાળ્યો અહમેવરે | ,, | ,, |
| નામ દેવને દાસ કબીરરે | ,, | ,, |
| મુજ થકી અધીક દઢ ધીરરે | ,, | ,, |
| પીપા ભગતને રોહીદાસરે, | ,, | ,, |
| જેણે મેલી જગતની આશરે | ,, | ,, |
| સદગુરૂથી સુધર્યા સંતરે | ,, | ,, |
| ધર્મ પાળ્યો કોટી અનંતરે | ,, | ,, |
| મારા સરૂપે થયા લવલીનરે | ,, | ,, |
| રવી પ્રીત જેવી જળ મીનરે | ,, | ,, |

———:—:———

પદ ૩૨ **ધોળ**

| | | |
|---|---|---|
| મારે સંત તણો પ્રતાપરે, | વેકુંઠ વાસ રહું | |
| મારે સાધુનો રૂદીયે જાપરે | ,, | ,, |
| સંતપોતે પરમ દયાળરે | ,, | ,, |
| સંત કરૂણાનીધિ કૃપાળ રે | ,, | ,, |
| સંત ક્ષમાવંત ગંભીર રે | ,, | ,, |
| સંત સુખ તણા મહા શીરરે | ,, | ,, |
| સંત તણું તે કોમળ ચીતરે | ,, | ,, |
| સંત તણું તે એકહું વીતરે | ,, | ,, |
| સત આપે તે કામથીર બુધરે | ,, | ,, |
| મારા સાધુની ભકતી શુદ્ધરે | ,, | ,, |

સંત તણું પ્રફુલ્લીત મુખરે — વૈકુંઠ વાસ રહું
સંત આપે સરવને સુખરે — ,, ,,
સંત અમૃત વચન દાખેરે — ,, ,,
સંત સ્નેહી તણો સ્નેહ રાખેરે — ,, ,,
સંત પરમારથી પરમાણુરે — ,, ,,
રવી શ્રી મુખ કહ્યું પ્રમાણુરે — ,, ,,

——:—:——

પદ ૩૩ — ધોળ

સંત તણા તું લક્ષણ જાણુરે, — મેં નવ જાય ગણ્યા
સંત થકી હોય નહી હાણુરે — ,, ,,
મુજ થકી તે સંત અધીકરે — ,, ,,
મેટુ નહી સંત નીલીકરે — ,, ,,
સંત નીરલોભી નીસ્પ્રેહીરે — ,, ,,
સંત સદા આનંદ વીદેહ રે — ,, ,,
સંત મીટાવે ત્રીવીધી તાપરે — ,, ,,
સંત મારૂં સ્વરૂપ સ્વયં આપરે — ,, ,,
હું સંતમે મુજમે સંતરે — ,, ,,
રવીદાસ એમ કહે ભગવંત રે — ,, ,,

——:—:——

પદ ૩૪ — ધોળ

એક અનુભવ કહું અનુપરે, — સમઝે સુખ ઘણું
સદગુરૂતે સત સ્વરૂપરે — ,, ,,
સંત પુરૂશ સુખની સેજરે — ,, ,,
સંત અખંડાનંદ મહા તેજરે — ,, ,,
સંતને દેવના કર્યા કામરે — ,, ,,
સદગુરૂ સ્વરૂપે હું રામરે — ,, ,,
દેહ ધર્યો દેવા ઊપદેશરે — ,, ,,
હું જુદું ન કહું લવલેશરે — ,, ,,
આ માયા મારા સંત કેરી દાસીરે — ,, ,,
જે હોઇ સદગુરૂના ઊપાશીરે — ,, ,,
સદગુરૂ ઓળખાવે સતરે — ,, ,,
પોતે આપે તે કળા અનંતરે — ,, ,,
મહા દુર્વાસાને વશીભૂતરે — ,, ,,
મારે સાચો સદગુરૂ ઇષ્ટરે — ,, ,,

નીજ ભકતી તણા ભંડારરે ,, ,,
ગુણા ગુગ્ ન સંભવે લગારરે ,, ,,
સદગુરૂશું રહે લવલીનરે ,, ,,
રવી હરી રહે તેહને આધીનરે ,, ,,

———:—:———

પદ ૩૫ **ધોળ**

હાંરે તમે સરગુણુ સ્વરૂપ ઊરધારોરે, જુગમાં જોડ બની
જશ ગાઇ તમે તરો કુલ તારોરે ,, ,,
રામ કૃષ્ણ તણા ગુણ ગાઇરે ,, ,,
સંત ચરણોદક પીયે પાઇરે ,, ,,
ચોવીસ હરીના અવતારરે ,, ,,
રામ કૃષ્ણ સ્વેં કરતાર રે ,, ,,
રામે સુરજ વંસ ઓધાર્યો રે ,, ,,
કૃષ્ણે જાદવ વંસ સહુ તાર્યો રે ,, ,,
રામે જગન સંપુરણ કીધોરે ,, ,,
કૃષ્ણે ગોપીના ગોરસ પીધારે ,, ,,
રામે અહલ્યાને ચરણ રજ તારીરે ,, ,,
કૃષ્ણ ચરણે તરી વ્રજનારીરે ,, ,,
રામે ધનુષ જનકના તોડયારે ,, ,,
કૃષ્ણે અસુરતણા મુખ મોડયારે ,, ,,
રામે પાણી ઊપર પથર તાર્યારે ,, ,,
કૃષ્ણે ગોવરધન કર ધાર્યો રે ,, ,,
રામે રાવણાદીક સંહાર્યારે ,, ,,
કૃષ્ણે કંસ લઇ કરે પછાડયોરે ,, ,,
રામકૃષ્ણ તે પુરણ બ્રહ્મ રે ,, ,,
એનો નિગમ ન જાણે મર્મરે ,, ,,
એકને પ્રકાશે સર્વમાં પ્રકાશરે ,, ,,
ભાણ ચરણે કહે રવીદાસરે ,, ,,

———:—:———

પદ ૩૬ **ધોળ ગરબી**

સુરતે સુણજેરે સજની ભોળી બ્રહ્મ પદને તું ભજને
બ્રહ્મ નીરંજન રે સાચો, તારૂણી તુજનકું લખ કાચો ॥ ૧ ॥
સદગુરૂ સૌનારે સાખી, દીલની વાતુ તુજને દાખી
તીરથ વ્રતેરે નાવે, સદગુરૂ ઘટમાં નામ લખાવે ॥ ૨ ॥

તેની કરીએરે સેવા, ગુરૂ સઊ સંત નીરંજન દેવા
નીગમ નેતીરે કહે છે, સોહી રામ સંતોના ઘટમાં રેહે છે ॥ ૩ ॥
ચીતની ચોરીરે કરીએ, માંડવો મન તણો છાવરીએ
ગીતજ જ્ઞાનનારે કીજે, દાન તે સદગુરૂને દીજે ॥ ૪ ॥
પ્રેમ પટોળીરે પહેરી, ઊપર લેહેની ઓઢી લેહેરી
ધીરજ અંજનરે આંજ્યો, ખમીઆ રૂપી સેંથો સાજ્યો ॥ ૫ ॥
ચૈતન પેર્યોરે ચુડો, વરીએ જગજીવન વર રૂડો
હાથેવાળો રે જોડયો હરીએ, સન્યા સંત જાનઇયા કરીએ ॥ ૬ ॥
અખે અમર વર તારો, આ અનુભવમાં નથી ઊધારો
હરીવર નીરખીરે હું ટાળો, રવીદાસ અખંડ બ્રહ્મને ભાળો ॥ ૭ ॥

———:—:———

પદ ૩૭

## ઝાલરી

એવી ઝણણુણ ઝાલરી વાગીરે, મેતો જોયું તખત પર જાગીરે
મને સંત મલ્યા સોહાગીરે, એવી મધુરીસી મોરલી વાગીરે ॥ટેક॥
સાખી—મુળ કમળથી ઊપડીને રૂદે કમળમાં બોલે
નાભી કમળથી મારી સુરતા ચલી, ઊભી ત્રીવેણી માં ડોલેરે॥ ૧ ॥
સાખી—સત નામ ઘોડો સણુગારીયો, લેહની કરી લગામ
ચાંદો સુરજ દોનુ પાવડે, એનો ચડનારો ચતુર સુજાણુરે ॥ ૨ ॥
સાખી—ગગન મંડળમાં ગોખલો, નર સુતો નીરધાર
ત્રણ પુરૂપ એની સેવા કરે, રામ કબીર રણુંકારરે ॥ ૩ ॥
સાખી—સદગુરૂએ અમને ઊરમાં લીધાં, માર્યાં મોહનીના બાણ
વીચાર કરો તો વંદન જાણે, ભીતર પ્રગટ થયા ગુરૂભાણુરે॥ ૪ ॥
સાખી—ઓહં સોહં તારા ઘટમાં વસે, સુરતા કરે એની સેવ
ભાણુ પ્રતાપે રવીદાસ કહે, મુને મળીયા નીરંજન દેવરે ॥ ૫ ॥

———:—:———

પદ ૩૮

## રાગ ધોળ ફેર

સદગુરૂ લગન લખાવીઆ અવીનાશીજીરે
પુરૂશોતમ પરણ્યા વરતી નાર, „ „ ॥ ૧ ॥
ગગન મંડળ મંડપ રચ્યો „ „
ગીત ગાય અનહદ નાદ „ „ ॥ ૨ ॥
તખત ત્રિકુટી તોરણુ ચઢીયા „ „
પ્રેમે પોખે સુખમણા સાસુ „ „ ॥ ૩ ॥
ચીત તણી ચોરી રચી „ „
નીજ પ્રીતે બાંધ્યા છે બંધ „ „ ॥ ૪ ॥

મંડપ મધ્યે પીઉજી પ્યારી અવીનાશીજીરે
સુરત શબ્દની બાંધી છેડા ગાંઠ ,, ,, ॥ ૫ ॥
મહા મંગળ વરતાઇ રહ્યા ,, ,,
અમૃત ભરીયા કોલ કંસાર ,, ,, ॥ ૬ ॥
જાનઇયાની જુગત બની ,, ,,
જ્ઞાન ગંભીર શીર મોડ ,, ,, ॥ ૭ ॥
વીત રાગ વઇરાગ ત્યાગ ,, ,,
સખી ઉતારે છે લોણુ ,, ,, ॥ ૮ ॥
વીવેક રહ્યા વીગતી કરે ,, ,,
કરે નીવેડા શુદ્ધ વીચાર ,, ,, ॥ ૯ ॥
શીતળ સંતોષ શોભે ઘણા ,, ,,
નીવેંર દીયે સઊને માન ,, ,, ॥ ૧૦ ॥
નીજ સંત બ્રહ્મ ભાટ મળ્યા ,, ,,
દીધેલા છે ભકતીના દાન ,, ,, ॥ ૧૧ ॥
પરણીને મોલે પધાર્યા ,, ,,
અખંડ મંડળ પ્રકાશ ,, ,, ॥ ૧૨ ॥
રવીદાસ રસ રૂપી સખી ,, ,,
બ્રહ્મ રસ માંહી ગુલતાન ,, ,, ॥ ૧૩ ॥

———:—:———

પદ ૩૯ **ધોળ**

કરતાએ કૃપા કરી મન માન્યાજી
સદગુરૂ મળીયા ગુણાતીત બ્રહ્મ ભાંણુ ,, ,, ॥ ૧ ॥
પ્રહલાદ જેવા નીજ ટેકી ,, ,,
ધ્રુવજી જેવા મહા ધ્યાની ,, ,, ॥ ૨ ॥
સુમરણે શેશ નાગ સરખા ,, ,,
શીવજી જેવા ગાઢ સમાધ ,, ,, ॥ ૩ ॥
હરીશ્ચંદ્ર જેવા ગુરૂ સતવાદી- ,, ,,
સનકાદીક જેવા બેપરવાહી ,, ,, ॥ ૪ ॥
કપીલ જેવા ગુરૂ બુધવંતા ,, ,,
અહંગાંઠ તે શબ્દે ગળીને જાય ,, ,, ॥ ૫ ॥
પવન સુત જેવાં દાસ પણા ,, ,,
સંત સરવને રહે અખંડ આધીન ,, ,, ॥ ૬ ॥
ભકતી નારદજી સદ ભજે ,, ,,
તાલ પખવાજ જંત્ર તંબુરા નાદ ,, ,, ॥ ૭ ॥

ઈષ્ટ ઉપાસન સુરજ જેસા મન માન્યાજી
વ્રજજન જેવા વ્રેહી પ્રેમ નીધાન " " ॥ ૮ ॥
દયાળ ગુરૂ દાદુ જેસા " "
મધ ભકતી ભરમ કરમથી દુર " " ॥ ૯ ॥
ત્યાગી શુકદેવ સરીખા " "
રાગી જનક જેવા ભકતી ભંડાર " " ॥ ૧૦ ॥
વઇરાગ રાજા ભરથ જેવા " "
સન્યાસી મુની દત સરખા રવી ભાણુ " " ॥ ૧૧ ॥

———:—:———

પદ ૪૦

## ધોળ

સદ ગુણ સંપન સદગુરૂ કહું સાચુજીરે
ગુણે કરી જે રીઝયા શ્રી ગોવીંદ " " ॥ ૧ ॥
ગુણ સદગુરૂજીને આધીન " "
સંત ગુણ તરી હે પાર " " ॥ ૨ ॥
કબીર જેવી અનંત કલા " "
સત શબ્દમેં સેજે રહ્યા સમાઇ " " ॥ ૩ ॥
જોગી જાણુ ગોરખ જેસા મનમાં " "
ભોગી જેવા દેવ મોરારે " " ॥ ૪ ॥
નામા જેવા હઠીલા " "
ઘેર પધરાવ્યા વીઠલ રાય " " ॥ ૫ ॥
રંકા જેવા પતીવ્રતા " "
તન મન ગણીયું તરણાથી તુચ્છ " " ॥ ૬ ॥
ધાટમ સરખા સાચાચીત " "
ધના ભગત સરીખા ધીર ગંભીર " " ॥ ૭ ॥
સેન જેવા પણ ધારી " "
ભે ટાળીને કીધી સાચી ભકતી " " ॥ ૮ ॥
અણુચાહી રોહીદાસ જેસા " "
પરપંચ ટાળી પુજ્યા ભગવત ભકત " " ॥ ૯ ॥
બ્રહ્મ દ્રષ્ટી પીપા જેવી " "
ઘટઘટ માંહી રામ પ્રકાસ્યા " " ॥ ૧૦ ॥
સર્વ અંગ સદગુરૂ વડે " "
કનીષ્ટ મધ્યમ ઉતમ ત્રીપ્રકારે " " ॥ ૧૧ ॥
રવીદાસ બુધ કહી થાકી " "
સદગુરૂજી છે અગમ અપાર " " ॥ ૧૨ ॥

પદ ૪૧ ગરબો

કાયા ગરબોરે સદગુરૂજી ઘડીયો, ચીરા લઇ ત્રણુસો ને સાડે જડીયો ॥ ૧ ॥
બત્રીસ વીસજરે ખીલી માંહી મારી, નવે પ્રકારેરે ગરબો લીધો ધારી ॥ ૨ ॥
છેદજ પાડયોરે મળીને મોટા માઝી, ગગન સઘેરે ગરબો રહ્યા ગાજી ॥ ૩ ॥
અમર દીપક મેલ્યા છે અજવાળી, સખી સંત સહુ દેછે છંદે તાળી ॥૪॥
ગરબો ઘડીઓારે તેને લખીએ સઘળે,
રવીચા સ્વામીરે ચીન્યા આનંદ અઘળે ॥ ૫ ॥

———:—:———

પદ ૪૨ ધોળ રાગ ફેર

મારા સદગુરૂને પ્રણામ કરૂ કરજોડીરે
જેણે લોક લાજ કુલકાણુ સગાઇ તોડીરે ॥ ૧ ॥
જેનો વેદન જાણે ભેદ, પુરાણુજ થાકયાંરે
જેને બ્રહ્મા વીષ્ણુ મહેશ ન જાણે તાકુરે ॥ ૨ ॥
જે જોગી જુગત ન જાણે, ભ્રમ માંહી ભુલ્યારે
એવા જંગમ જોર કરીને, જગત માંહી ડુલ્યારે ॥ ૩ ॥
ભાઇ શેવડા સુખ દુખ માંહી, મુઝવણુ નહી ભાગીરે
તેતો મંત્ર જંત્ર અભ્યાસે, માયા નહી ત્યાગીરે ॥ ૪ ॥
હરે સન્યાસી દરવેશ, માન મન આણેરે
વધારે લંબા કેશ, હરીને નવ જાણેરે ॥ ૫ ॥
બ્રાહ્મણુ ભુલ્યા વેદ, ગાયત્રી ન સાધીરે
તેતો કરે હોમ તપ યજ્ઞ, ભકતી નહી લાધીરે ॥ ૬ ॥
કઇ પંથી ભુલ્યા પંથ, ન મુકે આટીરે
આપોપે ન ઊતરાય, અવઘટ ઘાટીરે ॥ ૭ ॥
બંધાયા રાગ રંગ માંહી, વાડા વાળીરે
તેતો વખીયામાં વહી જાય, ન લાગી તાળીરે ॥ ૮ ॥
મારગ ભુલ્યા મુઢ, ન દેખે વીચારીરે
નીરખતા નરક લઇ જાએ, એવી એક નારીરે ॥ ૯ ॥
ભાઇ ચેતન થઇને ચાલ, તપાસો તનમારે
તું તો ચેતન હોઇ મા ભુલ, સમજજે મનમારે ॥ ૧૦ ॥
એવી કહી વીદેહે સાન, સુખે મન જાણીરે
એવા કોઇક વીરલા સંત, લીયે રસ માણીરે ॥ ૧૧ ॥
જેને હરદે કમળ પ્રકાશ, શબ્દના શુરારે
હરીને ઓળખે ઘટો ઘટમાંહી, પ્રેમના પુરારે ॥ ૧૨ ॥
જેણે આપ તણો કર્યો નાસ, રહે આશ નીરાશીરે
જેને સત્ચીદાનંદ, દીલ અવીનાશીરે ॥ ૧૩ ॥

જેણે લીંગ તણો કર્યો ભંગ, વાસના ટાળીરે
જેણે બ્રહ્મ અગ્નીમાં ગાંઠ, ખોરીને બાળીરે ॥ ૧૪ ॥
જેને સમ દષ્ટી મન ધીર, ધારણ સઊ સરખેરે
જે કોઇ અર્ધ ઊર્ધકે ઘાટ, અખંડીત નીરખેરે ॥ ૧૫ ॥
ત્યારે થયો અર્ક ઊદ્યોત, પરમાતમ જાગ્યારે
ગુરૂ ભાણ ચરણ રવીદાસ, તણા ભ્રમ ભાગ્યારે ॥ ૧૬ ॥

———:—:———

પદ ૪૩ (રાગ ઉપરનો) ઘોળ

ગુરૂને કરતાં દંડ પ્રણામ, કે આનંદ આણીયે
સખી સદગુરૂ દીન દયાળ, દયાનીધી જાણીયે ॥ ૧ ॥
જેને નીગમ કહે નીર્લેપ, સદા બ્રહ્મ સ્થીર છે રે
તેતો સદગુરૂ પરમ નીધાન, સુખડાના શીર છે રે ॥ ૨ ॥
સખી નીરખી હરખી હેતે, હઇયામાંહી લીજીયેરે
સખી તન મન પ્રાણ સમેત, સમર્પણ કીજીયેરે ॥ ૩ ॥
તેનું કારણ કોઇક જાણે, અદ્વઇત સમાવનેરે
ગર્ભ ટાળી થાય ગુલતાન, છોડી દેહા ભાવનેરે ॥ ૪ ॥
સખી ગુપ્ત કહું છું ગુંજ, રૂદેમાંહી રાખીએરે
રહીએ સદગુરૂશું રસ એક, અમૃત રસ ચાખીયેરે ॥ ૫ ॥
મેટી વેદ મર્જાદાની રીત, પ્રીતી રસ પાળીએરે
ગુરૂ મુરતી આદ અખંડ, સ્વરૂપ સંભાળીએરે ॥ ૬ ॥
જેને મન વાણને પ્રાણ, તે પહોંચી નવ સકેરે
એછે જાગ્રત તુર્યાતીત, કોઇ બુધમંત જઇ શકેરે ॥ ૭ ॥
તે આ સદગુરૂ સત સરૂપ, ફળે પળ વારમારે
એમ કહે છે સંત પુકાર, પુરાણ અઢારમારે ॥ ૮ ॥
તું તો ભુલીશમાં કોઇ ભ્રાંત, ચરીત્ર જોઇનેરે
સખી ભાળજે પુરણ બ્રહ્મ, આપોપું ખોઇનેરે ॥ ૯ ॥
રમે આપટાળી રસ રંગ, એ સદગુરૂ શ્યામ છેરે
રવીદાસ કહે ગુરૂ સંત, એ રમતા રામછેરે ॥ ૧૦ ॥

———:o:———

પદ ૪૪ રાગ ઉપરનો

સખી આળસ મુકી આણંદ, કે ઉદ્યમ કીજીએરે
સખી આપ સમેટીને આપ, માહી ગુરૂ લીજીએરે ॥ ૧ ॥
સખી જનમ કૃતાર્થ થાય, એ સદગુરૂ સંગમારે
અંતર ઊતારીજે નીજ રસ, તે પીજીયે રંગમારે ॥ ૨ ॥

મુળ સહુનું છે ગુરૂનાથ, જોજો પાછા ફરીરે
ચીત મુકીયે ચીદરૂપ માંહી, સમકરી સુંદરીરે ॥ ૩ ॥
જેમ પતંગ દીવે શીતળાય, સીંધુમાં ભળીરે
તેમ સદગુરૂ સીંધુ માહી, ન સકે નીકળીરે ॥ ૪ ॥
વ્રતી હીણુ વળે બહુ પાછા, તે શઠ સંસે ભર્યાંરે
તેણે નહી લહ્યા સખી ભેદ, સ્વરૂપે અંતર્યારે ॥ ૫ ॥
જેને આવ્રણ અંતર નાહી, ગુરૂ પરમ ધામછેરે
સખી શાસ્ત્રનું શું કામ, સરખે સઘળે રામછેરે ॥ ૬ ॥
સખી એંકઠા ફુટયા ઇંડ, અંતર પટ ઊઘડયાંરે
સખી સ્વેં દીસે નીજજ્યોત, એ નીજ રૂપને જડેરે ॥ ૭ ॥
સખી અરૂણ ઊગે ગયો તીમીર, સમ્યા સાધન સહુરે
હવે પ્રગટી જોત પ્રકાશ, આતમ અલગ રહ્યું રે ॥ ૮ ॥
ગુરૂ દ્રષ્ટા દ્રષ્ટથી દુર, તે હાલ હજુર છે રે
સખી આકાશમાં નહી આડ, સદા ભરપુર છે રે ॥ ૯ ॥
જેને વીદેહ થયો વહેવાર, તે રહીત આકાર છે રે
તેને દ્રષ્ટે સરખે સર્વ, આ ગગનાકારછે રે ॥ ૧૦ ॥
ગુરૂ વષ્ટી સમષ્ટી પાર, રહેજો રૂપ લહીરે
રવીદાસ કહે રસબોળ, એ રસરૂપ થઇરે ॥ ૧૧ ॥

———:o:———

## પદ ૪૫ ધોળ રાગ ફેર ગરબી

આવ્યા મોહનજી મસમસતારે લાલા ભાવ ભર્યાં
મારે ઘેર બેઠા હસ્તા હસ્તારે ,, ,, ,, ॥ ૧ ॥
મેંતો આવતા આસન દીધુરે ,, ,, ,,
આનંદમાં આલીંગન લીધુંરે ,, ,, ,, ॥ ૨ ॥
મુને નેણે નેહ જણાવ્યોરે ,, ,, ,,
રવીઆ સ્વામી સબળ સોહાવ્યારે ,, ,, ,, ॥ ૩ ॥

———:o:———

## પદ ૪૬ ધોળ

સખી ગુપ્ત કહું એક ગોષ્ટીરે, લાલા લાડ ભર્યાં
ઓળખેજે હોઇ સમ દ્રષ્ટીરે ,, ,, ,, ॥ ૧ ॥
મારી આંગલડી મરોડીરે ,, ,, ,,
ન રહી શકું ન દોડીરે ,, ,, ,, ॥ ૨ ॥
આળ ન કરશો ઇજતે રહેવુંરે ,, ,, ,,
હશી કહું છું પડશે કહેવુંરે ,, ,, ,, ॥ ૩ ॥

મારી સાસુ નણદી દેખેરે „ „ „

લાડકવાયા આળો લેખેરે „ „ „ ॥ ૪ ॥

હવે વાત ન રહે છાનીરે લાલા લાડ ભર્યાં

તમે મોહન લેજો માનીરે „ „ „ ॥ ૫ ॥

મુજ સાથે પડીઓ હેવારે „ „ „

રવીચા સ્વામીછે એવારે „ „ „ ॥ ૬ ॥

——:o:——

પદ ૪૭ **ઘોળ**

હમે હમારે દેશવળ્યા હવે રામ રામ છે

તમે વચન કહ્યાંતાં તે પાળ્યા „ „ „ ॥ ૧ ॥

અમારે તમારે અંતર નથી „ „ „

શું કહીએ મુખથી કથી „ „ „ ॥ ૨ ॥

સ્નેહીમાં શીરમોડ છો „ „ „

કાળજા કેરી કોર છો „ „ „ ॥ ૩ ॥

જીવણ જીવન પ્રાણ છો „ „ „

જાણમે ચતુર સુજાણ છો „ „ „ ॥ ૪ ॥

દુર્લંભ મળવું દેહનું „ „ „

વેધ્યુ મન રહે જેહનું „ „ „ ॥ ૫ ॥

સ્નેહી સુંદર શ્યામના „ „ „

વીસામા વીશ્રામના „ „ „ ॥ ૬ ॥

પ્રેમીને હરી પાસ છે „ „ „

ભાણ ચરણે રવીદાસ છે „ „ „ ॥ ૭ ॥

——:—:——

પદ ૪૮ **ઘોળ**

હરીજન સઊ હેતે મળ્યા તે અધીકારી

કર્મ ભર્મથી જે ટળ્યા „ ॥ ૧ ॥

સંત તણા જે લક્ષણ ગ્રહે „

ગીતા ગાઇને લહે „ ॥ ૨ ॥

ભકતી રઘુવીરની કરે „

સાચા સદગુરૂને વરે „ ॥ ૩ ॥

પ્રીતી માહી પ્રવીણ છે „

પ્રેમ ભર્યાં જેના નેણ છે „ ॥ ૪ ॥

ક્ષમા ખડગ ગ્રહી રહે „

દુષ્ટ તણા વચન જે સહે „ ॥ ૫ ॥

| | | |
|---|---|---|
| સરૂપ થઇ હરી સંગે રમે | ,, | |
| નીશદીન સદ્દગુરૂને નમે | ,, | ॥ ૬ ॥ |
| રવીદાસના સ્વામીને ભજે | ,, | |
| કુબુધ્ધીની સંગત તજે | ,, | ॥ ૭ ॥ |

---:o:---

પદ ૩૯ — ધોળ

| | | | |
|---|---|---|---|
| હમે તમારા દાસ છીએ | ગુરૂ સ્વામીજી | | |
| જેમ તમે કહો તેમ રહીએ | ,, | ,, | ॥ ૧ ॥ |
| દોષ હમારા છે ઘણા | ,, | ,, | |
| કપટાઇમાં નહી મણા | ,, | ,, | ॥ ૨ ॥ |
| બાળક બહુ અવગુણ કરે | ,, | ,, | |
| માત પીતા ચીત નવ ધરે | ,, | ,, | ॥ ૩ ॥ |
| ઇષ્ટ અમારા છો તમે | ,, | ,, | |
| નીશ્ચીંત થઇ બેઠા અમે | ,, | ,, | ॥ ૪ ॥ |
| તનમન ધન સઊ અરપીયું | ,, | ,, | |
| એમાં અમારૂ નવ રહ્યું | ,, | ,, | ॥ ૫ ॥ |
| શું કહીએ નહી કરવાનું | ,, | ,, | |
| લક્ષ્યુ હતું જે લેહેવાનું | ,, | ,, | ॥ ૬ ॥ |
| તમારો સ્વેં પ્રકાશ છે | ,, | ,, | |
| ભાણ ચરણ રવીદાસ છે. | ,, | ,, | ॥ ૭ ॥ |

---:o:---

પદ ૫૦ — ધોળ

| | | | |
|---|---|---|---|
| થઇએ નહી બે બાકલા | મે મંતાજી | | |
| અબળા દેખી આકળા | ,, | ,, | ॥ ૧ ॥ |
| પરનારી શું પ્રીત છે | ,, | ,, | |
| અંતે એ વીપરીત છે | ,, | ,, | ॥ ૨ ॥ |
| જુજવા રંગજ જોઇને | ,, | ,, | |
| સહુ ઉભા બુધ ખોઇને | ,, | ,, | ॥ ૩ ॥ |
| કુંવર કહું છુ કુટાશો | મે મંતાજી | | |
| લક્ષણ વોણા લુટાશો | ,, | ,, | ॥ ૪ ॥ |
| તહારે કરવી કેલ છે | ,, | ,, | |
| મારે વીષની વેલ છે | ,, | ,, | ॥ ૫ ॥ |
| કહે છે તે શીરપર કાળ છે | ,, | ,, | |
| વીષીયા ઊપર વહાલ છે | ,, | ,, | ॥ ૬ ॥ |

ડાહ્યા થઇ ઘરમે રહીયે — મે મંતાજી
પરઘર કાંઇ નવ જઇએ — ” ” ॥ ૭ ॥
તારા સરૂપને તું લહે — ” ”
ભાણ ચરણે રવીદાસ કહે — ” ” ॥ ૮ ॥

———:o:———

પદ ૫૧ **ધોળ**

આવો મારે બારણે — તત્વ વેતાજી
મસ્તક નાખું વારણે — ” ” ॥ ૧ ॥
પ્રેમ પાથરણા પાથરૂં — ” ”
ઓશીકું અંગનું કરૂં — ” ” ॥ ૨ ॥
આનંદ ભરીયા અંગમાં — ” ”
રસબસ રહે હરી રંગમાં — ” ” ॥ ૩ ॥
તાપ ટળે તન મન તણા — ” ,
હળે મળે હેતુ ઘણા — ” ” ॥ ૪ ॥
લોપાઇયે નહી લોકમાં — ” ”
સદા રહે સંતોષમાં — ” ” ॥ ૫ ॥
ભકતી કરાવે ગુરૂ તણી — ” ”
શોભે જાણે સ્ફાટીક મણી — ” ” ॥ ૬ ॥
સતસંગી અનભે રહે — ” ”
ભાણ ચરણ રવીદાસ કહે — ” ” ॥ ૭ ॥

———:o:———

પદ પર **ગરબી**

મને મળીઆ છે મોરારીરે — પનઘટ જાતાં
મારી આંખલડી ને ઠારીરે — ” ”
વાલાજી મારા ઓચીંતા આવીને ઓડી
મારૂં બેડલું નાખ્યું ફોડીરે — ” ” ॥ ૧ ॥
વાલે મારે હાર હઇયાનો તોડયો
કાંઇ પોંચાને મરોડયોરે — ” ” ॥ ૨ ॥
વાલાજી મારા રંગીલાનો રંગ લાગે રૂડો
કુટુંબ સરવે કુડોરે — ” ” ॥ ૩ ॥
વાલે મારે પ્રેમે અધર રસ પીધો
કાંઇ સંદ્રીને લીધોરે — ” ” ॥ ૪ ॥
સ્વામી રવીદાસના અળગા માં થાશો
મારે રૃદયેથી મા જાશોરે — ” ” ॥ ૫ ॥

પદ ૫૩ **ગરબી**

તારાં કામણગારા નેણારે  કૃષ્ણ મોરારી
અમૃત ભરીયા વેણારે  ,, ,,  ॥ ટેક ॥
વાલાજી મારા રીઝીને આનંદ કરાવો
કાંઇ સુખડા સરાવોરે  ,, ,,  ॥ ૧ ॥
તારો સ્વર વ્રજ સુંદરી સઊ જાણે
વળી પ્રેમ સહુ માણેરે  ,, ,,  ॥ ૨ ॥
તારો રસ પ્રેમીજન કોઇ પીછે
જે શુક સનકાદીક ઇચ્છેરે  ,, ,,  ॥ ૩ ॥
સ્વામી રવીદાસના રીઝયા રસ રંગે
આનંદ વાધ્યો અંગેરે  ,, ,,  ॥ ૪ ॥

———:o:———

પદ ૫૪ **ગરબી**

કાન મુરલીમાં ગાવેરે  રાધે રાધે  ॥ ટેક ॥
અંતરજામી આરાધે રે  ,, ,,
રસનાએ રાધે રાધે પુકારે
કાંઇ પલન વીસારે રે  ,, ,,  ॥ ૧ ॥
લાલાજી તો રાધે રાધે બોલે
કોઇ ન આવે એની તોલેરે  ,, ,,  ॥ ૨ ॥
ભકતીનું રૂપ છે રાધે રાણી
શ્રી મુખથી બોલ્યા વાણીરે  રાધે રાધે  ॥ ૩ ॥
સ્વામી રવીદાસના આવ્યા છો ઊમંગે
કાંઇ રાધીકાની સંગેરે  ,, ,,  ॥ ૪ ॥

———:—:———

પદ ૫૫ **ગરબી**

તમે છમકલાને છોડોરે  છેલ છબીલા
કાંઇ અમ ઉપર શા આડોરે  ,, ,,  ॥ ટેક ॥
વાલાજી મારા હેરણીયા શું હેરો
કાંઇ રાજ કંસ કેરોરે  ,, ,,  ॥ ૧ ॥
વાલાજી મારા લોકડીયા કેશે લારૂં
કાંઇ અમે છીએ વહુ વારૂરે  ,, ,,  ॥ ૨ ॥
વાલાજી મારા ચઊટા માંહી આળો
ગોવીંદજી ખાસો ગાળો રે  ,, ,,  ॥ ૩ ॥
સ્વામી રવીદાસના હરખે હસોછો
મારા રૂદીયામાંહી વસોછોરે  ,, ,,  ॥ ૪ ॥

પદ ૫૬ **ગરબી**

ભલેને પધાર્યારે પ્રીતમ પ્યારા
પ્રેમીજનના ઓધારારે ॥ ટેક ॥
વાલાજી મારા વાત નથી કાંઇ છાની,
મેરમ લેજો માની રે „ ॥ ૧ ॥
વાલાજી મારા વાટ જોતી હતી જેની,
દર્શન પામી તેનું રે „ ॥ ૨ ॥
વાલાજી મારા સીંધુ કેમ સાગર સમાયે,
આનંદ ઊભરાયેરે „ ॥ ૩ ॥
વાલાજી મારા રવીદાસના સ્વામી નરહરીયા,
કાઇ રૂદે કમળમાં ઠરીઆરે „ ॥ ૪ ॥

———:—:———

પદ ૫૭ **ગરબી**

ક્યાઇ નવ જાશોરે ચીત માંહી ચોંટયા
છોડુ નહી પાસોરે „ „ ॥ ટેક ॥
જો તમે ઘરે ઘરે શ્યામ ભટકાશો
તો કપટી કહેવાશોરે „ „ ॥ ૧ ॥
વાલાજી મારા શોક્લડી સબળ ધુતારી
ઇરષા અતી ભારીરે „ „ ॥ ૨ ॥
વાલાજી મારા જેરે માગો તે આપુ
હું વેણ ન ઊથાપુંરે „ „ ॥ ૩ ॥
વાલાજી મારા રવીના સ્વામીરે રશીયા
મારા રૂદે કમળમાં વશીયારે „ „ ॥ ૪ ॥

———:—:———

પદ ૫૮ **ગરબી**

વીઠલ આવી બેઠારે પ્રેમે પલંગે
નીગમ ન જાણેરે લીધી ઊછંગે ॥ ટેક ॥
વાલે મારે આનંદે આલીંગન લીધુ
અમૃત રસ પીધોરે „ „ ॥ ૧ ॥
વાલાજી મારા એ રસ પ્રેમીજન પ્રમાણે
ગોપીજન માણેરે „ „ ॥ ૨ ॥
વાલાજી મારા તન મન પ્રાણ સમર્પણ કાધાં
તે કોઇથી નવ બીધ્યાં રે „ „ ॥ ૩ ॥
સખી રવીદાસના સ્વામી અતી ડાહ્યા
સ્નેહ દોરેથી ખીંચાયારે „ „ ॥ ૪ ॥

પદ ૫૯ **ગરબી**

| | | | |
|---|---|---|---|
| મને હસીને બોલાવીરે | જમુનાને | ઘાટે | |
| એકાંતે આવીરે | ,, | ,, | ॥ ટેક ॥ |
| વાલે મારે અચરજ એકજ કીધું | | | |
| મારૂં મન હરીને લીધું રે | ,, | ,, | ॥ ૧ ॥ |
| કુચ સ્થળ ગ્રહી અધર રસ પાધો | | | |
| હરીએ ચુંબન લીધોરે | ,, | ,, | ॥ ૨ ॥ |
| જદુ વરે રૂદયે લઇ ભચરડી | | | |
| કાંઇ આંગળીઉં મરડીરે | ,, | ,, | ॥ ૩ ॥ |
| રંગીલાએ રંગ માંહી દીધાં-રોળી | | | |
| મીઠડાં લઊ ઘોળીરે | ,, | ,, | ॥ ૪ ॥ |
| મનમથે કરજોડી શીશ નમાવ્યા | | | |
| હરી અજીત કહાવ્યારે | ,, | ,, | ॥ ૫ ॥ |
| અજ ઇંદ્રાદીક ગર્વ પરહરીયા | | | |
| આવી દંડવત કરીઆરે | ,, | ,, | ॥ ૬ ॥ |
| રવી ગતી લહે રૂપી દુરવાસા, | | | |
| પાયે પ્રસાદ ઊપવાસરે | ,, | ,, | ॥ ૭ ॥ |

———:o:———

પદ ૬૦ **ગરબી**

| | | | |
|---|---|---|---|
| લાલ મુને લાધ્યોરે | ભક્તીના | ભાવે | |
| તેથી રંગ વાધ્યોરે | ,, | ,, | ॥ ટેક ॥ |
| ઘણે ઘણે દીવસેરે કલપ કંઇ વીત્યા | | | |
| ભેટયા છો ઓચીંતારે | ,, | ,, | ॥ ૧ ॥ |
| તમ સારૂ સર્વે દીધું ત્યાગી | | | |
| કહાના સોભાગીરે | ,, | ,, | ॥ ૨ ॥ |
| પ્રેમની રીત પ્રીત કયાં કહીયે | | | |
| સમઝીને રહીયેરે | ,, | ,, | ॥ ૩ ॥ |
| સ્વામી રવીદાસનો કહે એક પણ મારે | | | |
| હું રહ્યો ઘેર તમારે રે | ,, | ,, | ॥ ૪ ॥ |

———:—:———

પદ ૬૧ **ગરબી**

| | | | |
|---|---|---|---|
| સુંદરી રમે છે રે | રંગ | મહોલે | |
| પાયુને ગમે છે રે | ,, | ,, | ॥ ટેક ॥ |
| છત્રીસે વાજાં છજાપર વાજે | | | |
| જહાં પાયુજી બીરાજેરે | ,, | ,, | ॥ ૧ ॥ |

સખીઓએ મલી સપ્ત સ્વર સાધ્યા,
તે રસ માણે રાધારે રંગ મહોલે ॥ ૨ ॥
રવીના સ્વામીસુ રંગ અપારા
મારા પ્રાણના આધારારે " " ॥ ૩ ॥

—:o:—

પદ ૬૨ **ગરબી**

આ પુર્વની ગુંજરે કહીએ કોને
પીયું શું બુઝેરે " " ॥ ટેક ॥
ચીતવીને સુતી સ્વપ્નહું પામી
નીરખ્યા બહુ નામીરે " " ॥ ૧ ॥
થઇ લથ પથ હરી પામ્યા નહી જાવા
જાગીતો ઝીંભા માવોરે " " ॥ ૨ ॥
અરસ પરસ આલીંગન લીધું
જે માગ્યુ તે દીધુંરે " " ॥ ૩ ॥
રવીના સ્વામી અકળ અપારી
મારે રૃદે વશ્યા મોરારીરે " " ॥ ૪ ॥

—:o:—

પદ ૬૩ **ગરબી થાળ**

મારે ઘેર આવોરે મેરામ મીઠા
શબ્દ સેનપાળોરે " " ॥ ટેક ॥
વાલાજી મારા રસોઇ કરી રસ રીતે
પાતળીઆ જમો પ્રીતેરે " " ॥ ૧ ॥
વાલાજી મારા ઘેબર જલેબી મન માન્યા મેવા
તે હરજી હેતે લેવા " " ॥ ૨ ॥
વાલાજી મારા સાક છત્રીસ છપન ભોગ
સહુ છે સમ જોગરે " " ॥ ૩ ॥
વાલાજી મારા વાલોલ વંતાક વધાર્યાં
માંહી સુરણ સુધાર્યાંરે " " ॥ ૪ ॥
વાલાજી મારા ખજુરફળી કરમદાને કેળા
માંહે ગરકેરી ગરમેરારે " " ॥ ૫ ॥
વાલાજી મારાં કઢીયા દુધ ભાત સામજી સીરાવો
તમે ધીરે ધીરે પાવોરે " " ॥ ૬ ॥
વાલાજી મારા સાકર વાટીને માંહી ભભરાવું
મારા હાથેથી ખવરાવુંરે " " ॥ ૭ ॥

વાલાજી મારા સખી સર્વે મળી પવન ઢોળે
તે જેજે સ્વર બોલેરે  મેરામ મીઠા  ॥ ૮ ॥
સ્વામી રવીદાસના પુરણ થયા પ્રેમે
આનંદ વાધ્યો ગ્રેહમેંરે  ” ”  ॥ ૯ ॥

—:o:—

પદ ૬૪  ગરબી થાળ

તમો જમોતો જમાડુરે  જીવન મારા
આજ રંગમાં રમાડુરે  ” ”  ॥ ટેક ॥
વાલાજી મારા ખીર પુરીને કંસાર
માંહી ઘીની પડે ધારરે  ” ”  ॥ ૧ ॥
વાલાજી મારા ઘેબર જલેબીને લાડુ
જમોતો થાળ કાઢું રે  ” ”  ॥ ૨ ॥
વાલાજી મારા દુધ ઠાયું ભલી ભાંતે
આવીને બેસો પાટેરે  ” ”  ॥ ૩ ॥
વાલાંજી મારા તળી તરકારીછે તાજી
માંહી વીદુર ઘરની ભાજીરે  ” ”  ॥ ૪ ॥
વાલાંજી મારા આર્યાને તુરીયા ટીંડોરા
માંહી શીવરી બાઇના બોરારે  ” ”  ॥ ૫ ॥
વાલાજી મારા આદુ લીંબુના અથાણાં
માંહી રાઇતાં સંધાણારે  ” ”  ॥ ૬ ॥
વાલાજી મારા ખીચડી રાંધીછે બહુ સારી
જમોતો લાવું ઠારીરે  ” ”  ॥ ૭ ॥
વાલાજી મારા જેરે જોઇએતે માંગી લેજો
કાંઇ ખારૂં મોળુ કહેજોરે  ” ”  ॥ ૮ ॥
વાલાજી મારા દાળ ભાત શામજી શીરાવો
તમે ધીમે ધીમે પાવોરે  ” ”  ॥ ૯ ॥
વાલાજી મારા શીતળ જમના જળ ઝારી
તમો પીયોને મોરારીરે  ” ”  ॥ ૧૦ ॥
વાલાજી મારા એલચી લવેંગને સોપારી
માંહી બીડલી સુધારીરે  ” ”  ॥ ૧૧ ॥
વાલાજી મારા રવીરામ તે રંગ રાચે
એ તો ગાએ દીલ સાચેરે  ” ”  ॥ ૧૨ ॥

પદ ૬૫ **ગરબી** (થાળ)

ભોજને પધારો રે હો અલબેલા
આજ રૂડો દહાડોરે હો અલબેલા ॥ ટેક ॥
જીરે વાલાં આરતી ઉતારૂં હું તો રીતેં
પીરસુ હુતો પ્રીતે રે હો અલબેલા ॥ ૧ ॥
જીરે વાલાં પુરી પકપાન મેવા મીઠાઇ
જુગતમાં નહી દીઠારે ,, ॥ ૨ ॥
જીરે વાલાં ખાજા જલેબીને લાડુ
તાજાં ગ્રથ તાવુરે ,, ॥ ૩ ॥
જીરે વાલાં સુખડીનો સ્વાદ આવો દીઠો
અતી રૂડો મીઠો રે ,, ॥ ૪ ॥
જીરે વાલાં રાઇતાતે રાઇ ઘણા ચઢીયાં
જુગ્તે કરી કરીયાં રે ,, ॥ ૫ ॥
જીરે વાલાં શાકનો તે મારો તમે ફડકો
લેતાં નહી હઠસો રે ,, ॥ ૬ ॥
જીરે વાલાં લુણી અથાણા અતી તીખાં
જોજો મોળાં ફીકારે ,, ॥ ૭ ॥
જીરે વાલાં છાછ વધારી મેંતો છમકે
ગુગરીયાંમાં ધમકે રે ,, ॥ ૮ ॥
જીરે વાલાં સાક પાક પુરણ જમે મારો વહાલો
જસોદાનો કાલો રે ,, ॥ ૯ ॥
જીરેવાલાં રવીદાસ ગાય તે પ્રેમનો પ્રસાદ
ગોપીની પહોંચી આશરે ,, ॥ ૧૦ ॥

——:o:——

પદ ૬૬ **ગરબી** થાળ

આચમન કીજેરે હો અલબેલા
એઠકે બીરાજોરે ,, ,, ॥ ટેક ॥
દાસ લઇ આવ્યા અમૃત ભરી ઝારી
કર મુખલ્યો સંમારીરે ,, ,, ॥ ૧ ॥
સખીઓ ઓળાંસે લઇને રૂમાલે
અજીઠા છે ગાલેરે ,, ,, ॥ ૨ ॥
મુખવાસ બીડી પાન સોપારી
તમે મુખમાં લો મોરારીરે ,, ,, ॥ ૩ ॥

જાયફળ એલચી લવંગના દાણા
કાંઇ રાખશો નહી મણારે હો અલબેલા ॥ ૪ ॥
સ્વામી રવીદાસના આણંદે રહ્યા ઓપી
મહાસુખ પામ્યા ગોપારે " " ॥ ૫ ॥

—:o:—

પદ ૬૭ રાગ માલવ

કહું છું સાચુરે મોહનજી મન ભાવે
જુગસહુ જોયોરે કોઇ નજર ન આવે ॥ ૧ ॥
હઇડુ હરખેરે હરીમુખ જોતાં હેરી
ઇચ્છું છુ મનમારે હરી આવે આણી શેરી ॥ ૨ ॥
વાલપણું તોરે વાલા સાથે વળગ્યું
ચીત ન ચાલેરે હરીવીના કયાહી અળગુ ॥ ૩ ॥
વાહાલા લાગેરે સહુથી વીઠલ રાયે
આંખોની આગળરે પ્રેમતણા રસ પાયે ॥ ૪ ॥
ભાગ્ય હોય તો રે મોહન મંદીર આવે
રવીયા સ્વામીરે પ્રેમ સ્નેહી કહાવે ॥ ૫ ॥

—:o:—

પદ ૬૮ માલવ

આવો ઓરારે, મનની કહીએ માંડી
તમને મળતારે, મારી માએ ભાંડી ॥ ૧ ॥
વાત શી કરવીરે, કાનડ સાથે તારે
ભાઇ ભોજાઇરે સરવે મેણે મારે ॥ ૨ ॥
બીક દેખાડેરે શીખામણ દે છાની
સઊ સાસડેરે વાત કહે પીયર માની ॥ ૩ ॥
આડોસી પાડોસીરે પરપંચ સઘળા ભાળે
એમ આચરતાંરે આપણને નહી ચાલે ॥ ૪ ॥
માંડી કહેછેરે મારે મન સમું વાતો
રવીયા સ્વામીરે તમસમુ મન રાચ્યું ॥ ૫ ॥

—:o:—

પદ ૬૯ માલવ

નેડલો લાગ્યોરે નેણ સુલુણાવાલા
ચીતડે ચોંટયારે ચંચળ સઘળા ચાળા ॥ ૧ ॥
કાળજ કોર્યારે કામણ ગારી કીકી
તુજને જોતારે જગત જણાય ફીકી ॥ ૨ ॥

કોઇ નવ આવેરે હરી તમારી હામી
મુખડું જોઇનેરે સર્વ રહ્યાં શીશ નામી ॥ ૩ ॥
અંગ અલોકીકરે વાલા તારૂં ઓપે
રૂપ રંગીલારે રૂદીયા માંહી રોપે ॥ ૪ ॥
સ્વરૂપ નીહાળીરે ભુલ્યાં ઘરનો ધંધો
રવીચા સ્વામીરે જેમ છે પુનમ ચંદો ॥ ૫ ॥

---:o:---

પદ ૭૦ માલવ

ક્યાંઇ ન જાશોરે કાલી ચઊદસની રાતે
મંત્ર આરાધીરે તમને કરશે હાથે ॥ ૧ ॥
કામણ ગારીરે રજની છે રઢીઆળા
કામણ ટુમણરે સખી આરાધે ચાળા ॥ ૨ ॥
લોક ધુતારારે તમે છો ભોળે ભાવે
ફંદે નાખેરે તમને કાવે દાવે ॥ ૩ ॥
જાદુ જાણેરે જીવન અબળા સારી
જોઇ ડગ ભરીએરે વાલા વાત વીચારી ॥ ૪ ॥
હાથજ આવેરે કોઇ ન મુકે તમને
રવીચા સ્વામીરે રૂદે ઓપજો અમને ॥ ૫ ॥

---:o:---

પદ ૭૧ ગરબી પ્રેમ પચાસી—રાગ માલવ

બાંઇજી તમારેરે કામ ઘણું કુંવરનું
બહુ મચરાયલરે માન ચઢ્યું મઉવરનું ॥ ૧ ॥
સંગ માંકડલાંરે લઇ હુસકારી દેછે
ઘરમાં પેસીરે સોધી મહીડા પાએ છે ॥ ૨ ॥
ગોળી ફોડીરે માખણ લઇને દોડે
લઇ ખવરાવેરે ગાળ દીએ બહુ મોડે ॥ ૩ ॥
કહી સમજાવોરે કહું છું ઉંડી આશે
આ ગોકુળમારે નવી નવાઇ થાશે ॥ ૪ ॥
લોપી ચાલ્યારે કંશ તણી માઝા
રવીચા સ્વામીરે થઇ બેઠા સુરાજા ॥ ૫ ॥

---:o:---

પદ ૭૨ માલવ

કાંઇક વારોરે બાઇ તમારા તનને
તાપ ઉપજાવેરે સહુ ગોપીનાં મનને ॥ ૧ ॥

ઘરમેં આવીરે બાળકડાને મારે
ખમીએ છીએરે બાઇ લાજ તમારે ॥ ૨ ॥
ચાળા એનારે અંતે એને નડશે
નહી માનેતો રે કંસને કહેવું પડશે ॥ ૩ ॥
વ્રજમાં વલ્લભરે બાઇ તમારા પ્યારા
કૃષ્ણ હરાડારે બલભદ્ર કાંઇક સારા ॥ ૪ ॥
ઢાંકી લાંવીરે બાઇ તમારો છઇયો
બાળ પોતાનોરે અંગનાએ ઓળખીઓ ॥ ૫ ॥
થઇ ખસીઆણીરે આતે કૌતુક શું છે
રવીચા સ્વામીરે રહીને પુછે છે. ॥ ૬ ॥

——:o:——

પદ ૭૩ **માલવ**

એ કોણ લાવ્યું રે માતા રાવ હમારી
આ નેસડલેરે ધુર્ત નાર ધુતારી ॥ ૧ ॥
હુ વીચરૂં છું રે માતા આ ગોકુળમાં
આંખ ચડાવીરે અબળા બોલે બળમાં ॥ ૨ ॥
પુત્ર પોતાનોરે કાંધ ચઢાવી લાવી
રવીચા સ્વામીરે સ્વાસ ભરાણી આવી ॥ ૩ ॥
મુખે બોલતારે મોહન આવ્યા બહારે
ગોપી સામુરે જસોદા બોલ્યા ત્યારે ॥ ૪ ॥
ખોટા બોલીરે ખોટી વાત બનાવે
રવીચા સ્વાંમીરે કોઇની રાવ ન લાવે ॥ ૫ ॥

——:o:——

પદ ૭૪ **માલવ**

શબ્દ સુણીનેરે ગ્વાલણ વળતી બોલી
છીદ્ર પુત્રનારે તમને દાખુ ખોલી ॥ ૧ ॥
પુત્ર તમારોરે ત્રણ ભુવનમાં પ્રાઝયો
ગમનહી કેનેરે અમને એનો આઝો ॥ ૨ ॥
એ ચંચળ છે રે લખીયો છે આ લોકીમાં
નીગમ ન જાણેરે કામણ છે કીકામાં ॥ ૩ ॥
વ્રજ વશ કીધું રે લોચનીયાને ચાળે
વચન કહેતાંરે બોલે તે બીરદ પાળે ॥ ૪ ॥
કામણગારેરે કાને કામણ કીધાં
ગોરસ અમારારે ચોરટે ચોરી લીધા ॥ ૫ ॥

હું પાછળ થઇરે નાઠો ખાતો ખાતો
રવીનો સ્વામીરે મલકે છે મદમાતો ॥ ૬ ॥

——:o:——

પદ ૭૫ **માલવ**

કૃષ્ણજી બોલ્યારે આ છોડી છે કેની
ચડી ચડી આવે રે આઘી ઊભી રહેની ॥ ૧ ॥
આ ભરવાડીરે દીસે છે બોલકણી
બહુ બળ દાખેરે ઠીક ન બોલે ઠગણી ॥ ૨ ॥
એહને જાણીરે એ વરસાણા વાળી
તું તારે ઘેરજ રે બોલ વીચારી બાળી ॥ ૩ ॥
હું પીવું નહીરે કોઇનું તરસ્યો પાણી
મારે ઘેર છે રે નવ લખ ધેન દુઝાણી ॥ ૪ ॥
એ સાન કરીનેરે અબળા આઘી ઉભી
રવીના સ્વામીરે ખાંતે નીરખે ખુબી ॥ ૫ ॥

——:o:——

પદ ૭૬ **માલવ**

ઓરા આવોરે વાત કહુ એક છાની
ગુંજ અમારીરે મેરામ લેજો માની ॥ ૧ ॥
આપણ મળશુંરે વહાલા આજ એકાંતે
હેરા કરશેરે વેરી વીચમે રાતે ॥ ૨ ॥
લોક ધુતારારે અમથી આળજ બાંધે
સંશય ભરીયારે સાંકુટ સાંધણ સાંધે ॥ ૩ ॥
કોઇ નવ જાણેરે વાલા તેવું કરજો
રવીના સ્વામીરે કહું તે કાનેધરજો ॥ ૪ ॥

——:o:——

પદ ૭૭ **માલવ**

ભલે પધાર્યારે રહીથી વાટજ જોઇ
વહાલા તમ સમુરે વાલુ ન મળે કોઇ ॥ ૧ ॥
સગા સંસારીરે મુખડાના સઊ મીઠાં
મનના મેલારે નગણા નમળે દીઠાં ॥ ૨ ॥
મર્મે બોલેરે હરીશું હેત ન ધરીએ
કુલ લજવાયરે કંથ કહે તેમ કરીયે ॥ ૩ ॥
સાસુ નણંદીરે સમજાવે છે સાને
વહુજી તમનેરે કામણ કીધાં કાને ॥ ૪ ॥

હું નીર્લજ થઇ રે મેલ્યો જુગનો આડો
રવીના સ્વામીરે રંગ ભર રમો રમાડો ॥ ૫ ॥

—:૦:—

પદ ૭૮ માલવ

બળવંત બોલ્યારે તારૂણી તુજને કહું છું
કેલ કર્યાનું રે હેત હયાનું લઉ છું ॥ ૧ ॥
એ રસ લીલારે બ્રહ્માદી નવ પ્રીછે
શંકર સરખારે સનકાદીક મન ઇચ્છે ॥ ૨ ॥
નારદ શારદરે ગુણ ગાયે અઘાપું
તેહને દુર્લભરે સુંદરી તે સુખ આપું ॥ ૩ ॥
એમ કહીનેરે ત્રીકમે મારી તાળી
મહારસ પાયોરે પુરવની પ્રીત સંભાળી ॥ ૪ ॥
પાછી ન રાખીરે હરજી હોંસ હઇયામાં
રવીના સ્વામીરે કાઇ નવ જાય કહ્યામાં ॥ ૫ ॥

—:૦:—

પદ ૭૯ માલવ

તમને ન આવડયુંરે સ્યામ સાંઇડું દેતા
રસ ચોરોછોરે લાજ આવે છે કહેતા ॥ ૧ ॥
કેલ કરતારે કાયર નવ થાએ
મોહન મનનીરે મુળ થકી તે લહીએ ॥ ૨ ॥
એક દીન આપણરે બેઠાતાં ગળલોકે
વચન કહ્યું તુરે મુખથી પુણ્યશ્લોકે ॥ ૩ ॥
અસંખ્ય જુગનીરે આપું છું એંધાણી
તું ઠાકર છોરે હું રાધાજી રાણી ॥ ૪ ॥
સમઝા સાનેરે મનનું પુરણ કીધું
રવીચા સ્વામીરે જે માગ્યું તે દીધું ॥ ૫ ॥

—:૦:—

પદ ૮૦ માલવ

મેહેર કરીનેરે મીઠે સામુ મહાલ્યું
દીપક લઇનેરે મારૂં ઘર અંજવાળ્યું ॥ ૧ ॥
વેરી નાઠોરે વાસજ પુર્યો વહાલે
ક્ષણક્ષણ દમતારે તેનું કાઇ નવ ચાલે ॥ ૨ ॥
એક અચાનકરે અલબેલે રહી કીધું
આણંદ આણીરે અધર અમૃત રસ પાધું ॥ ૩ ॥

દોષ ન ધરશોરે ઊંડી ગત છે એની
શુક સનકાદીક રે વીધી ન જાણે તેની ॥ ૪ ॥
અનુભવ બુઝેરે રાધાને રસ ફાવ્યો
રવીચા સ્વામીરે પ્રેમે નાચ નચાવ્યો ॥ ૫ ॥

——:o:——

પદ ૮૧ માલવ

કોઇ નવ જાણેરે વાલપણાની વાતું
રાધા પુરેરે ખાંતીલાની ખાતું ॥ ૧ ॥
સર્વ સુદરીમારે રાધા છે તદરૂપે
મનની જાણેરે મોહનનું ચીત ખુપે ॥ ૨ ॥
શરમની સાથેરે સ્નેહની સરક તણાયે
મીઠડા વીનારે એક પલક જુગજાયે ॥ ૩ ॥
અહોનીશ પોતેરે અંગનાથી નહી અળગા
જોતર છોડેરે તોયે રહે વળગ્યા ॥ ૪ ॥
અંતર ભાગ્યોરે એક થયા રસ રીતે
રવીચા સ્વામીરે મલકે છે બહુ પ્રીતે ॥ ૫ ॥

——:o:——

પદ ૮૨ માલવ

દશેરા દીવસરે મોહન મળીયાં મુજને
તે સુખ સજનીરે શું માંડી કહું તુજને ॥ ૧ ॥
બહુ મસમસતારે ઊલટ આનંદ અંગે
મુખે મલપતારે શોભે નવલે રંગે ॥ ૨ ॥
સરસ સુખડીરે સાત વાનાની સુંદર
બહુ વીધી વ્યંજનરે ભેળા બેઠા ભુદર ॥ ૩ ॥
રાયતી ચીરીરે આદાનું અથાણું
લીંબુ ગરમરરે ગરનારી સંધાણું ॥ ૪ ॥
કરમદી કેળારે ખાખર કાચર ભારી
મીઠું ખાટું રે મુખમાં લીયો મોરારી ॥ ૫ ॥
બહુ ચેષ્ટાળારે રમતા રંગ રમાડે
મારા સાસુરે જોઇ જમે જમાડે ॥ ૬ ॥
તપેલ સજનીરે આનંદ વરરયો
તે સીત કારણરે બ્રહ્માઆવી તરસ્યો ॥ ૭ ॥
રંચક લેવારે અજ આવી કળકળીયો
રવીચા સ્વામીરે જયાં વ્હાલપ ત્યાં વશીયો ॥ ૮ ॥

પદ ૮૩ **માલવ**

એકદીન વીઠલરે વનમાં વેણુ વગાડી
સુણી સરવે સુંદરીરે ઉઠી અચાનક દોડી ॥ ૧ ॥
દેહ શુધ્ધ ભુલીરે ચતુરા ચોંપે ચાલી
અવળા આભરણુરે પગના હાથે ઘાલી ॥ ૨ ॥
કોટના કાનેરે મેસજ ભુંસી ભાલે
કુંકુંમ આંજ્યુરે તીલડી ચોડી ગાલે ॥ ૩ ॥
એકજ નાડીરે અંગ ઉપર નહી વસ્ત્ર
હરીએ ઓઢાડયુંરે ચીર તે નારી કુંજર ॥ ૪ ॥
કેમ તમે આવ્યાંરે મધરાતે આ વનમાં
રવીચા સ્વામીરે બોલ્યા આનંદ મનમાં ॥ ૫ ॥

——:o:——

પદ ૮૪ **માલવ**

પીયુને મેલીરે સુંદરી કયાં નવ જઇએ
કુલને ખાપણુરે ફજેત અંતે થઇએ ॥ ૧ ॥
પીયુ પોતાનો રે છોડે તેવું વીચારી
નીગમ કહે છે રે નરકે પડે તે નારી ॥ ૨ ॥
પતીવ્રતા નારીરે પીયુજીને પેખે
ઇયળ થાશેરે પર પુરૂશને દેખે ॥ ૩ ॥
જાઓને પાછારે વાટ સરવે જોશે
ઘરના માણુસરે વચને વચને વગોશે ॥ ૪ ॥
ધણી પોતાનોરે ધરણીધર કરી જાણો
રવીચા સ્વામીરે ઘેર જઇને માણો

——:o:——

પદ ૮૫ **માલવ**

એશું બોલ્યારે વહાલાં ઊંલટી વાણી
હમે દોડયા છઇએરે મહારસ પીવા જાણી ॥ ૧ ॥
પરનર પામરરે અમે તે નવઅનુસરીએ
તમને વરીયારે ત્રીકમ તમથી તરીયે ॥ ૨ ॥
તમને પરનરરે કહેતે અધમ પાપી
હમે તમારારે હરીજી આદ અધાપી ॥ ૩ ॥
હેત દેખાડોરે સઊંને આનંદ થાશે
ના કહેશો તો રે પાપી પ્રાણજ જાશે ॥ ૪ ॥
પ્રીતની રીતેરે આંકજ આડો વાળ્યો
રવીચા સ્વામીરે બોલ્યા હતા તે પાળો ॥ ૫ ॥

પદ ૮૬ માલવ

હશીને બોલ્યારે વીઠલે વેણ બજાવી
આનંદ ઉપન્યોરે અબળાને મન ભાવી ॥ ૧ ॥
પ્રીતમ પ્રીતિરે પ્રેમ મચાવ્યો માંતો
સુર સાંભળતાં રે થયો ત્રીભુવન તાતો ॥ ૨ ॥
રમવા માંડયુરે શરદ પુનમની રાતે
દેહ શુધ્ધ ભુલીરે ખાંતીલાની ખાંતે ॥ ૩ ॥
વહેતાં થંભ્યારે જમુનાજીના પાણી
ઇંદ્રજ ઉભોરે દેહદશા વીસરાણી ॥ ૪ ॥
એક એક ગોપારે એક એક કૃષ્ણ મોરારી
રવીચા સ્વામીરે શોભે સુંદર ભારી ॥ ૫ ॥

---:o:---

પદ ૮૭ માલવ

નટવર વેશેરે નરહરી મુગુટ ધર્યો છે
મુરલીને નાદેરે સુંદરી સ્વર કર્યો છે ॥ ૧ ॥
ઘુઘરા વીંછીઆરે ગોવાલણ કેરા ગાજે
વાંસલડી વાજેરે શબ્દ મેળવ્યો એકતાને ॥ ૨ ॥
દેવ વીમાને રે બેસી જોવા આવ્યા
ચીત્ર જેમ લખીયારે કોઇ ન કરે ઘર જાવા ॥ ૩ ॥
શુક સનકાદીકરે શંકર રસ બસ હોઇ
સખી સ્વરૂપેરે થઇને લીલા જોઇ ॥ ૪ ॥
નૃત્ય કરે છે રે નારદ થઇને નારી
રવીચા સ્વામીરે શોભે સુંદર ભારી ॥ ૫ ॥

---:o:---

પદ ૮૮ માલવ

મરકી મોહનરે મસ્તક મુગટ ધરીયો
ચઊદ ભુવનનોરે આનંદ હરીમાં પ્રુરીયો ॥ ૧ ॥
ગાતલડી ભીડીરે કરસું કુંજ બીહારી
ફરેકર ઝાલ્યોરે નટવર વ્રજનારી ॥ ૨ ॥
પગને ઠમકેરે ઘુઘરીઓ ધમકે છે
ફુદડી ફરતારે ઝાંઝરીયાં ઝમકે છે ॥ ૩ ॥
સહસ્ત્ર ફણેરે મણીધર આવી ડોલે
પૃથ્વી સ્થંભીરે નીરખે છે વણબોલે ॥ ૪ ॥
ભાવ દેખાડયોરે અનંત પ્રકારે કાને
રવીચા સ્વામીરે થયા મધ અંતરધ્યાને ॥ ૫ ॥

પદ ૮૯ માલવ

એકસખીનેરે લઇ ચાલ્યા વનમાળી
સર્વ સખી સુંદરરે આંખલડી અણીઆળી ॥ ૧ ॥
પ્રેમ પુરણુરે અબળા આનંદકારી
સાચ સ્નેહીરે સંગે ગીરીવર ધારી ॥ ૨ ॥
રસનું રૂપજરે ભુદરને મન ભાવી
મોહન મન રંજીરે લીધી કાંધ ચઢાવી ॥ ૩ ॥
રંગે રમતારે શ્રમ અહં થયો મનમાં
પોતે વીચાર્યુંરે મુકી દઉ એક છીનમાં ॥ ૪ ॥
શ્રી કૃષ્ણ બોલ્યારે ભાર થયો અતી ભારી
ખાંઉ વીસામોરે ડાળે વળગો નારી ॥ ૫ ॥
થયા અલોપજરે ડાળે વળગી વરતી
રવીચા સ્વામીરે સખી મેલી ટળવળતી ॥ ૬ ॥

——:o:——

પદ ૯૦ માલવ

અહીંયા સર્વે ગોપારે આશા ભંગ થઇ છે
સહીત રાધાજીરે દીગમુઢ અબળા રહી છે ॥ ૧ ॥
બોલી ન શકેરે ડુમો આવ્યો હઇડે
લેહેર ખાએરે જેમ ડસ્યાં અહીડે ॥ ૨ ॥
એકજ બોલીરે બેઠા બાઇ શામાટે
લીઓ પગેરૂંરે જે હરી ગીયાતે વાટે ॥ ૩ ॥
રૂદન કરેછેરે લોચન લોહી ટપુકે
તરૂને ઓથેરે રાધાવર ઝપુકે ॥ ૪ ॥
એકજ દોડીરે તરૂને જઇ પુછે
કૃષ્ણજી દીઠારે માનુની પડીયું મુરછે ॥ ૫ ॥
કહી ન દીઠારે વૃક્ષ વેલી સર્વે જોયાં
રવીચા સ્વામીરે લહે દેખે છે લોહોયા ॥ ૬ ॥

——:o:——

પદ ૯૧ માલવ

જીવન તુજ વીનારે વનમાં કેમ રહેવાશે
કોને કઇ પેરેરે રાત દીવસ જાસે ॥ ૧ ॥
સખી સઉ સુનીરે પડયાં ઓચીંતા દુખડાં
જોઇશું કયારે રે મોહન કેરા મુખડાં ॥ ૨ ॥
હરતાં ફરતાંરે દેખતાં દયાળુ
હવે નમળેરે નીહાળી મન વાળુ ॥ ૩ ॥

નેહજ ભરીયારે ઉદ્યોત અર્કજ જેવાં
અમે એકલડારે સુરજ વીણદીન એવાં ॥ ૪ ॥
જયારે મળશેરે ત્યારે મહાસુખ થાશે
રવીચા સ્વામીરે ઝાળ ત્યારે ઝલપાસે ॥ ૫ ॥

—:o:—

પદ ૯૨ માલવ

વ્રેહણી કેરીરે વાતુ કોઇક બુઝે
કૃષ્ણ વીજોગેરે તેને કાંઇ ન સુઝે ॥ ૧ ॥
એકી વારેરે કેમ વળી ડાટડીયું
મુખે પુકારેરે નેણે જોયે વાટડીયું ॥ ૨ ॥
કૃષ્ણજી વીનારે અંતર બળે અંગીઠી
કયારે જોશેરે વાલો નજરે મીઠી ॥ ૩ ॥
માંસ ગળીયુંરે પીંડ રહ્યા પીંજર
જીવ ન જાયેરે હઈયું આપણું વજર ॥ ૪ ॥
દેહ કરમ વશરે વણભોગે કેમ ટળસે
ઉંડી આશરે મોહન હમણા મળશે ॥ ૫ ॥
રોઇ રોઇનેરે આંખલડી થઇ રાતી
રવીચા સ્વામીરે દીઠડે ઠરસે છાતી ॥ ૬ ॥

—:o:—

પદ ૯૩ માલવ

ચંદ્રા બોલીરે વળખે ન મળે વાલો
સર્વ મળીનેરે જોવા જઇએ ચાલો ॥ ૧ ॥
જોતાં જોતાંરે હરીનો મારગ જડશે
નહી મળે તો રે પાપી પીંજર પડશે ॥ ૨ ॥
પ્રેમ ધરીને રે અબળા સો ઊંજાણી
દીઠી રડવડતીરે એકલી રાધા રાણી ॥ ૩ ॥
લઇને ચાલ્યારે તારૂણી તને આ ત્રટમાં
રમત રમાડીરે પ્રેમદા પોલા પટમાં ॥ ૪ ॥
હરીનો મુગટ રે રાધાને શીર ધરીઓ
રવી સુંદરીએરે ગાન તાન સ્વર કરીયો ॥ ૫ ॥

—:o:—

પદ ૯૪ માલવ

નેણે આંસુરે વેણે રાગ આલોપે
કંઠ કોકીલારે જલધર રહ્યો ન થાપે ॥ ૧ ॥

શેષ સરકીઓરે રૂપ બીજું ધારી
દેવજ દેખેરે ગગન ચઢી અટારી ॥ ૨ ॥
રવી ધુમ ભાસેરે થંભ્યા સમજી સાને
સુધ બુધ ભુલ્યારે ગોપી કેરા ગાને ॥ ૩ ॥
રાધા થઇ છેરે નખશીખ નટવર વેશે
મોરલી બજાવેરે છંદે છંદ વીશેષે ॥ ૪ ॥
તાંડવ નૃત્યરે અનંત દેખાડે ભાવા
રવીયા સ્વામીરે ટમ ટમ્યા પ્રગટ થાવા ॥ ૫ ॥

—:o:—

પદ ૯૫ **માલવ**

પ્રકૃતી પોતાનીરે થયા સ્વરૂપે પોતે
અનંત અનંગ રસ રે પ્રગટયા જોત જોતે ॥ ૧ ॥
ગોપી ગોવાળજરે બેલડીએ સહુ વળગી
જેમ અર્ક કારણરે અર્ક થકી નહી અળગી ॥ ૨ ॥
મહા રસ જામ્યોરે કામીની કરેછે ક્રીડા
ત્રણ ભુવનનોરે જીવન જુવેછે લીલા ॥ ૩ ॥
પ્રમે પુરણરે પ્રેહે ભરી વ્રજનારી
રમે એકલડાંરે આશ ભર્યાં ભેવારી ॥ ૪ ॥
હરીએ ન રહેવાયું રે, રસના સાગર ઊલટયા
રવીયા સ્વામીરે ઓચીંતા મધ પ્રગટયા ॥ ૫ ॥

—:o:—

પદ ૯૬ **માલવ**

આનંદ વર્ત્યો રે સુખજ પામ્યા સરવે
વચમાં ઊભારે કરી ગુંજારવ ગવે ॥ ૧ ॥
રાસ રમાડયોરે વાણી વાપરી વાલે
વચન કહ્યું તુંરે પુર્ણાનંદજ પાળે ॥ ૨ ॥
રાત્રી કાંવીરે દેવના ખટ માસ તણી
રસ બસ રમીયા રે અરસ પરસ આનંદ આણી ॥ ૩ ॥
દેવ રૂખેશ્વર રે પંડીત ન લહે નેમી
એ રસ ઊંડયોરે અનુભવે લેવે પ્રેમી ॥ ૪ ॥
પ્રેમ પચીસી રે જે કોઇ ગુરૂ ગમે ગાશે
રવી રૂદામારે પ્રેમ પ્રગટ દર્શાસે ॥ ૫ ॥

## પદ ૯૭ ધોળ રાગ સરવડા

સદ્દગુરૂજી જ્યારે લગન લઇને આવ્યા, સુરતા સખી કેરે મન ભાવ્યા
પ્રેમ રતીએ મોતીડે વધાવ્યાં, પાપ ગયાં પેલા ભવતણાં રે ॥ ૧ ॥
શબ્દ સ્વરૂપી ચાંદલીઓ ચોડયો, નીરવૃતી કન્યાનો વહેવા જોડયો
કાળ ક્રોધનો ભય સબ મોડયો, વહેવાર જોડાયે પ્રીતશુ રે ॥ ૨ ॥
ગગન મંડળ માંડવડો રચીયો, પંચ રંગી રંગે મનોહર મચીયો
અમી રસ દોરીએ દીલમાં દર્શીઓ, છાંયો છે સાચા તારસું રે ॥ ૩ ॥
ઇરે સંડપની સોભા ઘણી સારી, રતન જડાવ જરૂખાને બારી
કોટી કોટી ભામણા લઇ જાંઊ બલીહારી, જલહલ જોતું જલહલેરે ॥ ૪ ॥
હરખ સહીત વર તોરણે પધાર્યા, સુખમણા સાસુ પુખણ લઇને આવ્યા
ઇંગલા પીંગલા નેવલીએ ચડાવ્યાં, પોખણ પોખ્યા પ્રેમસુરે ॥ ૫ ॥
નીરવરતી કન્યા ચોરીમાં પધરાવી, ઓહં સોહં હાથે વાળો મીલાવી
રંરંકાર શબ્દની ધુન મચાવી, અનહદ વાજા ગડ હડે રે ॥ ૬ ॥
ભજન કરીને હરી વર વરીયા, આવા ગમનના ફેરા ટળીયા
કહે રવીરામ સાચા સદગુરૂ મલીયા, અખંડ ચુડલો અમર રહ્યોરે ॥ ૭ ॥

———:o:———

## પદ ૯૮ સરવડાં ધોળ

પરી બ્રહ્મ સાથે સ્નેહ ન કીધો, મનને સદગુરૂને હાથે ન દીધો
મનુશા દેહનો લાવન્ન લીધો, અજ્ઞાને બહુ આથડયો રે ॥ ૧ ॥
કલ્પીત વસ્તુ કારમી જાણી, મન ક્રમ વચને બંધાયો પ્રાણી
ભુલી ગયો તું ભકતી નીશાની, અંધ પડયો ભવ કુપમાં રે ॥ ૨ ॥
વીષય સ્વાદમાં રાતો માતો, પલક એક ન ઊપજે સ્વાંતો
ત્રીવીધ તાપમાં નીશદીન રાતો, શીતલતા સુપને નહીરે ॥ ૩ ॥
રવીદાસ કહે જેણે સદગુરૂ વરીયા, જ્ઞાન દીપક દ્રઢ હરદેમાં ધરીયા
પુનરપી જનમને નહી અવતરીયા, કાલ ચક્રથી ઉગર્યારે ॥ ૪ ॥

———:—:———

## પદ ૯૯ સરવડાં ધોળ

જ્ઞાન પ્રકાશ પ્રગટયોછે જેને, હરખ શોક સુપને નહી તેને
ક્ષણ ભંગુર તે જાણે દેહને, સુખ દુઃખથી તે સંભવેર ॥ ૧ ॥
અભીમાન નહી મનમાં આણે, ઘટ મઠ પટ પરી બ્રહ્મને જાણે
બ્રહ્માનંદ સુખમા એ માણે, અહમ રહીત અણલીંગીયારે ॥ ૨ ॥
સાક્ષીવંત છકયા રહે શ્રષ્ટે, સર્વ ભુતમે જુવે સમ દ્રષ્ટે
દુઃખ ન પામે દેહને કષ્ટે, અલગા રહે આવ્રણથીરે ॥ ૩ ॥

કોંચીત પક્ષ કરે નહી કેની, નીરમલ વૃતી નીરંતર જેની
બુધ્ધી કાર્ય અંતરાયે તેની, જુગત ભાવનાથી ટળ્યારે ॥ ૪ ॥
ક્યારે મન ગ્રહે મઉન માંહી, ક્યારે ગુઢ ગોવીંદ ગુણ ગાહી
તત્વ દર્શી ક્રીયા નવ જાઇ, દ્વોષ રહીત સદા સેજમારે ॥ ૫ ॥
પ્રગટી પરમ જ્યોત પ્રકાશા, જેણે સચરાચર હરીને ભાષ્યા
એવા સંત કોક રવીદાસા; બ્રહ્મ મગન આનંદમારે ॥ ૬ ॥

———:o:———

પદ ૧૦૦ રાગ સંદેસાનો

એક સમે ઓધવને કહે શ્રી કૃષ્ણજી
સાંભર્યું મુજને વ્રજવાસીનું હેત જો
શ્રમ રહીત ઓધવ ભક્તી વ્રજ નારની
અમને સોંપ્યા તન મન પ્રાણ સમેત જો ॥ ટેક ॥
શ્રી મુખે ભાખી શોભા બહુ વ્રજ જનની
ઓધવજીને ઉપન્યુ મન અભીમાન જો
આહીરડાશું જાણે આતમ જ્ઞાનને
ગોકુળ જાઉં બોધ કરૂં નીજ જ્ઞાન જો ॥ ૧ ॥
ઓધવજીના મનની જાણી હરી ઓચર્યાં
ઓધવજી તમે જાવો ગોકુળ ગામ જો
વાટ જુવે છે મારી નંદ જસુમતી
વ્રજ જનને આપો જઇ વીશ્રામ જો ॥ ૨ ॥
પ્રભાતે રથ દીઠો દુરથી ગોપીએ
નંદ બાવા ઘેર આવ્યા ફરી અક્રુર જો
સાંભળતામાં સર્વે મળીયું ગોપીયું
થયાં એકઠાં જેમ ઉછળીઉ સીંધુ પુર જો ॥ ૩ ॥
વીચાર કરે છે નંદ તણે મંદીર જવા
એવે આવ્યા ઓધવ ગોપી પાસ જો
હળ્યાં મળ્યાં ઓધવને આસન આપીયું
ભાણ પ્રતાપે બોલ્યા સત રવીદાસ જો ॥ ૪ ॥

———:—:———

પદ ૧૦૧ રાગ ઉપરનો

ઓધવજી બોલ્યારે જન સહુ સાંભળો
દેહ તણોતે જાણો જુદો રંગ જો
અહં ભાવ કરી જીવ સઉ આથડે
જોગ જુગત છુટે દેહનો સંજોગજો ॥ ટેક ॥

દેહ તો વીકારીરે વળી વીશે ભરી
ત્યાગ વીના ત્રીકમ વશ નવ થાય જો
શ્યામ સેજનું ઘર તમને જડયું નહી
મર્મ લહ્યા વીના મીથ્યા લવોછો કાંઇજો ॥ ૧ ॥
માન મુકીને મનથી ધીરજ ધરો
ત્યારે સમુળો જાય દેહનો ભાવજો
જુગતેકરીને જુવો જ્યોતી સ્વરૂપને
ઘટઘટમાં રમી રહ્યા છે માવજો ॥ ૨ ॥
લવનામુંકી શ્રી હરીને ભજો
પ્રગટ પ્રત્યક્ષ રમી રહ્યા અવીનાશજો
રવીદાસ રે ઓધવ કહે આપ મધ્યે
પુરૂશોતમ પુરે છે પ્રકાશજો ॥ ૩ ॥

———:—:———

પદ ૧૦૨ રાગ ઉપરનો

ઓધવજી તમે ગોકુળ ભલે આવીયા
મનમાની કરશું હવે ગોઠજો
આનંદ વાધ્યો મનમાં અતી ઘણો
હરજીનું સુખ આવ્યુછે હોઠજો ॥ ટેક ॥
ઓધવ અંતરજામી છે શ્રી કૃષ્ણજી
બંધવ તેના નીજ જન છો મહારાજ જો
અક્રુરજી હરીને તેડી ગયા,
તે દહાડાની ખબર પામ્યા આજ જો ॥ ૧ ॥
બાળ ચરીત્ર કહું હવે શ્રી કૃષ્ણના
રોતાં રહે નહી ખોળામાં બાળજો
જસોદાને જગજીવને અકલાવીઆ
શીવજીએ છાના રાખ્યા દીન દયાળ જો ॥ ૨ ॥
સંગી તેડાવી બાર અમારાં ઉઘાડીયા
ચોરી મહીડાં પોતે પીવે ને પાયજો
જસોદાજીએ હરીને બહુ હુલરાવીઆ
નંદ બાવા ઘર નવલખ દુઝે ગાયજો ॥ ૩ ॥
એક સમે વનમાં અમને તેડાવીયાં
લાજ રહીત ત્યાં રંગે રમ્યા નંદલાલ જો
ચરીત્ર જોઇને દેવ સઊ વીસ્મે થયા
નારદજીને પેઠો સંશય સાળજો ॥ ૪ ॥

બદ્રી ખંડમાં પ્રશ્ન જઇને પુછીયુ
નર નારાયણે ભાંગી સરવે ભ્રાંતજો
ઉત્સાહ વાધ્યો નારદજીના અંગમાં
ગાન કરીયું વેણાધર આણી સ્વાતજો ॥ ૫ ॥
અનેક લીલારે નંદના લાલતણી
કેટલું મુખ માંડીને કહે રંક જો
કીપા હોઇ તો કારણ લહે શ્રી કૃષ્ણ નું
અજ ઇંદ્રની ટાળી હરીએ શંક જો ॥ ૬ ॥
અનેક ચરીત્ર દીઠાં નંદલાલના
ગુણ નીગુંણથી ન્યારા છે અવીનાશજો
મુરલી ધરી છે મહાસુખ આપવા
ભાણ ચરણે બોલ્યા સત રવીદાસ જો ॥ ૭ ॥

———:—:———

પદ ૧૦૩ રાગ ઉપરનો

ઓધવજી કહે સુણો સરવે સુંદરી
તમને દેખી પોંચી સર્વે હામ જો
પરખ્યાં અમે નેત્રે નીરખી નારીયો
આવરણ મટીયું મન પામ્યું વીશ્રામ જો ॥ ટેક ॥
તમારી પાસે મને શ્રી કૃષ્ણે મોકલ્યો
અમને હતો અંતર અહંકાર જો
આંટી છુટી શાતળતા સુખ ઊપન્યું
દેખી તમારી બુધ્ધી કૃષ્ણાકાર જો ॥ ૧ ॥
જ્ઞાન તમારૂં લીન થયું શ્રી કૃષ્ણમાં
વેરાગે તમારો વાસનાનો થયો નાશ જો
ભકતી તમારી દીઠી બહુ દીનતા
જોગ ગળ્યો શ્રી કૃષ્ણમાં સ્વેં પ્રકાશજો ॥ ૨ ॥
ગોપીની ગલીઓમાં ગોવીંદજી રમ્યા
નીજ ભકતી તે રાધા એવું નામ જો
પંચ તત્વ ને ચંદ્ર અર્ક ન સંભવે
ત્યાં તમારી વૃતી પહોંચી નીજ ધામ જો ॥ ૩ ॥
શીવ સનકાદીક મહામુની
બ્રહ્માસ્મી બ્રહ્માનંદ સદા અમાન જો
એ બ્રહ્મ રસ માંહી રહી પ્રેમની ઊંણતા
તુરતે કહું છું નહી કોઇ તે સમાન જો ॥ ૪ ॥

જ્ઞાન વઇરાગ જોગ અષ્ટાંગે જપે
ભકતી વીના પોતે નહી તેહ જો
રવીદાસ ઓધવજી કરજોડી કહે
હવે અમારો મટીગયો સંદેહ જો ॥ ૫ ॥

———:—:———

પદ ૧૦૪ રાગ ઉપરનો

ઓધવજી ભીતરમાં તમે બહુ ભાવીયા
જ્ઞાની આગળ કરીએ મનની ગુંજ જો
અનુભવી હોઇ તે અધુરાને પુરા કરે
જુગતીને ન જાણે લોક અબુઝ જો ॥ ટેક ॥
જોગી હોઇ તે ખટ ચક્ર વેધી ચઢે
રહે ઉન્મુનીયે બેસીને એકાંતજો
ભુલવણી પડી માંહે સંશય ભાતની
ભકતી વીના ભાંગે ન મનની ભ્રાંત જો ॥ ૧ ॥
અબળાનું અંગતે વ્રેહે વેરાગનું
અમે ઓળખીયે ચતુર પુરૂશની ચાલ જો
તમે છો ઓધવજી બેઉથી વેગળા
વાત કરતાં ઊપજે છે બહુ વાલ જો ॥ ૨ ॥
ચઊદે લોકનું જીવન છે શ્રી કૃષ્ણજી
હરીની ચેતન શકતી નો વીસ્તાર જો
વ્યાપકનું કારણ એવું પ્રીછવ્યું
કોઇ સંગાથે રતીન કરે અહંકાર જો ॥ ૩ ॥
સહસ્ત્ર ભુજા તે કરી હરીએ સહેજ માં
વ્યાપક રૂપે પ્રભુની ભુજા અનેક જો
મોરલીએ ઓધવજી હમારા મન હર્યાં
વીઠલને અમો વર્યાં અમારી ટેક જો ॥ ૪ ॥
સુખદાને આપ્યા શ્યામે સાંમટાં
કહ્યાં કથ્યા તે વાણીએ નવ કહેવાયજો
બાળ ચરીત્ર માણ્યા દીઠાં આંખીયે
શુધને બુધ પ્રભુ દેખી પલાયજો ॥ ૫ ॥
ઓધવજી તમે હરીને તેડી વેલા આવજો
પ્રીછવી કહેજો લાજ ન કરશો લગાર જો
વાટ જુવે છે રાધા કેરી આંખડી
મુખે કરે છે કૃષ્ણ કૃષ્ણ પોકાર જો ॥ ૬ ॥

મથુરા જાતાં હરીએ કહ્યું'તું આવશું
તે દહાડાનો અમને દ્રઢ વીશ્વાસ જો
સ્વરૂપ હમારા નેણા આગળ રમે
ભાણ ચરણે બોલ્યા સત રવીદાસ જો ॥ ૭ ॥

———:૦:———

પદ ૧૦૫ રાગ ઉપરનો

વળતી બોલી સહુ વૃજની નારીયો
ઓધવજી તમે હરજીનાછો ભ્રાત જો
જ્ઞાની ગુણી ગોવીંદ તણા સંત શીરોમણી
સુધ્ધ સ્વરૂપ છો સાક્ષાત જો ॥ ટેક ॥
દર્શન દીધાં અમો આનંદ બહુ પામીયાં
મટી ગયાં જનમો જનમના પાપજો
જાણ્યું ઘરે પધાર્યા શ્રી કૃષ્ણજી
ઉત્સાહ વાધ્યો મટયા ત્રીવીધીના તાપ જો ॥ ૧ ॥
ઓધવજી મોહન મથુરામાં પધારીયાં
અમ ઊપરથી હરજીએ ટાળ્યાં હેત જો
દામોદર દાસીને ઘેર જઇ રહ્યા
પ્રીત કરીને ફોગટ થયા ફજેત જો ॥ ૨ ॥
સુખડાં આપ્યા તેવા દુખડા થઇ પડયાં
વંસીવટ વીસરતા નહી લગારજો
નાનાથી મોટા હરી આંહી થયાં
હવે પામ્યા છે રાજ અધીકાર જો ॥ ૩ ॥
ઘર ઘરના ગોરસ ખાતા ને ખવરાવતા
એને ચોર્યાનો બહુ અભ્યાસ જો
અમે આહીરડાં એ રાજા છત્ર પતી
ભાણ પ્રતાપે બોલ્યા સત રવીદાસ જો ॥ ૪ ॥

———:—:———

પદ ૧૦૬ રાગ ઉપરનો

ઓધવજી એક રહેશ કહું સ્વરૂપની
નીજ વ્રંદાવન વાસી છે ગોવીંદ જો
નીજ ભકતી રાધા ગણોલોકી આ ગોપીયો
કનીષ્ટ મધ્યમ ઊતમ એ આનંદ કંદ જો ॥ ટેક ॥

નંદ જસોદા હરી ગોપ ગોવાળીયા
નવે નંદ સંસ્કારી હરીના દાસ જો
અષ્ટ સખાં શ્રી દામા સહીત શીરોમણી
સેવામાં રહે નીત હરીની પાસ જો ॥ ૧ ॥

સુર શશી બુધ વ્યાપક ચઇતન સર્વમાં
પુરૂશોતમનું થાનક છે તે પાર જો
સખા સખી નીત્ય પીયુજીશું રંગે રમે
સાધનનો ત્યાં છાંટો નહી લગાર જો ॥ ૨ ॥

ચતુર વેદ કેરી ઋચ્યા સઉ સુંદરી
સપ્તમ વેદતે શામજી કેરૂં અંગજો
સ્યામના નેણામાંથી પ્રગટી રાધીકા
માણે સ્વ સ્વરૂપ નીરખે હરીનું રૂપજો ॥ ૩ ॥

ચંદ્રા વળી સહીત બોલી ગોપીયો
એક અચંબો દીઠો ઓધવ આંહીજો
દુર્વાસાએ કાવ્યું જમના પારથી
આવી બેઠા ઓચીંતા ત્યાંહીજો ॥ ૪ ॥

શ્રીરંગ કહે જાઓ સરવે સુંદરી
ભાત સમારાં લઇને સરવે સાજ જો
સોળ સહસ્ત્ર શત અષ્ઠ સોહામણી
નહી જાઓ ભુખ્યા રહે છે આજ જો ॥ ૫ ॥

જમનાંપુર આવ્યા છે બેઉ કાંઠડે
બીકણ અમે અબળા વ્રજની નાર જો
હરી કહે કેજો જમના જાઇ કરી
મારગ દીયે શ્રીકૃષ્ણ હોય બ્રહ્મચારી જો ॥ ૬ ॥

અમે અસન રાધા સાને સમજ્યા
રાધે રાધેવરનુ એજ મન જો
મારગ દીધો જમનાજીએ પ્રસન્ન થઇ
સંદેહ ભાંગ્યો રૂશીજીએ કર્યું ભોજન જો ॥ ૭ ॥

શીતળ થઇને સઉ ઉભા રહ્યાં
દર્શન પામ્યાં ધન્ય હમારા ભાગ્ય જો
અપવાસી કહેજોરે અમે જઇને કહ્યું
સફળ પોંત્યા જમનાજીએ દીધો માર્ગ જો ॥ ૮ ॥

થઇ વાત કહી સરવે નંદલાલને
તાળી દીધી ત્રીકમે કરી હાંસ જો
અનેક લીલા કરી અમમાં રંગે રમ્યા
ભાણ પ્રસાદે બોલ્યા સત રવીદાસ જો ॥ ૯ ॥

——:o:——

પદ ૧૦૭ રાગ ઉપરનો

ઓધવજી એક વાત કહું નીજ પ્રેમની
નીમી ન લહે હરજીનો લવલેશ જો
પ્રેમને પ્રીતેરે પ્રભુ મારી પાસ છે
દોહ્યલા હોઇ તો બદલે દેહીના વેશ જો ॥ ટેક ॥
ઓધવજી તમે સ્નેહી છો શ્યામના
પાસે રહે તેને ન લાગે રંગ પાસ જો
કસ્તુરી વસે નાભી મૃગને,
છે માંહી પણ સુંધે જઇ ને ઘાસ જો ॥ ૧ ॥
ભગવાં પેરીને સાધન સાધે વનમાં
ભોંય સાથરો કંદ મુળ ફળ ખાય જો
પવનને ચડાવીરે કઇક પચી મુઆ
માવો હમારા નેણા રૃદયા માંય જો ॥ ૨ ॥
ખટ દર્શન તો ખટપટમાં ખડી રહ્યા
ત્રીકમ તોછે તમ પાસે અમ માંય જો
વ્રજ જનમાં હેરે રાત દીવસ રંગે રમે
તમે જઇને બેસસો કઇ જગાય જો ॥ ૩ ॥
જોગ લઇને અમે અબળા કયાં ભટકીએ
ખટકો લાગ્યો લાલન પડીઆ છેદ જો
બ્રહ્મા થાકયા એના ચરીત્ર જોઇ ને
શેષ સરીખા પારન પામે વેદ જો ॥ ૪ ॥
એણે તે અમને ધામ પોતાનું દેખાડીયું
જ્યાં નહીં પાંચ તત્વ સુરને ચંદ જો
ઇંદ્રને કોપ્યોરે ગીરીવર કરધર્યો
ગોપીયો માંહી રાસ રમ્યા ગોવીંદ જો ॥ ૫ ॥
વીશ્વાસ તો નાવે અમને જોગનો
ગુપત છે પ્રગટ કરીને કહું આજ જો
અમારો ઇષ્ટ તે અમમાં રંગે રમે
માયા સમ લીત કરે મથુરામાં રાજ જો ॥ ૬ ॥

ઓધવજી આવ્યારે આનંદ વાધીયો
તાપ સમાણા પોતી મનની આશ જો
એવા વચન સુણીને ઓધવજી હરખીયા
ભાણુ પ્રતાપે બોલ્યા સત રવીદાસ જો ॥ ૭ ॥

——:૦:——

પદ ૧૦૮ રાગ ઉપરનો

ઊમા સાંભળો ચરીત્ર શ્રી રઘુવીરના
ભારદ્વાજ કહે છે યાજ્ઞવલ્કય જો
સદચીદ આનંદ રઘુવીર જાનકી
નીશાચર કેરી નહી હઇયામાં બીકજો ॥ ટેક ॥
આદ્ય શકતી ઊમા, સીતા ચીદરૂપની
બ્રહ્મા વીષ્ણુ તણી હમારી માત જો
અખીલ ભુવન તણા રામ સત ઇશ છે
ભામીની ભીંતર રખે આણુતી ભ્રાંત જો ॥ ૧ ॥
એક સમે મહા મહોલે સીતા રામજી
જોડી જુગલ બીરાજયા છે એકાંત જો
ધામ છોડીને દેવને કાજે આવીયા
કારજ કરવું એમ કહે ભગવંત જો ॥ ૨ ॥
ઓચીંતા પધાર્યા નારદ તે સમે
મુખ પ્રફુલીત કોમળતા બહુ કાંત જો
આસન આપ્યારે પુરણ પ્રીત કરી
ચરણાંમૃત લીધા જાણી સંત જો ॥ ૩ ॥
વીનંતી કરીને રઘુવીર ઓચર્યા
આજ હમારા ભાગ્ય તણો નહી પાર જો
પુરાણ અષ્ટાદશ નીગમ એમ કહે
સંત અચાહે ન જાય રાજ દ્વાર જો ॥ ૪ ॥
દીન બંધુની દેખો ઊમા દીનતા
એક રોમ પર અનંત અનંત બ્રહ્માંડ જો
એક પલકમાં ચઊદ લોક પ્રગટ કર્યા
ત્રણ લોક અરૂ કટાક્ષ ઇંડમે પીંડ જો ॥ ૫ ॥
નારદ બોલ્યા રામ નીરંજન નામ છે
નીરાકારી નીરવાણી નીરધાર જો
સંત દેવ તે જગને કારજ અવતર્યાં
દીનતા દાખી સાધુ ઉપર બહુ પ્યાર જો ॥ ૬ ॥

ઘણા દીવસથી ઇચ્છા દરશનની હતી
દીનતા આણી આજે કહું વચન જો
દેવને રાવણ દાનવે બહુ સંતાપીયા
બંધી છોડ છોડાવો બહુ બંધ જો ॥ ૭ ॥
વચન સુણીને રઘુવીર ઓચર્યા
હજી લગી દેવને દાનવના છે ત્રાસ જો
કેજો થોડા દીવસે બંધન છુટશે
ભાણ પ્રતાપે બોલ્યા સત રવીદાસ જો ॥ ૮ ॥

——:o:——

પદ ૧૦૯ **રામ મારૂ**

આ જુગ જુઠા બાવરા, વાસે પ્રીત ન કીજે ॥ ટેક ॥
પ્રેમ પ્રથમહી દાખવે, રંગમાં બહુ રીઝે
હીણી બુદ્ધી અવગુણ ધરે, જે સરવસ દીજે ॥ ૧ ॥
પંડમાંહી પરપંચ ભર્યા, બાહેર બહુ રીઝે
ગરવ હોઇ નીરગુણ કથે, વાકું નાહી પતીજે ॥ ૨ ॥
નીચા હોકર ઢળી પડે, મન વળગ્યું છે બીજે
લાખ મણ લાકડા બાળીએ, એ કોરડુ નવ સીજે ॥ ૩ ॥
મનમાં મોહ મીઠા ઘણા, ખરૂં બોલે ખીજે
રવીદાસ ભાણ પ્રસાદસે, વાસેં ન્યારા રહીજે ॥ ૪ ॥

——:o:——

પદ ૧૧૦ **રાગ મારૂ**

કલજુગ કપટી કારમો, દુષ્ટી નર દેખ્યા ॥ ટેક ॥
સ્વારથ શીશ નમાવહી, સેવા કરત વીશેષા
સ્વારથ અપનાં નાસરે, તબ ધરત દ્વૈશા ॥ ૧ ॥
માહો માંહી લઢે બઢે, હરી ભજન ન રેખા
મરજાદા નહી નીજ ધરમની, વણુસાડયો વેષા ॥ ૨ ॥
ગુરૂ લબાડ ચેલા લાલચી, લુખા કરતહે લેખા
ખુણે બેસી ખોટી વીધા, આપે જુઠ ઊપદેશા ॥ ૩ ॥
પરપંચ પંથ ચલાવહી, વચ્ચે પાડે કલેશા
રવીદાસ ભાણ પ્રસાદસે, એક લહ્યા અલેખા ॥ ૪ ॥

———:—:———

પદ ૧૧૧ **રાગ મારૂ**

આવ્યો તો અરથ સારવા, સામો ગરથ ગુમાવ્યો ॥ ટેક ॥
સદગુરૂનો શબ્દ માન્યો નહી, દીલમાં થયો ડાહ્યો
અંત સમે હુવો આંધળો, ફેર ચોર્યાશી પાયો ॥ ૧ ॥

ભરમ કરમ માંહી ભુલીયો, ધીરજ વીના ધાયો
કલ ન જડી કીરતારની, સત નામ નસાયો ॥ ૨ ॥
રાગ રંગ માંહી રીઝીયો, ગુરૂગમ વીના ગાયો
ઉંઘ આળસમાં અંજાઇ ગયો, કાળજ સર્પે ખાયો ॥ ૩ ॥
નુરત નીશાને ન રાખીયો, નામ લેતા કાયો
કહે રવીદાસ તે નર ચુકીયા, વારે વારે વહેવાયો ॥ ૪ ॥

——:o:——

પદ ૧૧૨ મારૂ

સદગુરૂ સાથે પ્રીતડી, બીજાસે નહી બોલુ ॥ ટેક ॥
જ્યાં મારા પીયુ પ્રગટ વસે, ત્યાં અંતર ખોલું
જ્યારે વાદળ વીસમ્યું, કબહુ નહી ડોલુ ॥ ૧ ॥
તખત ત્રીવેણી બેઠકે, સબ વીશ્વકું તોલું
હું નહી ત્યાં હરખ શું, સરવે રસ ઘોળું ॥ ૨ ॥
ચતુર ચંદનનુ લાકડું, શબ્દ વાંસલે છોલ્યું
ઘડતાં ઘડતાં ભાંગી પડે, મન જાણીયે મોળું ॥ ૩ ॥
સાંસો સરવે સમી ગયો, વીશ્વાસે વરોલું
રવીદાસ બ્રહ્મ અગાધમે, કરે ઝાકમ ઝોલું ॥ ૪ ॥

——:—:——

પદ ૧૧૩ મારૂ

સંહીયરસે સત બોલીયે, એહી રીત હમારી ॥ ટેક ॥
બેહદ કીજે વીરહણી, દેહું ગુંજ હયારી·
હદ હરકત કરતી ફીરે, વ્યભીચારણી નારી ॥ ૧ ॥
સુરતી સમાવે શબ્દમેં, નીરંતર નીરધારી
મેં તેં મેટી પીયુકું મીલી, વાસુ રંગકી થારી ॥ ૨ ॥
પ્રગટ પ્રત્યક્ષ પરખીયે, નીરખ્યા નજરે નીહાળી
બોધણ લાલસો લાલકી, ઓર બગડ બીલારી ॥ ૩ ॥
સુપન સમ્યો આનંદ ભયો, સંશય દીયો વીડારી
રવીદાસ સુરતી પીયુમે મીલ, પીયુજીકી પ્યારી ॥ ૪ ॥

——:o:——

પદ ૧૧૪ મારૂ

વાલ પણાની વાતડી, કહીએ જઇ કયાંહી ॥ ટેક ॥
ગુંગા કેરી ગોઠડી, સમી રહે મન માંહી
માને પણ ગાળે ગણી, પનીયામે નાહી ॥ ૧ ॥
જેમ મલીઆગર રૂંખડો, આપું રહે છુપાઇ
છતતે છાની નહી રહે, સુગંધ સીતલતાઇ ॥ ૨ ॥

પારો મેલે અગનીમાં, સાબુત રહાઇ
કોટ કલા કંદ્રપ કરે, જો ઉલટ સુલટાઇ ॥ ૩ ॥
ઓચીંતા પીયુજી પકડીયા, નેનુ માંહી નચાઇ
રવીદાસ જીતી સુંદરી, પીયુ અલગા ન જાઇ ॥ ૪ ॥

———:o:———

પદ ૧૧૫ **રાગ મારૂ**

ભીતર ખોજો રામકુ, બાહેર કાં ધાવો
બાહેર ખોજે નહી મીલે, ભીતર હરી પાવો ॥ ભીતર ॥ ટેક ॥
પ્રથમ ગુરૂ સેવા કરો, સદ ગ્રંથ આચરણા
વચન કહે સો કીજીએ, સત્ય બાત ઉચરણા ॥ ભીતર ॥ ૧ ॥
સંગત કીજે સતકી, જીન મરમ લખાવે
દીલ અંદર અવીનાશકા, પરદા ખોલ દીખાવે ॥ ભીતર ॥ ૨ ॥
દેવળમેં ગુરૂ દેવતા, એકાંતે બેઠા
ખોલ કમાડી ઓરડી, પાયા હરીકા નેઠા ॥ ભીતર ॥ ૩ ॥
સેજ બીછાઇ સુંદરી, દોરી અનંત લગાઇ
કોઇક નાર સુલક્ષણી, નીત ઝુલન જાઇ ॥ ભીતર ॥ ૪ ॥
દેખન ઠારો આંખીયાં, કેસારૂપ લખાવે
નેના બેના અગોચરી, રસનાએ ન આવે ॥ ભીતર ॥ ૫ ॥
મીઠા કેરી પુતલી પાણીમાંહી પેઠી
બાહેર કીસ વીધ નીકસે, નીકસે તો જુઠી ॥ ભીતર ॥ ૬ ॥
એસા બ્રહ્મ વીચાર હે, સદગુરૂજી લખાવે
રવીદાસ સાચી કહે. બહોરી જનમ ન આવે ॥ ભીતર ॥ ૭ ॥

———:o:———

પદ ૧૧૬ **રાગ મારૂ**

લાગી ચોટ શબ્દકી, ઘાયલ કયું જીવે
પ્રેમ ભલકા મારીયા, અનહદ રસ પીવે ॥ લાગી ॥ ટેક ॥
અંગ ઉઘાડે લાગીયા, ભણકા ઉર માંહી
ઘાવ કલેજે સાલીયા, બાહેર દીસત નાહી ॥ લાગી ॥ ૧ ॥
ભીતર ચુરા ચુર હે, મન મુસ્તક છેદ્યા
પાંચુ મારે જ્ઞાનસે, અંતર સબ ભેદ્યા ॥ લાગી ॥ ૨ ॥
સદગુર મેરા સુરમા, ઘાઓ જેને ઘાલે
સનમુખ ઝુઝે ગુરૂમુખી, નખ શીખલું સાલે ॥ લાગી ॥ ૩ ॥
વૈદ નહી ઓખદ નહી, નહીં ટેભા લાગે
પ્રીત બંધાણી રામસે; ઘાવ નીશદીન વાગે ॥ લાગી ॥ ૪ ॥

સબ તન હુવા જર્જરા, ધાઓભડભડ બોલે
દરદ દીવાના દરશકા, બહાવરા શા ડોલે ॥ લાગી ॥ ૫ ॥
અવીનાશી સદ્ગુરૂ મીલા, મારણ્ હારા પાયા
ભાણ ચરણ રવીદાસ કહે, સોઇ માંહી સમાયા ॥ લાગી ॥ ૬ ॥

———:o:———

પદ ૧૧૭ **રાગ વેરાવળા મારૂની છાયા**

સંતો ખોજી હદ બેહદકા, બેહદ આગે ચલના
નામહી રૂપ બીસાર કે, બ્રહ્મ સાગરમે મીલના ॥ ટેક ॥
હદમે રામ ન પાઈએ, બે હદ લક્ષ લાગી
દોઊ તજી એક વીચારીઆ, સોઇ સંત વેરાગી ॥ ૧ ॥
હદ મરજાદ વેદકી, બેહદ જોગ પસારા
હદ બેહદકી ગમ લહે, કોઇ સંત પીયારા ॥ ૨ ॥
ચાર વેદ તે બ્રહ્મા કથ્યા, શીવે જોગ ચલાયા
તપ તીરથ વીષ્ણુ કીયા, ગ્રંથ સાથે પુરાયા ॥ ૩ ॥
વેદ થકે વાણી થકી અને થકયા યોગ પ્રસારા
જપ તપ તીરથ સંજમ થકયા, થકીઆ ઓર આચારા ॥ ૪ ॥
મે મેરી મમતા થકી, થકીઆ વાદ વીવાદા
હર્ખ શોક તષ્ણા થકી, પાયા ગુરૂ પરસાદા ॥ ૫ ॥
મુખ થકયા જીંહા થકી, થકયા સકળ શરીરા
માળા ગીર પડી હાથસે, જ્યોં લોણુહી નીરા ॥ ૬ ॥
જા ઘરસે જીવ આવીઆ, સો ઘર સેજે પાયા
ઊલટ સમાયા આપમે, અનહદ લક્ષ લાયા ॥ ૭ ॥
જાગ્રત સુપન સુસુપતી, તુર્યાસે ન્યારા
સકલાતીત સબમેં વસે, સોઇ સદ્ગુરૂ હમારા ॥ ૮ ॥
સો ઘર-લીજે પહીચાનકે, જમકુ દંડન ભરના
જુગ સુખ હે દીન ચારકા, કાયકું પચી મરના ॥ ૯ ॥
સત સંગે આપા મીટા, મીટા ભારણ્ ભારી
રવીદાસ ચરણે ભાણ કે, નીજ વસ્તુ વીચારી ॥ ૧૦ ॥

———:o:———

પદ ૧૧૮

તન માંહી નીજ તત્વ હે, દેખે કોઇ પુરા
તાથેઇ તાથેઇ હોઇ રહ્યા, બાજે અનહદ તુરા ॥ ટેક ॥
મુળ મંત્ર આરાધીએ, શીવ શકિતકા મેળા
જીવ બ્રહ્મ ન્યારા નહી, મન પવન હુવા ભેળા ॥ ૧ ॥

મન પવન ભેળા હુવા, બ્રહ્મ સાગરકે માંહી
બાજા બાજે ગેબકા, પણ દીસત નાહી ॥ ૨ ॥
પ્રેમ દોર કોઇ ચઢ ચલે, ગુરૂ શબ્દ નીશાણી
રૂપ રેખ ઊન ઘર નહી, નહી વેદ અરૂ વાણી ॥ ૩ ॥
જપ તપ તીરથ ત્યાં નહી, નહી સેવાને પુજા
એક અકેલા રામ હે, અવર દેવન દુજા ॥ ૪ ॥
ચંદ નાહી સુરજ નહી, નહી ધુપ નહી છાંયા
પવન નહી પાણી નહી, નહી કાયા ને માયા ॥ ૫ ॥
ધરણ નહી આકાશ નહી, નહીં દીવસ ને રાતી
અલખ પુરૂષ પરકાશીયા, નહી દીવો ને બાતી ॥ ૬ ॥
એસા કોન જોગેશ્વરા, વાકા રૂપ લખાવે
બાજા બાજે ગેબકા, ત્યાં જાઇ સુરત લગાવે ॥ ૭ ॥
અકથ કહાણી રામકી, કથનીસે ન્યારી
આપે આપ ઉપજ્યા આપસે, એસી જુગત સમારી ॥ ૮ ॥
માપ થાપ કછુએ નહી, એસા તોલ અતોલા
રવીદાસ ભાણ પ્રસાદે, વસ્તુ પરગટ બોલા ॥ ૯ ॥

———:o:———

### પદ ૧૧૯ કાફી આશા ગોડી

સંતો કરડા જ્ઞાન હમારા, કહે સુને કછુ કામ ન આવે
ગ્રહે સો સંતો ઊતરે પારા ॥ ટેક ॥
કથની કથે ને કરે ચતુરાઇ, અંતર કરે ન વીચારા
ભેખ ધર્યો પણ બ્રહ્મ ન ચીન્યા, દીન દીન બઢયા અહંકારા ॥ ૧ ॥
માલા તીલક લઇ કરમે સુમરણી, અંતર ધ્યાન ન લાયા
હું હું કરત હડકાયા કુત્તા, કહે ભાઇ તેં કયા ત્યાગ્યા ॥ ૨ ॥
જગત કરે સો તુંહી કરત હે; એક કીની અધીકાઇ
માળા તીલક છાપ સુરમણી, જગત ખાયા ફુસલાઇ ॥ ૩ ॥
બળ દીખલાઇ લજાયા બાના, કપટ કલેજા માંહી
રોમ રોમકી રામ જાનત હે, બાહેર કરત બડાઇ ॥ ૪ ॥
પાખંડ ભકિતસે પ્રભુ નહી રીઝે, ગુરૂ કાચા મત જાણો
રવીદાસ રમતા રામ પીછાન્યા, સદ ગુરૂ મલીઆ ભાણો ॥ ૫ ॥

———:o:———

### પદ ૧૨૦ આશા ગોડી

સંતો ગુરૂ ગમ લહે સો જ્ઞાની, અંતર પ્રેમ ઊજાગર અનભે,
જાકી નીશ્ચલબાની ॥ સંતો ॥ ટેક
ચંચલ મારી નીશ્ચળ હોઇ બેઠા, નીરમળ હોઇ સમાધી
શીલ સંતોષ રહે સમધારણ, વસ્તુ અગોચર લાધી ॥ સંતો ॥ ૧ ॥

નાભી બેઠ ગગન ઘર જાવે, આઠ પહોર આનંદા
ચલે પાધરે પશ્ચીમ મારગ, મીલાવે સુરજ ચંદા ॥ સંતો ॥ ૨ ॥
શશી સુરમે સુર શશીમે, અણુ સારે ઊલટાવે .
નીરખે પલપલ નુર નીરંતર, અનહદ નાદ બજાવે ॥ ૩ ॥
રહે અડોલા બોલે અબોલા, જાણુ પણા જલ જાઇ
કહે રવીરામ વીરલા સંસારા, ઊલટા કાળકું ખાઇ ॥ સંતો ॥ ૪ ॥

———:o:———

## પદ ૧૨૧ આશા ગોડી

સંતો માયા મુજો નાડી, વીના વીચાર સકલ જગ ભુલ્યા,
જ્ઞાન વીના ગુચવાઇ ॥ સંતો ॥ ટેક
માયા માયા સીધ સાધ પુકારે, અચરજ એજ કહાવે
ભોરીંગ જેસા સીંધરા ભોંયપર, દેખો એ ફીસવીધ ખાઇ ॥ સંતો ॥ ૧ ॥
માટી કેરા બના માળીઆ, ચીતર્યો વાઘ ચીતારે
એસો ભ્રમ દેખી જીવ ભટકયા, વાઘ એ ફીસ વીધ મારે ॥ સતો ॥ ૨ ॥
ખેતર બડા બીના રખવાલા, ઓડા ઊભા કીના
અકલ બીના ઓડા નહી ઓળખ્યા, દેખત હરણા બીના ॥ સંતો ॥ ૩ ॥
માયા નીંદ સ્વપ્નાહી જેસી, બીન ગુરૂ ગમ અંધીઆરા
કહે રવી રામ ચેતન જબ જાગ્યા, ભયા બ્રહ્મ ઊજીઆરા ॥ સંતો ॥ ૪ ॥

———:o:———

## પદ ૧૨૨ આસા ગોડી

સંતો રમતા રામ હમારા, જીહાં ઠેરાવું ત્યાં હરી નાહી,
એસા અપરંપારા ॥ સંતો ॥ ટેક ॥
કોઇ કહેત હે નાભી નીરંજન, કોઇ કહે હૃદય પ્રકાશા
કોઇ કહે નાશાકી અગ્રે, કોઇ કહે ભ્રકુટી વાસા ॥ સંતો ॥ ૧ ॥
કોઇ કહેત હે દશમે દ્વારે, દ્વાદશમેં દરશાવે
કોઇ કહે નેન ઝરૂખે, અકલ કળ્યા કયું જાવે ॥ સંતો ॥ ૨
અનભે કથે અપને અનુમાન, સુન ભડકામે ભુલ્યા
કર્તવ્ય જોગ માંહી ગુંચવાયા, પાયા નહી નીજ મુલા ॥ સંતો ॥ ૩
રોમ રોમમેં અનંત બ્રહ્માંડા, રગ રગમાં રહી બોલે
આપા ખોયા તબ આપ પારસમણુ, ખબર વીના દુર ખોળે ॥ સંતો ॥ ૪
નીરાધાર નીલેંપ નીરંજન, લેખા વીના અલેખા
રવીદાસ સાન ગ્રહી ગુરૂકી, જયુંકા ત્યું હરી પેખા ॥ સંતો ॥ ૫

પદ ૧૨૩ **આસ ગોડી**

મનરે રામ ભકિત કર સાચી, સદ ગુરૂ સંત ઓર રામ ભજન વીન
તબ લગ મતી સબ કાચી ॥ મનરે ॥ ટેક ॥
જોગી જંગમ સેવડા થાકે, જીવ જીવ કરી રહ્યા હારી
સન્યાસી દરવેશ હી હારે, વાકો ન ચડી પ્રેમ ખુમારી ॥ મનરે ॥ ૧
જ્ઞાન કથંતા જ્ઞાની અલસાયે, પ્રકૃતીએ પછાર્યાં
ધ્યાન ધરતા ધ્યાની અલસાયે, લીના સીર પર ભારા ॥ મનરે ॥ ૨
બ્રહ્મ કથંતા બ્રહ્મ જ્ઞાની થકીઆ, બાંધ્યા જુદા અખારા
એક કહે પણ દેતન છુટે, વર્તમાન માંહી હાર્યાં ॥ મનરે ॥ ૩
કાજી મુલ્લા ઓલીઆ અલસાયે, પંડીત પઢતે પુરાના
કાવ્ય કવીત કહી કવી અલસાયે, દાતા થકયા અભીમાના ॥ મનરે ॥ ૪
જહાં અદ્વૈત તહાં દ્વૈતન ભાસે, સો સંત કહીએ શુરા
કહે રવીદાસ દ્રષ્ટ સમાન, રમતા રામ ભરપુરા ॥ મંનરે ॥ ૫

———:o:———

પદ ૧૨૪ **આશા ગોડી**

સંતો સબહીસે રહે સુથા, વાંકા ચુકા મટીઆ વીચેથી
કયાંહી ન દેખ્યા દુથા ॥ સંતો ॥ ટેક ॥
શહેર જીહાં ચોરકા વાસા, પલ પલ ખાતર પાડે
નહી શહેર ત્યાં ચોર ન ઢુકે, ટકીએ ધોળે દહાડે ॥ ૧ ॥
ધોળે દહાડે વીચે વોહ ઊંડા, વીના સુરતહી ચાલે
આગળ જાતાં તે અંતરાયે, ખાડા ખેંચો ખાલે ॥ ૨ ॥
જ્ઞાન ખાડો જ્ઞાનસે બુઝે, અનભે ટાળે આંટા
સમ દ્રષ્ટીસે કરે બરોબર, ન રહે ચોર નરાટા ॥ ૩ ॥
બે શીકરાઇ રહે સુરત નીરંતર, એસા કોઇ સંતા
કહે રવીદાસ સો સકળ ગુરૂં જ્ઞાની, જાકી કલા અનંતા ॥ ૪ ॥

———:o:———

પદ ૧૨૫ **આશા ગોડી**

સંતો ધોખા બડા ધુતારા, ધોખા આયા તબ ધીરપ નાઠી
ઊઠા તબ અહંકારા ॥ સંતો ॥ ટેક ॥
દુબ્ધા આઇ દીલમાં દઝાડે, ઇર્ખા આંખ્યું કાઢે
કુમતી આઇ કરે કકરાના, કાળ હાથ પછાડે ॥ ૧ ॥
શોક આય કરસે હરકુ ઘેરે, હરખ કરાવે હાંસી
મોહ આયકર કરે મર્દના. કુબુદ્ધી પાડે ચોરાશી ॥ ૨ ॥

અવગુણ વચે અંતરાય કરીયા, પ્રકૃતીયેં વાળ્યા વાડા
સવળા સામા અવળા બોલે, હરી ભકતસે આડા ॥ ૩ ॥
ઘોખો ને સાંસો બેઊ બંધુ, દેખે સરખે સરખા
ભુંડી ભોચે જઇને ભડ બેઠા, કરે નરનકા ભરખા ॥ ૪ ॥
સદ ગુરૂ શબ્દે ધ્યાન લગાવે, ઊલટા ધોખાકું ધુતા
કહે રવીદાસ આતમ એક દર્શે, સો સદ્ગુરૂકા સપુતા ॥ ૫ ॥

———:o:———

## પદ ૧૨૬ આશા ગોડી

સંતો આછા જ્ઞાન અર્થાઇ, દયા વીના અચેત અભાગી,
પ્રતીત વીના પ્રલે જાઇ ॥ સંતો ॥ ટેક ॥
રામ રામ હીંદુ પોકારે, મુસલમાન રહેમાના
દોનુંકુરે દયા દીલ નાહી, સાહેબ નહી મહેરબાના ॥ સંતો ॥ ૧ ॥
મચ્છી માર જીવ બહોતે મારે, મુખસે કહેવે રામા
હણ્યા સોઇ હણેગા તોકું, નરક વીના નહી ઠામા ॥ સંતો ॥ ૨ ॥
રામ કહ્યા તો કહા ભયો ભાઇ, એતો કુલકી રીતા
રામ રામ સમર્યા અવતર્યા જમરા, હદે નહી પરતીતા ॥ સંતો ॥ ૩ ॥
દેખત જીવ કોટી સંહારે, કસાઇ કરત હે કરમા
પંચ મુરગી કરી લે ઝબે, તો સાચા હે કલમા ॥ સંતો ॥ ૪ ॥
કર્મ ભર્મ ઓર દેવી દેવતા, છાંડે કુલ વહેવારા
બોલન હારા સો પરમાતમ, પકડે તો ઊતરે પારા ॥ સંતો ॥ ૫ ॥
અપને આતમ જેસા સબકું જાને, દયા ભાવ સુખ શાંતી
કહે રવીદાસ સો પુરણ બ્રહ્મ સ્વામી, નવનીત જરેન છાતી ॥ સંતો ॥ ૬ ॥

———:o:———

## પદ ૧૨૭ આશા ગોડી

સંતો પંડ ખોજ્યા વીના પાખંડા, ભરમ કરમ માંહી જીવ ભુલ્યા,
ભટકત ફીરે બ્રહ્માંડા ॥ સંતો ॥ ટેક ॥
કોઇ શાલગ્રામકું સેવે, શીલા મુર્તીં ચીત લાવે
સાર દાલ ધર લે આગે, પાખંડ કીસ વીધ ખાવે ॥ સંતો ॥ ૧ ॥
પાખાણ માંહેથી પરમાતમ પ્રગટે, જો પરતીત આણી પુંજે
આન આસરા અંતઃ કરણમેં, અંધે કું કયાહી ન સુઝે ॥ સંતો ॥ ૨ ॥
જંત્ર મંત્ર કરે કામણ ટુમણ, વલ શાલગ્રામકું સેવે
ચૌદશકે દીન બાકલા બાફે, ભુતોંકા મુખમેં દેવે ॥ સંતો ॥ ૩ ॥
એસે ભકિત ન હોઇ અભાગી, મલીન વીદ્યા મન માંહી
માળા તીલક ધરી ભેખ લજાયા, અંતે નરકે જાઇ ॥ સંતો ॥ ૪ ॥

ટીકા ધરી સીતારામ કહત હે, કાલ ભૈરવસે પ્રીતી
મુર્તી માંડીને ઘંટા બજાવે, પ્રભુસે નહી પરતીતી ॥ સંતો ॥ ૫ ॥
છલ બલ ભેદ છોડદે ભાઇ, છોડો ભુત બલાઇ
કહે રવી રામ એક રામ નામ ગ્રહો, ઓર થોથા દેહો જલાઇ ॥ સંતો ॥ ૬ ॥

———:o:———

પદ ૧૨૮ આશા ગોડી

સંતો નામ શબ્દ નામ રાજા, મુખસે કહું તો કોઇ ન માને,
સબહી નામકા સાજા ॥ સંતો ॥ ટેક ॥
દશ અવતાર લીના સબ નામે, કારણ ભકિત કાજા
એક પલક મેં સબહી હુવા, જબ ઊઠયા મુળ અવાજા ॥ ૧ ॥
નામ કું પકડે તો પાર પહોચતહે, એસા નામકા આજા
હલન ચલન સબહે નામકા, રામ સમુદ્ર નાઝા ॥ ૨ ॥
રહે માઝામે નીરાળા ખેલે, તીન લોક પર હે અવાજા
કરડી કમાન ચડી હે નામકી, ભરમ કરમ ભે ભાજા ॥ ૪ ॥
અટલ છત્ર સીંહાસન નામકા, બાજે અનહદ બાજા
નામ પુતળા અખંડ નુર હે, અનંત રવી ચંદ લાજા ॥ ૫ ॥
આવું ન જાનું ન કરૂં વહેવારા, રામ રાજા રામ પ્રજા
રવીદાસ રમતા રામ કબીરા, નહી મુવા નહી સરજા ॥ ૬ ॥

———:o:———

પદ ૧૨૯ આશા ગોડી

સંતો હમ ભેદીકે ભેદી, જુઠા જ્ઞાન કથત હે વેદી ॥ સંતો ॥ ટેક ॥
ખટ શાસ્ત્રકા મતાહે જુદા, બોલે ન્યારા ન્યારા
ગુ ગળા જ્ઞાનમેં ગુણી ગુથાયા, અંતર રહ્યાં ઊંધારા ॥ સંતો ॥ ૧ ॥
કોઇ સંકૃત કોઇ પ્રાકૃત વખાણે, વચને વાડા વાળે
સમજ્યા વીના કરે સંવાદા, સબહી ગ્યેર્યાં કાળે ॥ સંતો ॥ ૨ ॥
સરગુણ કહે શ્રી કૃષ્ણ પુરન હે, નીગુંણ કહે નીર્વાણા
એહી સંસારમે સબ જુગ ભુલ્યા, ડુબ મુવા અભીમાના ॥ સંતો ॥ ૩ ॥
સરગુણ સરૂપી સેવા વખાણે, નીરગુણી સુન ઠેરાવે
નીરંતર રમતા રામ જાણ્યા વીન, દોનુ રીતાં જાવે ॥ સંતો ॥ ૪ ॥
સરગુણ નીરગુણ ઘર હે ન્યારા, સો અસ્થીર ઘર હમારા
કહે રવીદાસ આપકું બુઝે, સો સદગુરૂકા પ્યારા ॥ સંતો ॥ ૫ ॥

પદ ૧૩૦ આશા ગોડી

અબ મોંહે લાગી અખંડ ધર તાળા, સેહજહી લંન ભયા એકીન
દેખ્યા નીરંતર ભારી ॥ અબ ॥ ટેક ॥
ધરન અકાશા કછુબી નાહી, સુનકારસે સબી મેળા
ચંદ્ર સુરજકી કોન બસાની, એસા નીરાળા ખેલા ॥ સંતો ॥ ૧ ॥
અનંત કરોડ અપને અનુ માના, આંટીમાં જઇ અટકયા
સુનકા ઊપર શહેર ન સુન્યા, આવે જાવે મારે ભટકા ॥ સતો ॥ ૨ ॥
જ્ઞાની બી સટકયા ધ્યાની બી અટકયા, અટકયા અધ્યાત્મ જોગી
ગુરૂબી અટકયા ચેલાબી અટકયા, અટકયા વૈકુંઠ ભોગી ॥ અબ ॥ ૩ ॥
બડે બડે પાખરીયા અટકે, અટકે સામત સરદારા
રવીદાસ રમતા રામ કબીરા, સોહે નીરાલંબ ન્યારા ॥ અબ ॥ ૪ ॥

:o:

પદ ૧૩૧ આશા ગોડી

મંનરે હરીસે સંત જન મોટા, દરસન કરે અનેક પ્રાણી
ચરના પરશે તીરથ કોટા ॥ મનરે ॥ ટેક ॥
હરીકું ચાર ભુજા સબ કહેવે, કરે વેદ પુરાણ વખાના
સાધુ આવાગમન મીટાવે, ઊનકા નહી ઊન માના ॥ મનરે ॥ ૧ ॥
ગોવીંદ પરસન હોવે જબહી, દેવે સાયુજ મુક્તી
સાધુ મીલે જબ સબ દુખ મેટે, આપે અંખડ ભકતી ॥ મનરે ॥ ૨ ॥
પુરૂશોતમ પ્રસન્ન હોઇ જબહી, વૈકુંઠ લોક હોય વસના
અનંત વૈકુંઠકા ઊપર હે પરમ પદ, પામે સંતકે દર્શના ॥ મનરે ॥ ૩ ॥
સંત હમારા સદ ગુરૂ સ્વામી, હમ સંતનકે દાસા
નારદ પ્રત્યે કહે નારાયણ, શ્રીમુખ વચન પ્રકાશા ॥ મનરે ॥ ૪ ॥
ગુરૂ પ્રસાદ સંતકી સંગતે, લખ લીયા રમતા રામા
રવીદાસ હરી જન દાસકા દાસા, સંત મેરા સત નામા ॥ મનરે ॥ ૫ ॥

:o:

પદ ૧૩૨ આશા ગોડી

સતો નીરગુણકી ગત ન્યારી, સમસ્યાહે સતગુરૂકી એસી,
સમજે તો સુખ કારી ॥ સંતો ॥ ટેક ॥
અડસઠ તીરથ ફરી ઘેર આવે, એહી ઊનંકુ પ્યારી
પ્રીત વીના પાલવ તજી બેસે, મળે નહી મુરારી ॥ સંતો ॥ ૧ ॥
જોગી જતી તપસી સંન્યાસી, રહ્યા ધ્યાનમાં ધારી
ફળ મીઠા કેને હાથ ન આવે, ગયા હંગામાં હારી ॥ સંતો ॥ ૨ ॥
સપ્ત પાતાળ એકીસ બ્રહ્માંડા, રહ્યા સો રામ પુકારી
સદ ગુરૂ નામ પ્રતાપ વીના ભાઇ, ભેદ સમજવો ભારી ॥ સંતો ॥ ૩ ॥

કહે રવીરામ ગુરૂ ભાણ પ્રતાપે સુઇ રહ્યા સંસારી
જાગ્યા સો નર જગમાં જીત્યા, પ્રેમ પીયુ ગત પ્યારી ॥ સંતો ॥ ૪ ॥

—:o:—

પદ ૧૩૩ **આશા ગોડી**

સંતો મુનીવર મન સમઝાયા, સમજી ચાલ્યા શબ્દ સદગુરૂકા,
પરી બ્રહ્મકું પાયા ॥ સંતો ॥ ટેક ॥
પાંચકુ માર પચીસકું પકડા, કામરૂ ક્રોધ હઠાયા
હદ બેહદ અનહદ ગતી આવી, કરમ વીનાની કાયા ॥ સંતો ॥ ૧ ॥
કરમ ભરમકી ભ્રમણા ભાગી, લાલનસે લેહ લાયા
અવળા હે સો સવળા કીંના, લખીયા ફીર લખાયા ॥ સંતો ॥ ૨ ॥
સુરતા સાંધી ચલ્યા આકાશી, અનહદ નાદ બજાયા
આદી હતા સો અંતહી પાયા, રૂપમે રૂપ સમાયા ॥ સંતો ॥ ૩ ॥
સપ્તમ વેદમે સુરતા પહોંચી, બાવન બાર બુઝાયા
કહે રવીરામ ભાણ પ્રતાપે, જનમ મરણ મે નાયા ॥ સંતો ॥ ૪ ॥

—:o:—

પદ ૧૩૪ **આશ ગોડી**

સંતો બુઝે બાવન બારા, જાંકે હદે ગુરૂ ગમ પ્રગટે,
સો ખેલે ચોધારા ॥ સંતો ॥ ટેક ॥
પાંચ પચીસ પરીબ્રહ્મસે ઊપજે, સ્યાના સમજી જાવે
સોઇ દીસે સોઇ રમે એકલા, આપે નાવ ચલાવે ॥ સંતો ॥ ૧ ॥
નયન કમળસે નીરખ્યા નટવર, ખોલ્યા કર્મ કપાટા
દીલમે દર્શ દેવ નીરંતર, નકરા હુવા નીરાટા ॥ સંતો ॥ ૨ ॥
અકુળ કળા કલવામે નાવે, અનુભવી એને બુઝે
ઓહં સોહં શબ્દ ઓળખો, ચૌદ લોક તો સુઝે ॥ સંતો ॥ ૩ ॥
ઝલકત જ્યોતી નુર અપારા, મનવા તીહાં મીલાયા
કહે રવીરામ ભાણ પ્રતાપે, અજર અમર પદ પાયા ॥ સંતો ॥ ૪ ॥

—:o:—

પદ ૧૩૫ **રાગ ફેર**

અસમાનસે મન લાગ્યો, ઊડી અસમાન સે ॥ ટેક ॥
ભમરા હોકે ભણ ભણુ કીયા, કમળ કીયા ગુંજાર
આદ અંત નહી જાગ્યા તો, વાસ લીયા રણું કાર ॥ ૧ ॥
નુરત સુરત અટકાઇ લે, બાજે અનહદ તુર
ઝણુણ માંહી હુવા ઝણકારા, વરસે નીરમલ નુરા ॥ ૨ ॥

અબ મન બ્રહ્મજળ હોઇ રહ્યા, સેજે ભયા લવલીન
અબ વીછડા વીછડે નહી; જેસે જલમે મીન ॥ ૩ ॥
સદ ગુરૂ ભાણ પ્રસાદસે, ભયા પરમ પ્રકાશ
દીતીયા કોઇ દીસે નહી, ઘટોઘટ બ્રહ્મ રવીદાસ ॥ ૪ ॥

———:o:———

પદ ૧૩૬ રાગ કેર

કાયા કોટ લીયા ગદ બંકારે, ॥ કાયા કોટ ॥ ટેક ॥
જ્ઞાન વેરાગકી ફોજા ચડીયાં, સદ ગુરૂ શબ્દ સુનાયા
નેજા રોપ્યા નામકા તો, ચૌદીશ ડેરા લઇ દીયા ॥ ૧ ॥
તુરત સુરતની નાળો તુધી, પ્રેમ પલીતા કીયા
ગોળા છુટયા જ્ઞાનકા તો, શહેર સુંસરવાગીઆ ॥ ૨ ॥
પંચ ચોર માંહી પચીસ પ્રકૃતી, ઉનકુ પકડી લીયા
પકડયા નગરકા રાજીઆ તો, વાકુ નેવળમે દીયા ॥ ૩ ॥
પાંચ ઉમરાવ મારીયા, શહેર ધ્રુજી રીયા
રવીદાસ જમકા ભે મીટયા, શહેર સાંયાકુ દીયા ॥ ૪ ॥

———:o:———

પદ.૧૩૭ રાગ જેજેવંતીની ચાલ

કયા કીસીસે કામ, અપના દીલ સમઝાના ॥ ટેક ॥
કયા લઇ આયા કયા લઇ જાયગા; જપો નીરંતર જાપ ॥ અપના ॥ ૧ ॥
સદગુરૂ સાહેબ કહત પુકારી, હજુ ના ખુલ્યો તેરો કાન ,, ॥ ૨ ॥
ત્રીવેણી સંગમ તાર મીલાયા, અનહદ ગુડયા નીશાન ,, ॥ ૩ ॥
કહે રવીરામ ગુરૂ ભાણ પ્રતાપે, ભીતર પ્રગટયા ભાન ,, ॥ ૪ ॥

———:o:———

પદ ૧૩૮ રાગ મલાર

હંસા માન સરોવરા, નીશદીન વાસો કરના
અણ વીંધ્યા મોતી ચારો ચુગે, વીંધ્યા ચાંચન ધરના ॥ ટેક ॥
લાલ રહે દરીઆવમે , શીર સાટે લેણા
કાલજ લાગ્યા કંપને, એસા મારગ ઝીણા ॥ ૧ ॥
માન સરોવર પ્રેમ હે, માંહી હરીજળ ભરીઆ
કોઇ કોઇ સાધુ હંસ હે, જાકી ઉત્તમ કરીઆ ॥ ૨ ॥
બગલા ધ્યાન લગાય કે, ધીરે પાંવ ઉઠાવે
મન મેલા તન ઉજળા, મછલીઆં ગટકાવે ॥ ૩ ॥
છીલર દેખીરે રાચહી, એ બગલનકી જાતી
હંસા બગા નહી એક હે, વાકી જુજવી ભાતી ॥ ૪ ॥

હંસકા ટોળા નહી, કોટીનમે કોઇ
બગલા ઠોર ઠોરે રહે, ઉજવળ વર્ણ વીગોઇ ॥ ૫ ॥
હંસ પડે મર લંઘના, મોતી વીન ચાંચ ન ખોલે
માન સરોવર ઘર કરે, કુવા વાવ ન ડોલે ॥ ૬ ॥
મન હંસા મોતી ચુગે, બગ મછલીકા ચારા
હંસ બગા કયું એક હે, લાજે બીરદ હમારા ॥ ૭ ॥
સાકુટ બગલા બાપડા, જાકુ હરી કથા ન ભાવે
હરીજન હંસદશા ગ્રહે, હરી, હીરા પાવે ॥ ૮ ॥
સુરત ધરો વાદેશમેં, જ્યાં હંસકા વાસા
રવીદાસ ભાણ પ્રસાદસે, હીલ મીલ કરો વીલાસા ॥ ૯ ॥

———:o:———

પદ ૧૩૯ રાગ ફેર

એક વરખડી ભાળી નહી પાન ને ડાલી
વેલો મુળ વીના અધર ભયો
આકાશથી આધેરૂં ચાલતાં, ફુલ વીન એક ફળ થયો ॥ ટેક ॥
ફળ નામ અમર ટળે તમર, દેખતામેં દીલ ઠરે
સદગુરૂ મળેને સત પાળે, ભવસાગર સેજે તરે ॥ ૧ ॥
શીવે પારવતી પાળી; ફળ ન શકયા ગાળી, બ્રહ્મા બ્રહ્માણીને ભુલીયા
વીષ્ણુ થઇ લક્ષ્મી વર્યાં, ફળ અધરના અધર રહ્યાં ॥ ૨ ॥
ફળ કબીરે ગ્રહ્યાં, સુખદેવે લહ્યાં, જેના જસ માતમ જુગમે રહ્યા
ગુરૂ ભાણ દેવે ભેદ બતાયા, રવીદાસ અમર થઇ રહ્યા ॥ ૩ ॥

———:o:———

પદ ૧૪૦

સલંગ સુતર સેલડો, એમાંજ જે કોઇ આવીને ભદયા
અકુળ પુરૂષ તેજ કહાવે, કોઇના નવ જાએ કલ્યા ॥ ટેક ॥
તેણે મન પ્રમોદ્યો પંડ સોધ્યો, તાળી લાગી ત્રીકુટીમાં
તેને જ્યોત જાગીને છોત ભાગી, તે સાધુ નપડે સંકટમાં ॥ ૧ ॥
જેને મટીયા ફેલા સમીયા ઝેલા, ભેદ પાયા ગુરૂતણા
સમ દ્રષ્ટી ગુરૂ શબ્દે આવી, મુળ ગ્રહી ન રહી મણા ॥ ૨ ॥
જેને અનભે તખત નીશાન ગડીયા, સુરતા ઇંડ ફોડ ચલી
રવીદાસ રમતા રામ માંહી, માલમ થઇને માંહી મળી ॥ ૩ ॥
સમજાય નહી બોલ્યુ ત્રણ ભુવન પહોળુ એવુ પંખ વીના પંખી ભમે,
બે બચ્ચા તેની ગોદમાં, લઇ અધરનું અધર રમે
થાન વીના જેને દુધ ઝરે, મુખ વીના બચ્ચા પીએ
જે ઝીણા તેની જુગત જાણે, મોટા, દેખીને બીએ ॥ ૧ ॥

એવાં ગુંગા બચ્ચાં દુધે રચ્યાં, ગાયસું વળુધીયાં
ચૌદ ભુવનમાંહી વાસ કરીને, કોઇક વીરલે શોધીયા ॥ ૨ ॥
એવી ગોરી ગાય રૂપ વર્ણી, ગગનમાં ગુપ્ત રહે
જાણુસે તે માણુસે, રવીદાસ ગુરૂ શબ્દે લહે ॥ ૩ ॥

———:—:———

પદ ૧૪૧ રાગ ગોડી

નીરગુણકી ગત ન્યારી, સંતો નીરગુણકી ગત ન્યારી
રામ રહ્યા હે સતગુરૂકી ઓથે, સમઝે તો સુખકારી ॥ સંતો ॥ ટેક ॥
અડસઠ તીરથ કરી ઘેર આવે, એહી ઇનુંકી યારી
પ્રીત વીના વાલપ તજી બેસો, મળે નહી મોરારી ॥ સંતો ॥ ૧ ॥
જોગી જતી તપી સંન્યાસી, રહ્યા ધ્યાનમાં ધારી
ફળ મીઠા કોને હાથ ન આવે, ગયાહે હઈયામાં હારી ॥ સંતો ॥ ૨ ॥
સપ્ત પાતાળ એક વીસ બ્રહ્માંડા, રહ્યા સો રામ પોકારી
સતગુરૂ નામ પ્રતાપ વીના ભાઇ, ભેદ સમઝવો ભારી ॥ સંતો ॥ ૩ ॥
જાગ્યા સોનર જુગમાં જીયા, પ્રેમ પીયુ ગત ન્યારી
કહે રવીરામ ગુરૂ ભાણ પ્રતાપે, સુઇ રહ્યા સંસારી ॥ સંતો ॥ ૪ ॥

———:o:———

પદ ૧૪૨ ગોડી

ઠાલા થોથા ખાય ગોથાં, મન વીના મેરમ જપે
દલ વચે દુબધા નાહી સુગધા, કાળ માંહી નીશ દીન ખપે ॥ ટેક ॥
પછી કરે ટીલાં લીલા પીલાં, છાપ લઇને અંગ છપે
પુસ્તક સહીત ગાય ગીતા, સંત દેખીને લપે ॥ ૧ ॥
ગુરૂ શબ્દ લોપીત અધમ ઓપીત, કામ ઇંદ્રી સંગ તપે
મહા નદીમે ખાય ઝકોળા, માયા દેખીને ધપે ॥ ૨ ॥
એવા બાહેર નીરા ભીતર મીરા, સંસારને ચલવે તપે
રવીદાસ કહે એવા અલીલ અંધા, જુગે જુગ નરકે પડે ॥ ૩ ॥

———:—:———

પદ ૧૪૩ ગોડી કલ્યાણ

હમ પરદેશી પંખી સાધુ, આરે દેશકે નાહી
આરે દેશકે જીવ અભાગી, પલ પલમેં પરલાહી ॥ હમ ॥ ટેક ॥
પાંવ વીના ચલના ચાંચ વીના ચુગના, પંખ વીના ઊડ જાઇ
બીના સુરતકી નુરત હમારી, અનલન પહોંચે ત્યાંઇ ॥ હમ ॥ ૧ ॥
આઠો પહોર અધર રહે આસન, કબહુ ન ઊતરે આની
જ્ઞાની ધ્યાની વીજ્ઞાની થક ગયે, એસી અકથ કહાની ॥ હમ ॥ ૨ ॥

છાંયે બેસું તો અગ્ની વ્યાપે, ધુપે બહુત સીતલાઇ
છાંયા ધુપસે સદ ગુરૂ ન્યારા, હમ હે સદ ગુરૂ માહી ॥ હમ ॥ ૩ ॥
નીરગુણ રૂપ હમારા સાધુ, સરગુણ નામ ધરાઇ
કહે રવીરામ નીરંતર વાસા, સબ ઘટ ઝલકે જાઇ ॥ હમ ॥ ૪ ॥

:o:

પદ ૧૪૪ ગોડી

શાને માટે શરમ કરો છો, લ્યોને હરીગુણ ગાઇ
અનભે શબ્દ સત ગુરૂ કેરા, ઓર સબે બકવાઇ ॥ શાને ॥ ટેક ॥
કુટુંબ કબીલો જુઠો પસારો, માત પીતા સુત ભાઇ
ઝોકડી બુંદ ઊસકા પાણી, એસી જગત સગાઇ ॥ શાને ॥ ૧ ॥
આરે સંસાર સમુદર ખારો, દેખત ડુબકી ખાઇ
નામ સ્વરૂપી નાવ ગુરૂકો, વામે બેઠો જાઇ ॥ શાને ॥ ૨ ॥
ખેવણ હારા સંત ખેવટીઆ, મલી એસી સંધ આઇ
એક પલકમેં પાર પહુંચાવે, કર્મ બંધન છોડાઇ ॥ શાને ॥ ૩ ॥
આરે કાયા જાણો કાચનો કુપો, વણસત વેર ન લાઇ
કહે રવીરામ ભજન કર રામનું, એક તાર ચીત ભાઇ ॥ શાને ॥ ૪ ॥

:o:

પદ ૧૪૫ ગોડી

માયા છે આ મહા પ્રભુની હરી ગુરૂ સંતને સુપોરે
સંત સેવતાં કારજ સીધે, રમતા રામે ચીત રોપોરે ॥ ટેક ॥
કબીરે સંતને સેવ્યા ચીત લાઇ, શાહ સીકંદર કોપ્યોરે
જળે ન ડુબ્યા અગ્નીએન બાળ્યાં, વેદ શાસ્ત્ર મત લોપોરે ॥ ૧ ॥
ધના જાટે લીધી સંત સેવા, પીપે ઘટ ઘટ પુજ્યારે
હરી ગુરૂ સંત એક કરી જાણ્યા, આતમ ન જાણ્યા દુજારે ॥ ૨ ॥
રોહીદાસે સદગુરૂ સેવ્યા, બ્રાહ્મણે શાલીગ્રામારે
રાજ દ્વારે રામ ભજંતા, સન્મુખ આવ્યા પ્રભુ સામારે ॥ ૩ ॥
રામ ચંદ્રે સદગુરૂ સંત સેવ્યા, લીયા આતમ નીજ ભેવારે
શીવ બ્રહ્મા ઇંદ્રાદીક સરખા, કૃષ્ણે ગુરૂ સંત સેવ્યારે ॥ ૪ ॥
મન બુદ્ધી ચીત અહંકાર તજી, ગ્રહો સદગુરૂ સંતકા ચરણારે
રવીદાસ મન મહાપદ સમ્યા, જેના મટી ગયા આવાગમનારે ॥ ૫ ॥

:o:

પદ ૧૪૬ ધોળ રાગ ફેર

મન માન્યા હરે મન માન્યા, આનંદ કારી સંતસે મન માન્યા ॥ ટેક ॥
પ્રેમ સનેહી સંત ભેટીઆરે, તન મન દીના વીહાય
જનમ જનમ કા અંક મેટીઆ, પલમે કીયા દેદાર રે ॥ ૧ ॥

પલંગ બીછાયા પ્રેમકા, તાપર આપ બેઠાયે
નેણા ભરી ભરી નીરખીયા, હૈડે હરખ ન માયરે ॥ ૨ ॥
નીરગુણીયા મન ઊન્મુની, જગસે રૂઠા ફીરતેરે
ગલીત વચન ગરવા ગંભીરા, આવરણ રૂહીત અચંતરે ॥ ૩ ॥
મહેર કરી મોહે મોજ દીયા, નીશ્ચળ બતાયા નામ
સદગુરૂ સંતકી સનંદ ગ્રહી, રવીદાસ પહોંચે નીજ ધામારે ॥ ૪ ॥

———:o:———

## પદ ૧૪૭ કાફી રાગ ધનાશ્રી

સત સંગ કરજોરે સુધ ભાઇ ॥ ટેક ॥
સતગુરૂ શબ્દ વીચાર, દેખદીલ ભીતર માંહી
ભકિત પદારથ સાર, અવર ચીત ધરીઆ નાહી
સાધન સાધી દેખીએરે, પુરૂપ અંગુષ્ટ પ્રમાણ
ભકિત વીના ભાસે નહી, જોગ વેરાગ ને જ્ઞાન ॥ સત સંગ ॥ ૧ ॥
માયાકે આધીન, જોગી વેરાગી જ્ઞાની
દયા દીનતા નાહી, બહોત અતી અભીમાની
દાસ તણા દુર્લભ સદારે, મર્મ ન લહે માનત
રામ રતા મોટા મતારે, ઇંદ્રીજીત કોઈ સંત ॥ સત સંગ ॥ ૨ ॥
માન બડાઇ ધસી, વસી કવી પંડીત માંહી
કથે પઢે અરથાય, બુદ્ધી માયા લપટાહી
એતે માયા ભરમ માંહી રે, દેવ મુની શીરધાર
તપ બળ અહંકૃત આચરે રે, લે લે શીરપર ભાર ॥ સત સંગ ॥ ૩ ॥
મનખા જનમકો લાભ, સેવા સંતનકી કીજે
અરપો તન મન પ્રાણ, શીશ ઊતારી દીજે
ઊષ્ણ શીત વ્યાપે નહીરે, હરખ શોક કા નાશ
ક્ષુધા પીપાસા સેજમારે, હુવા અખંડ પ્રકાશ ॥ સત સંગ ॥ ૪ ॥
અટલ નામ અવીનાશીકા, અટલ નીજદાસ અભંગા
વેદ પુરાણે શાખં હરી, હરીજન એક અંગા
રવીદાસ સદગુરૂ અટલ, અનંત ક્રોડકે પાર
દુર્લભસો સુલભ ભયારે, પાયા અટલ દેદાર ॥ સત સંગ ॥ ૫ ॥

———:o:———

## પદ ૧૪૮ ધનાશ્રી કાફી

ભગવદ ભજીએરે ભ્રમ છાંડ ॥ ટેક ॥
લ્યો સદગુરૂનો શબ્દ, હસ્ત મુસ્તકપર ધારી
ભજીએ સારંગ પાણ, જેમ ચકોર તમારી
પ્રેમ નેમ એમ પાળીએરે, દીપ પતંગ જલ મીન
વીશ્વંભર વસ દાસનેરે, ભકત તણે આધીન ॥ ભગવદ ॥ ૧ ॥

ગોપીનાથ ગોપાળ, ત્રીગુણાતીત ગોવીંદા
મનાતીત મોરાર, મધુ મદ મદન મુકુંદા
પરમાનંદ પરમાતમારે, પુરણ પુરૂશોતમ
સંચીત અનેક જનમનારે, નામે છુટે કરમ ॥ ભગવદ ॥ ૨ ॥
સરવ દેવના દેવ, શીરોમણી દેવ દયાલં
દૈસાદીક દલ દલન, કાળ કેરા મહા કાલં
પ્રગટ હરી પોકારતારે, ત્રીકમની એ ટેક
અજામીલ ઓધારીઓરે, નામે તાર્યા અનેક ॥ ભગવદ ॥ ૩ ॥
શુક સનકાદીક શેષ, નામ ભકતી રંગ રાચ્યા
ધ્રુવ અંબરીશ પ્રેહલાદ, પ્રાણ પ્રતીજ્ઞા સાચા
નારદ હરી ગુણ ગાનમાંરે, મહા મસ્તાના સાધ
બ્રહ્મ પરાયણ પામીયારે, નામે અગાધ અગાધ ॥ ભગવત ॥ ૪ ॥
રામકૃષ્ણ ગોવીંદ, મધુ હરી મુકુંદ મોરારી
ગોપી નાથ ગોપાળ, પુરણ પુરૂશોતમ પ્યારા
શશી સુર દીપક ઇંદુ, ભક્તિ મણી નીજ ઠોર
રવીદાસ વા ચીનીયારે, નામ સત શીર મોર ॥ ભગવત ॥ ૫ ॥

———:o:———

### પદ ૧૪૯ રાગ ધનાશ્રી

રસ રમણની રીતરે, જાણે રસ મગના
દ્રઢ કરી પકડોને; સતગુરૂ સંગના ॥ ૧ ॥
આપાને ઠોર આપરે; આપે હી ખાલ
એ સરવે રસ રામરે, શું કહું કર ઝાલ ॥ ૨ ॥
ગીત ગાઇ ગોવીંદરે, દાખી સહેજ સમાધી
વાસના થઇ દગ્ધરે, સમી સકળ ઊપાધી ॥ ૩ ॥
સંભવ ગયો શરીરનોરે, મ્રગજળ ભ્રમ ભાશા
સરીતા સીંધુમે મલી, રસ મહી રવીદાસાં ॥ ૪ ॥

———:o:———

### પદ ૧૫૦ ધનાશ્રી

બ્રહ્મ રસની પેરેરે, મરજીવા પ્રીછે
જોગી જંગમ શેવડા, અંગે બળકરી ઇચ્છે ॥ ૧ ॥
સુપને નાવે શામરે, કષ્ટે બહું કાયા
પ્રત્યક્ષ પ્રેમને વસ, આવે વણબોલાયા ॥ ૨ ॥

રમે થઇ રસ રૂપરે, તેજ પુંજ પ્રકાશા
નજર આગળ નાથરે, કરે બ્રહ્મ વીલાસા ॥ ૩ ॥
અરસ પરસ થયા એક, વ્રેહ વેદના વામી
ભાણ ચરણ રવીદાસરે, પીયુ મેળે પામી ॥ ૪ ॥

———:—:———

પદ ૧૫૧ ધનાશ્રી

જાણે જાણણુ હરરે, વીદેહની વાતુ
પુરણ થયો પ્રકાશરે, ભુલી ગઇ ભ્રાંતુ ॥ ૧ ॥
ચઊદ લોકના ભોગરે, મટયા સદગુર સાને
સંસાર કેરા સુખરે, તુચ્છ માતર માને ॥ ૨ ॥
સત ચીત આનંદ ઓધરે, પ્રગટયા નીજ પોતે
અંધાર ગયું અલપાઇ, પરમાતમ જોતે ॥ ૩ ॥
નામ રૂપનો નાશરે, અહંતા મળ ટલીઓ
સાકર કંકર રવીદાસરે, બ્રહ્મ સાગર ભરીઓ ॥ ૪ ॥

———:o:———

પદ ૧૫૨ ધનાશ્રી

શબ્દ સતગુરૂ રૂપરે, સતગુરૂ સોઇ વસ્તુ
ઓળખ્યા સત સ્વરૂપરે, જયાંઉદય નહી અસ્તુ ॥ ૧ ॥
પૃથિવ અંબુ તોયરે, પવન નહીં પહોચે
આંકાશથી ઉચેરારે, અદકો નહીં ઓછો ॥ ૨ ॥
રામ ગીત નહી છંદરે, મનવાણી થાકી
સર્વાતીત સર્વ રૂપેરે, સરવેનો શાક્ષી ॥ ૩ ॥
દ્રષ્ટા દ્રષ્ટથી વેગળોરે, કેનાં ગાંઉ ગીત
રૂપ અરૂપી રવીદાસરે, છે અખંડ અદ્વૈત ॥ ૪ ॥

———:o:———

પદ ૧૫૩ ધનાશ્રી

હરી રસ વીનાનહી ઠામરે, ઠાલો કાંઇ દીસે
નીજ જનને છે લક્ષરે, જેને લક્ષણુ છે બત્રીસે ॥ ૧ ॥
પોતે પોતા માહીરે, પોતા પણું ખોયું
વસ્તુ વીશ્વ નહી ભીન્નરે, બ્રહ્મ લક્ષે જોયું ॥ ૨ ॥
સરવે પુતળી રસ રૂપરે, રમણુ રસ માંહી
આદ અંત મધ આપરે, સંશય સર્વ થાઇ ॥ ૩ ॥
રસના ઘટ રસે ભર્યાં, રસ સાગર ભરીયો
રવી રામ રસ બ્રહ્મરે, બાહેર ભીંતર ભરીયો ॥ ૪ ॥

પદ ૧૫૪ ધનાશ્રી

અંતર ગતમાં એમરે, આવી ચીત થીર થયા
દીપક રહે અડોળરે, કયારે ન ડોળાય ॥ ૧ ॥
સમીયા દ્વૈતા દ્વૈતરે, ભાસ્યો બ્રહ્મ સીંધુ
અવીગત તેજ અંબારરે, જ્યાં નહી અરક ઇંદુ ॥ ૨ ॥
તત્વ દર્શતાં તીમીર મટયો, થયો અર્ક ઉદ્યોત
સાધન સર્વે સમી ગયાં, પ્રગટી બ્રહ્મ જ્યોત ॥ ૩ ॥
ગેબ થયા ગગન મધે, છુપે સમરસ તુપા
રવીદાસ રામ માહી બોલે, થઇ એક રસ રૂપા ॥ ૪ ॥

———:o:———

પદ ૧૫૫ રાગ ફેર

મન રહો નામ નીશાને, નહીતો ડાપણમાં ફસાસો ॥ ટેક ॥
નાના કહું છું નથી તમારૂં, ફાંસુમાં ડોલાશો
શીષ શાખા સંસારી સરવે, વહાલ પણામાં વીટે
સ્વારથ સુધી જાણ સગાઇ, તેમેં નીરખ્યાં મીંટે ॥ ૧ ॥
જોયું જુગતે ભાવે ભુગતે, ભેળા ભેઠા સુતા
તન મન અરપ્યું, સહુ સમરપ્યુ, તે નીવડયા થઇ ભુતા ॥ ૨ ॥
સગપણ સાચું ત્રણું ન કાચું, જે કહેતા તે સહેતા
વર્તમાનમાં ફેરજ પડીઓ, ભાવજ ભાયા લેતા ॥ ૩ ॥
પેલે ચડતુ પાછળ પડતું, શરીર સગપણ એવું
ડાહ્યા ડગીઆ જણુજણુ વગીઆ, સત રવીગુરૂ સંગે રહેવું ॥ ૪ ॥

———:o:———

પદ ૧૫૬ રાગ ઉપરનો

મન રહો સદગુરૂ સંગે, નામસે હોય સકલ નીસ્તારા
સંશય કાળે ઝીકી ખાધા, વણ સમજ્યા સંસારા ॥ ટેક ॥
શીવ બ્રહ્મા ઇંદ્રાદીક નારદ, તેને ઠબકો લાગ્યો
એવુ જાણી સમજ પ્રાણી, તષ્ણા મમતા ત્યાગો ॥ ૧ ॥
બહુ દીન વીત્યા થયો ભય ભીતા, ચીંતા ઉપની ચીતમે
કોને વળગ્યુ કોઈન અલગું, આશા નારી વીતમે ॥ ૨ ॥
દૃષ્ટ પદારથ સરવે ખોટું, સાચી સંત સગાઇ
રામ રસમે રચીઆ મચીઆ, રંગે રહ્યા રંગાઇ ॥ ૩ ॥
ભવ સાગરમાં નાંમ જહાજ છે, સદગુરૂ ખેવટ તારે
રવીદાસ તરી પાર ઊતરીયા, જે વળગ્યા તે લારે ॥ ૪ ॥

પદ ૧૫૭ રાગ ઉપરનો

માયા મહા ઠગની છે રે, માની ગોતી ગોતી ગળીયા
જોગી જતી તપસી સન્યાસી, વણચેતે સહુ છળીઆ ॥ ટેક ॥
મુરખ માન વડાઇ તાકે, ઢાળીઆ જાણે ઢળીયા
આંખ દેખાડી આડા પાડયા, દાણે દાણે દળીયા ॥ ૧ ॥
સમજ્યા વીના સર્વંગી થાએ, હું પદ આણી હશીયા
મોહ માયાનો મર્મ ન જાણ્યો, ખપરમાં જઇ ખશીયા ॥ ૨ ॥
કાજી મુલ્લાં પીર ઓલીયા, તાતે તેલે તળીયા
મોહ નીદ્રામાં જાઇ તણાણા, સૌ ભક્ષમાં ભળીયા ॥ ૩ ॥
મંછા નારી તેણે મારી, જે સદગુરૂ શબ્દે પળીયા
કહે રવીદાસ તે કદીન ચુકે, મેરમને જઇ મળીયા ॥ ૪ ॥

———:o:———

પદ ૧૫૮ રાગ ઉપરનો

મારા મનવા ભાઇરે, ચેતન થઇને ચાલો
ગુરૂ પ્રતાપે સંતની સંગતે, મુકત થઇને માલો ॥ ટેક ॥
ઘર ઘર ગાએ થઆ ગીતારા, કોટે ઝાઝી કંઠી
સદ્ગુરૂ કેરી સમજણ નાવી, માંહી બુદ્ધી વંઠી ॥ ૧ ॥
કરે સ્વારથ પેટજ અરથે, દેશ દેશાંતર લાધે
સાંજ પડે ત્યારે થાયજ સાધુ, ભકતતણું ઘર સોધે ॥ ૨ ॥
જ્ઞાન કથે માને બોલે, બીજાને કહે કુડા
તારા થઇને જાય તારવા, પોતે ભવમાં બુડયા ॥ ૩ ॥
વીશ્વાસુને વહાલ દેખાડી, બહોત આરડે બોધા
મીઠું બોલી મન હરી લેવે, અંતર અધના ઓધા ॥ ૪ ॥
સાચ જુઠ તણો જે વેરો, ધરમ તણે ઘરે થાશે
રવીદાસ કષ્ટે કરી કમાણી, ત્રાજુડે તોલાશે ॥ ૫ ॥

———:o:———

પદ ૧૫૯ ધનાશ્રી

ભટકત કાયકુ ફીરે, મુરખ મન ॥ ભટકત ॥ ટેક ॥
પુન કરે જાકું પાવનકી આશા, ફરી ફરી જન્મ ધરે ॥ ૧ ॥
ઈંદ્ર બ્રહ્માદીક શેષ સરીખા, અંતે વાકા સ્થુલ ન રહે ॥ ૨ ॥
અનહદ નાદ નીરંતર બાજે, ઝલ મલ જ્યોત જળે ॥ ૩ ॥
સત ગુરૂ શબ્દે શ્રવણ રસ રેડયો, જીવન મુકત કરે ॥ ૪ ॥
કહે રવીદાસ હરી ગુરૂ સંત સેવો, પુનરપી વાસ ટળે ॥ ૫ ॥

પદ ૧૬૦

કયા કરત મેરી મન મુરખ, કયા કરત મેરી મેરી ॥ ટેક ॥
કર જલદી સારો જનમ ગુમાયો, અવસર હોત અવેરી ॥ ૧ ॥
આવેગા તબ દ્વાર પકડ ચલેગા, હોવેગી જંગલમે ઢેરી ॥ ૨ ॥
કાલ દદામા તેરે ગુડત હે શીરપર, ચલતા સાંજ સવેરી ॥ ૩ ॥
ધન દોલત તેરા કુટુંબ કબીલો, સંગન ચલે ત્રીયા તેરી ॥ ૪ ॥
કહે રવીદાસ હરી ગુરૂ સંત સેવો, મનખા જનમ નાવે ફેરી ॥ ૫ ॥

———:—:———

પદ ૧૬૧ **સંજયા આરતી**

શહેર વારાહી ધામ, નામ નવ ખંડમે પ્રાજા
ભાણુ જગત ગુરૂ દેવ, રાવ રંક રાખી માજા
પલ પલ પરચાદીન, બ્રહ્મ વેતા બ્રહ્મ જ્ઞાની
હું તુ દીયા ઊડાય, ઉપ મીઠા કીયાહે પાની
તીન લોક મે સાર, શ્રીરામ નામ રટલાયે
અનહદ ધુની સુની શબ્દ, પાર પરમાતમ પાયે
અરૂઢ મતા વાયક અભે, રામ બાણ ફીરે નાહી
ભાણુ ઉજાગર અભેદ બુધ, રવીરામ કહે બ્રહ્મ માંહી ॥ ૧ ॥
લોહર વંશ અવતાર, સંતનસે રહે લોલીના
તન મન ધન અરૂપ્રાણુ, સકલ હરી અર્પણુ કીના
એક અખંડીત બ્રહ્મ, અમર અઠીત રસ ચાખ્યા
સમદષ્ટી સમતુલ્ય, સંતસે આપન રાખ્યા
ખારા જલ મીઠા કીયા, મહા ખોરા કઠીન કલી
અનેક જીવ ઉધારીયા, ભાણુ સાહેબ કીની ભલી ॥ ૨ ॥
ખીમ ખાલક રૂપ હે, દીલ દરીયા ભરપુર
ત્રીકમ તનમે દેખીયા, હરદમ હાલ હજુર
ખીમ ખરે નીશાન, શામ સમદ્રષ્ટી આણ્યો
જીવન મન પ્રતીત, પ્રેમ રસ પુરણુ માણ્યો
પહોંચ્યા સબહી પાર, બાલ ગોપાળ સમેતા
ભાણુ કબીર રવીરામ, નામમે મલીયા જેતા
લોક સાજ કુલ પટકકે, રેહે નામ લાલાય
ભાણુ સુત રવીરામ કહે, બહોરી ન આવે જાય ॥ ૩ ॥
કુંવરજી અરૂ માવ, ખીમ સ્યામ ઔર જીવન
નામ સુધારસ સાર, પંચમીલ લગેહે પીવન
દ્રઢ જ્ઞાન વેરાગ, અનન્ય વ્રત આપ ઉજાગર
શીલ સંતોષ અરૂક્ષમા, ઔર આર્જવ સુખસાગર
ગંભીર મતા સમુદ્ર જ્યું, હરી ગુરૂ સેં હેતે મળે
રવીરામ નામ સંભારતા, ત્રીવીધ તાપ સેજે ટળે ॥ ૪ ॥

પ્રથમ કઠણ કલીયુગ, મવે જઇ મચ્છ જીવાયો
કોપ કીયો હાકમ, પાંવ જંજીર તોડાયો
રણમે ખારો નીર, સોહી મીઠો કરલીનો
કરી હરી સંત સમાજ, પરસ્પર નીજહી પીનો
નર નારી ભકતી કરી, ઠોર ઠોર પરચા દીયા
અનહદ લોહર વંસમે, ભાણ સાહેબ એસા ભયા ॥ ૫ ॥
હે ત્રીલોકી નાથ, સાથ મોહી સંગ રહીજે
બહોત ગુના હોઇ બાળ, પીતા મનમાં નહી ખીજે
અંતર ગતીમે હેત, પુત્રસે પીતા મયા કો
મુખસે કીજે ખુબ, ન છુટે હેત હઇયાકો
અપનો જાની આદર કરે, અનેક ગુના ચીત નવધરે
પતીત પાવન રામ, રવીદાસ સ્તુતી કરે ॥ ૬ ॥

———:o:———

## પદ ૧૬૨ રાગ દક્ષણી બીહાગની છાયા

મેં બાળક સદ્દગુરૂકા સેવકસંતનકા સંતનકારે ॥ મેં ॥ ટેક ॥
સદ્દગુરૂ સકળ કલપના જારી હરીજનહે હરીકે અધીકારી
દોનુ મીલ એક ટરત નહી ટારી, પારખ રતનકા રતનકારે ॥ મેં ॥ ૧ ॥
સદ્દગુરૂ હે પુરૂશોતમ પુરા, ઝુઝણ સંત સીપાહી શુરા
જાઇ લીયા વંકા ગઢ તુરા, ખોજી અંતનકા અંતનકારે ॥ મેં ॥ ૨ ॥
સતગુરૂ પરમ જ્યોત પ્રકાશી, સંતે વસ્તુ લીની તપાસી
અડગમતા ખેલે આશ નીરાશી, દેખન તંતનકા ॥ મેં ॥ ૩ ॥
સદ્દગુરૂ સંત મુસ્તક કર દીના, તાહી પ્રતાપે આતમ ચીન્યાં
કહે રવીરામ ભાણ ગુરૂઝીણા, સાર વેદાંતકા વેદાંતકારે ॥ મેં ॥ ૪ ॥

———:o:———

## પદ ૧૬૩ રાગ ઉપરનો

કર બંદગી સદ્દગુરૂકી, નીરભે હોઇજાના હોઇજાના ॥ કર ॥ ટેક ॥
કુડી આ કલજુગકી માયા, કોટી ઉપાયે રહે નહી કાયા
ઉપન્યા સોઇ હે અલપાયા, ગુરૂ ગમ જો જ્ઞાના જો જ્ઞાનારે ॥ કર ॥ ૧ ॥
જુઠા માત પીતા સંગાથા, આખર વખત ચલે નહી સાથા
સંત સેવી ભજ નીરગુણ નાથ, છોડીદે અભીમાના અભીમાનારે ॥ ૨ ॥
મનુષ દેહ સુફળ તેં પાઇ, કરીલે સાહેબસે ઓળખાઇ
તુળસી તીલક કંઠ ધર ભાઇ, જખ મારે જમ રાના જમ રાના ॥ ૩ ॥
સુન સમાધ તાલી લાગે, આવા ગમનકા ભે સબ ભાગે
અવીનાશી ચૈતન બ્રહ્મ જાગે, નીરંજન નીર્વાણા નીર્વાણા ॥ કર ॥ ૪ ॥

સેજ સમાધી સેજ સરૂપા, સકળ નીરંતર વસ્તુ અનુપા
રવીરામ ત્યાં છાયા ન ધુપા, મેરા ગુરૂ હે ભાણુા હે ભાણુારે કર ॥ ૫ ॥

———:—:———

પદ ૧૬૪ રાગ ઉપરનો

કીલા લીયા આતનકા, નીરંજન નીરગુણકા નીરગુણકારે ॥ કીલા ॥ ટેક ॥
ઉચા અલખ ગઢ પ્રેમ અટારી, ત્યાં પહોંચે સાહેબકી પ્યારી
ધેં ધેં નોબત વાજે ભારી, બાજા અનહદકા અનહદકારે ॥ કીલા ॥ ૧ ॥
ગઢ પર નાળ જંજાળાં છુટે, તાતે કાયરકા દલખુટે
સંત ઝવેરી પારસ ઝુઝે, પરચ્યા ગુરૂવાંકા ગુરૂવાંકા ॥ કીલા ॥ ૨ ॥
શુરે સનમુખ બાણ ચલાયા, કાયર કબહુ કામ ન આયા
રંગ મંડળપર ધુમ મચાયા, મૃદંગ રણ ઝણકા રણ ઝણકા ॥ કીલા ॥ ૩ ॥
પાંચ પચીસુકા દલ ભારી, કરડા મન રાજા અંહકારી
તાસે રહી જગત સબ હારી, ડંકા સદ્દગુરૂકા ગુરૂકા ॥ કીલા ॥ ૪ ॥
નવ દરવાજા નીરભે જા કીના, દશમા ઉપર ડેરા દીના
પાંચ પચીસકુ જેર કર લીના, કીલા શુરતકા સુરતકા ॥ કીલા ॥ ૫ ॥
કહે રવીદાસ અજરાયલ જાણ્યા, પુરણ બ્રહ્મ સો પ્રગટ પહીચાના
ભાણ દેવ ગુરૂ સહી કર માણ્યા, સાહેબ પરમ સુનકા સુનકા ॥ કીલા ॥ ૬ ॥

———:o:———

પદ ૧૬૫ રાગ ઉપરનો

ખુબ ખબર કર ખોજી કાયા ગુરૂ ગમસે ગુરૂ ગમસે ॥ ખુબ ॥ ટેક ॥
ઓઘટ ઘાટી ફીરકર આયા, સોહં સીંગી નાદ બજાયા
ત્રીવેણી પર ધ્યાન લગાયા, ચડીયા અગમસે અગમસે ॥ ખુબ ॥ ૧ ॥
ભમર ગુફામે બ્રહ્મ નીશાની, બંક નાળ સેજે વશ આણી
ચંદ સુરજ દો ઉલટ સમાણી, ઉજાસ હરદમકા હરદમકા ॥ ખુબ ॥ ૨ ॥
ખેચરી ભુચરી ચાંચરી માંહી, વાસના પુતલી રહે છુપાઇ
જાગ્રત જ્યોતે જ્યોત જગાઇ, ગુરૂકા ઝલમસે ઝલમસે ॥ ખુબ ॥ ૩ ॥
અગોચરહી અનહદ ધુન ગાજે, ઉન્મુની પુરૂષ અખંડ બીરાજે
અનંત કોટી આદીત લાજે, સુખમણ સંગસે સંગસે ॥ ખુબ ॥ ૪ ॥
નાદ બુંદ એક ઘર આણી, મન વસ કરી પુરણ બ્રહ્મ માણી
કહે રવીદાસ મટીઆ ખાણી, ભાણકે કદમસે કદમસે ॥ ખુબ ॥ ૫ ॥

———:o:———

પદ ૧૬૬ **રાગ વેરાવળ બીહાગની છાયા**

હરીજન જુગસે ન્યારા, સુનબે સંસારી સંસારી ॥ હરી ॥ ટેક ॥
સતગુરૂસે સત શબ્દે વળગ્યા, અહંતા મળ છેદન કીયા અળગા
દો સ્વર સંધ ઉલટ દીયા સલંગા, અંતર નહી કારી નહી કારી ॥ ૧ ॥

ખાય પીએ સુવે ઓર જાગે, વૃતી લગી અખંડ બ્રહ્મ ધાગે
અરૂપ સરખા હે અનુરાગે, દીસત દેહધારી દેહ ધારી ॥ ૨ ॥
અંતર ગતસે ભયા નીરંતર, પ્રગટ સુઝયા રામ સ્વતંતર
હાટક હારકા મીટયા પટંતર, સુખ દુખ સંધારી સંધારી ॥ ૩ ॥
ઉનમુની મુદ્રાસે ચીત ચોંટયા, કલ્પીત સાધન સબહી છુટયા
અનહદ નાદ બજાયા ઘંટા, બ્રહ્મ જ્યોત ઉજીઆરી ઉજીયારીરે ॥ ૪ ॥
સેજે સકલ કરત હે ધંધા, દેહ ભાવસે કબહુન બંધા
જેસે મીન રહે જલ મધા, તાકુ લાગત નહી ભારી ભારી ॥ ૫ ॥
એસે સંત ફીરે મરજીવા, દઇ પ્રમોદ અનંત કીયા દીવા
જો તુમ ચાહો રામરસ પીવા, સંત ચરણ દ્રઢ ધારી ધારી ॥ ૬ ॥
અનેક સંત પહોચ્યા સત સેને, થાપ ઉથાપ કરે નહી કેને
કહે રવીદાસ ફરી નહી તેને, પુનરપી અવતારી અવતારી ॥ ૭ ॥

———:o:———

પદ ૧૬૭ **સામેરી**

સદગુરૂ બોલ્યારે મસ્તક કરધરી, સેવક સાચી તમારી વાત
પ્રગટ રહું છું તારા પંડમારે, દીલની તું દુબધા કાઢી નાખ ॥ ટેક ॥
આનંદ આણીરે અનુભવી આચર્યા, પ્રેમીજનની સાથે પાળો પ્રીત
જ્ઞાનને વેરાગેરે ભકતીરસ ચાખીએ, અંતર નીર્મળ રાખો રીત ॥૧॥
શીલને સંતોશરે ક્ષમા બહુ રાખવી, સાચ દયા આધીનતા બહુ હેત
બાળકને સ્વભાવેરે રહેવું રેહેણીયે, વશ રાખોજીભ્યા ઇંદ્રી સમેત ॥૨॥
ગળીત પણું અને ગંભીરાઇ અતી ઘણી, જેવા કાંઇ ગંભીર છે દરીઆવ
લહેરી ઉકેરે માંહે સમાવીએરે, મન ગાળી ટાળીએ દેહીના સ્વભાવ ॥૩॥
કઠોર ને કંગલાઇરે હઠ હરકત ઘણી, મુખના મીઠા ચીત કલ્પંત
હરીજન હસીરે તેથી ન્યારા રહે, અંતર અવગુણ ન ધરે સંત ॥૪॥
તત્વ દશીરે આગે સંત બહુ થયા, તેણે કાઇ નવ મર્યો કેનો દોશ
મને ક્રમે વચનેરે કેને નવ દુભીયા, તે નર જીવત પામ્યા મોક્ષ ॥૫॥
દીઠીને અણદીઠીરે કરે કોઇ અનુભવી, સાંભળીને સમાવો કરે કોઇ સાધ
ત્રીવેણીની તીરેરે જઇ આસન કરે, અનહદ સાંભળે અખંડીત નાદ ॥૬॥
હંસ રૂપે થયારે હંસ નીહાળતાં, પુરણ થયો ભકતી રસ પ્રકાશ
સંસે સરવે ભાંગ્યોરે સાધુની સંગતે, ભાણ ચરણ રજ કહે રવીદાસ ॥ ॥

———:—:———

પદ ૧૬૮ **સામેરી**

સંગત કીજેરે મોટા સંતની, હાંરે ભાઇ મહાદરશી મદ રહીત
ઉપાસના છેરે દ્રઢ સતગુરૂ તણી, હાંરે ભાઇ ચોખાં જેના ચીત ॥ ટેક ॥

કામને ક્રોધરે લોભ નીવારીયા, સંતને જાણીયે શ્રી જુગદીશ
અંતર માંહીથીરે હું તું ટાળીએ, સંતને સોંપીએ નીજ મન શીશ ॥૧॥
હરી રસ માંહીરે રસરૂપ થઇ રહ્યાં, હારે ભાઇ સદગુરૂ સાચા શામ
પાંચ પચીસ નેરે પરપંચ પારછે, હાંરે એતો અખંડાનંદનું ધામ ॥૨॥
તેહને લાગેરે આતન વીસરે, હાંરે તારે હારદ આવે હાથ
આવરણ સમાવીરે આદર દીજીયે, હાંરે તારે નેહ જણાવે નાથ ॥૩॥
ભકતીનો ધરમ છે રે જેહ કર મતારે, હાંરે ભાઇ કરશે વીરલા કોઇ
શીશ ઉતારી રે સનમુખ થઇ લઢે, એમ કહે પુરાણ પોકારી સોય ॥૪॥
દ્વૈત રહીતરે મહાજન માલમી, સતકરી કરીએ તેનો સંગ
અભય વાયક રે અનુભવી ઓચર્યાં, સતસત રવીદાસ પુરૂષ અલંગ ॥૫॥

———:o:———

પદ ૧૬૯

## સામેરી

શાસ્ત્ર કહે છેરે સત સંગ સાર છે, સતગુરૂ શબ્દે કરે વીચાર
અંતર વરતે રે અહંતા મળ ટળે, રસનાએ રટીએ રામ પોકાર ॥ ટેક ॥
સદગુરૂ સંતરે રામ પરમાત્મા, હારે ભાઇ એક સ્વરૂપ તું જાણ
તન મન ધન સરવે અરપીએ, હરે ભાઇ મેલીએ મનની તાણ ॥૧॥
સદગુરૂ ગરવારે સંત પરમારથી, સંતો નામ નાવ ભવપાર
ભકતી ભાવે રે સત સંગ બેસીએ, હરે ભાઇ હરી ઉતારે પાર ॥૨॥
તેણે મારગેરે તત્વ પામીએ, હાંરે તેહમેં સરે વીહંગમ મીન
એક મન હોઇરે શબ્દ સંભાળીએ, હરી જેમાં વરતી હોઇ તલ્લીન ॥૩॥
પીંડને બ્રહ્માંડરે સ્વપ્ન સર્વદા, હારે સંતો જાગતા થાએ નાશ
અખંડ મંડળરે રસ મગ્ન હોઇ રમે, એમ કહે ભાણ ચરણ રવીદાસ ॥૪॥

———:o:———

પદ ૧૭૦

## સામેરી

બ્રહ્મના અંશીરે બ્રહ્મ રસ તે પીયે, સંતો જેનો કોમળ બ્રહ્મ સ્વભાવ
તીમીર નહી મુજરે તરણા માત્ર, હારે સદા નીરંતર સાદ ॥ ટેક ॥
સદા આનંદીરે રહે રામ રંગમાં, હારે જેના સમજી સમાયા વેગ
પર અવગુણરે સપને જુવે નહી, એવા સંત પાળે સ્વતંત્રી નંગ ॥ ૧ ॥
કરૂણા દ્રષ્ટરે પેખે સરવને, હાંરે જેનુ ચીત થયું ચીદ રૂપ
વાયુની પેરેરે વહે પણ નહી અડે, હારે જેને દરસ્યાં તત્વ અનુપ ॥ ૨ ॥
કશાએ ન ચડે રે અનુભવ જ્ઞાનનો, જાણી સમજીને કર્યો સમાસ
થાપ ને ઉથાપરે તે કોના કરે, હારે સઉ પોતાનો પ્રકાશ ॥ ૩ ॥
વીધી નીશેધરે સુપને નવ સંભવે, એવા સંત રહે આશ નીરાશ
તત્વ દરશીરે વીરલા વીશ્વમાં, સત કહે ભાણ ચરણ રવીદાસ ॥ ૪ ॥

## પદ ૧૭૧ સામેરી

જાગીને જોતાંરે સપનુ સમી ગયું, પ્રગટયો પરમાતમ પ્રકાશ
સદગુરૂ દ્રષ્ટેરે હરીવીના અન્ય નથી, દીસે છે મીથ્યા માયા ભાસ ॥ ટેક ॥
ઉલજણ ભાંગીરે સુલઝી સેહેજમાં, મટી ગયા વાચક જાળના ફંદ
સોહં સનાતનરે સૌ ઘટ રમી રહ્યાં, વરત્યો અક્ષરાતીત આનંદ ॥ ૧ ॥
પહોચી ન શકેરે બુદ્ધી ત્યાં બાપડી, મન વાણીથી વરજીત વસ્ત
સ્થુલ સુક્ષમથીરે પરે પરમાત્મા, નીરગુણ નીર્મોહી નીશ્ચલ તત્વ ॥ ૨ ॥
સુનાતીતરે સુનમે સોહામણા, ઝલકે તેજપુંજ ભરપુર
બાહેરને ભીતરરે સમરસ રામમા, રવીદાસ ઝીલે બ્રહ્મ સીંધુનુર ॥ ૩ ॥

———:o:———

## પદ ૧૭૨ સામેરી

સદગુરૂ સાક્ષીરે અનંત કલ્પ તણા, સદા સર્વદા સંગી અસંગ
ઉપજે ને ખપેરે વણસે ન વીહલો, લલીત લાલ અમુલ અનંગ ॥ ટેક ॥
હીંડુતો હીંડેરે નેણા આગળે, હેરૂં તો સન મુખ હોય
ખેલુંતો ખેલેરે અધર ખેલમાં, અકળ કળી ન શકે કોય ॥ ૧ ॥
બેસું તો બેસે રે સ્થીર આસન કરે, હસુંતો હરજી હસી મલકાય
જમુતો જમેરે હરી આગળ થકી, અહોનીશ અખંડ આનંદ થાય॥ ૨ ॥
સુતી સોડ તાણીરે સુન્ય મંડળમાં, ઝલ મલ ઝલકે અપરમીત તેજ
અમૃત વરસેરે અનહદ ગડહડે, સુંદર સોહામણી સુખસેજ ॥ ૩ ॥
બ્રહ્મ રસ ભેદરે નીજ પ્રેમી લહે, તત્વ દર્શી માણે સરવે સુખ
રવીદાસ હેતેરે પીયુંમે હેરાઇ સમ્યા, મુંગોતે શુ કહી દાખવે સુખ ॥ ૪ ॥

———:o:———

## પદ ૧૭૩ સામેરી

સુરીનર વંદેરે શીતળ સંતને, જેહને ભીતર નહી અભીમાન
શીલને સંતોષરે ગરવા ગુરૂ ગમી, અડગ અખંડ નીરંતર ધ્યાન ॥ટેક॥
શબ્દ રસાળ રે નેણા અમૃત ભર્યા, કર્યો છે રાગ દ્વેશનો નાશ
કરૂણાસીંધુરે તત્વવેતા ખરા, સમ દ્રષ્ટી સંપુરણ સમાસ ॥ ૧ ॥
પાપ પુણ્ય રહીતરે હરી રસને પીવે, પાંચ પચીસને કીધા જેર
મહાસુખ આપેરે સરવે જંતને, નીરસંશય સંત નહી કાંઇ વેર ॥૨॥
લક્ષ સ્વરૂપીરે આત્મીક સંતની, પ્રીછ્યું પોતે પોતાનું પોત
જીવ પણુ ટાળ્યુ રે આતમ થઇ રમે, સ્વેં પ્રકાશીક અદ્વૈત જોત ॥ ૩ ॥
તત્વ બતાવેરે વસ્તુ સ્વતંત્ર છે, જેમ કાંઇ ભાંડામે મૃતીકા ભાસ
રવીદાસ સંતરે સેવે અદ્વૈત પણે, પુનરપી ન આવે ફરી ગર્ભવાસ ॥ ૪ ॥

પદ ૧૭૮ **સામેરી**

સદગુરૂ સાથેરે બાઇ મારે પ્રીતડી, સમજાવી સાન પુરણ બ્રહ્મ ભેદ
કારજ ને કારણુરે બાઇ મારે સમ થયાં, કર્યો છે કર્મ ભર્મનો ઉચ્છેદ॥ટેક॥
તન મન સોંપ્યુંરે સદગુરૂ શરણમા, પ્રેમેશું પીયુજીને ઝાલ્યા હાથ
બાહેરને ભીતરરે રસીક વર રમી રહ્યાં, તેણા આગળથી નવ જાય મારો નાથ
હું અજાણી હતીરે અનંત આવરણુમાં, સદગુરૂએ પડળ કાધાં છે દુર
અહોનીશ ઝીલુરે પ્રેમ આનંદમાં, જ્યાં જોઉં ત્યાં હરી ભરપુર ॥ ૨ ॥
આપુને ભુલીરે વસ્તુ વીદેહમાં, પ્રગટી પુરણ બ્રહ્મ દશાય
શુધ્ધને વીચારતારે જે હતો તે રહ્યા, અણછતા રવીદાસ નીરંતર ગાય॥૩॥

———:o:———

પદ ૧૭૯ **સામેરી**

હું નહી જીવરે હું ઇશ્વર નહી, હું નહી પંચ તત્વની ભાત
હું નહી ગુણરે નીરગુન નહીરે, મહારૂં તે રૂપ સદા સાક્ષાત ॥ ટેક ॥
હું નહી પરારે પશ્યંતી મધ્યમાં, હું નહી વેદ વૈખરી વાણ
ચાર દેહરે નહી મારા વીષે, મારૂં તે અવીચળ પદ નીર્વાણ ॥ ૧ ॥
હું નહી શબ્દરે નહી પંચ માત્રા, હું નહી મન બુદ્ધી ચીત અહંકાર
હું નહી જાગ્રતરે સુપ્ન સુસુપ્તિ, હું નહી તુર્યા આદે ચાર ॥ ૨ ॥
રહેણીમાં નહીરે કરણી કોની કરૂં, સર્વ પ્રકાશીક કેવલ નામ
સ્વર્ગ મૃત્યુ પાતાળરે ત્રણ લોકમાં, હું વીના ઠાલો નહી કોઇ ઠામ ॥ ૩ ॥
ધ્યાતા ધ્યેય વરતેરે વ્યતીરેક ધામમા, સોહં નીરાલંબ તુર્યાતીત
રવીદાસ શ્રી મુખેરે શ્રી કૃષ્ણ ઉચર્યા, ભકતી મને વશ કરે એહ રીત ॥ ૪ ॥

———:o:———

પદ ૧૮૦ **સામેરી**

ભકતીને જોગેરે બ્રહ્મ રસ પ્રગટયો, ઉગ્યો એક અખંડીત સુર
આનંદ વાધ્યોરે મહારા અંગમાં, અદ્ભૂત અનભે દુઃખ્યા દુર ॥ ટેક ॥
પ્રથમ વંદુરે સદગુરૂ સંતને, જેણે ઓળખાવ્યા આદ અવીનાશ
નીજ પ્રેમ પ્રગટયોરે મારા પંડમાં, કહું રસ ઓધવ ગોપી સંવાદ ॥ ૧ ॥
એક સમે કૃષ્ણરે બેઠા આનંદમાં, કહે હરી ઓધવશું નીજજ્ઞાન
વ્રજજનરે મુજને વલ્લભ સદા, ઉધ્ધવ મન ઉપન્યુ અભીમાન ॥ ૨ ॥
ગોકુળ જાઓરે ઓધવ રથ જોતરી, રહેજો નંદ ઘેર જઇને રાત
મહા સુખ દેજોરે સઉ વ્રજ નારને, કહેજો બ્રહ્મ દશાની વાત ॥ ૩ ॥
ગોકુળ પધાર્યાંરે ઓધવ રથ જોતરી, આવ્યા નંદ બાવાને ઘેર
ભાવેને ભેટયારે નંદ જસુમતિ, પુછી કહી શ્રી કૃષ્ણની પેર ॥ ૪ ॥
ગોષ્ટિને કરતાંરે મટી ગઇ રાતડી, પ્રગટી જોત થયો પ્રભાત
વાગે વલોણારે ઉઠી સૌ સુંદરી, રવિદાસ મુખે ગોવીંદ ગુણ ગાત ॥ ૫ ॥

પદ ૧૮૧ **સામેરી**

સુરજ ઊગ્યારે ગો ગાળા છુટીઆ, કામની કૃષ્ણની લીલા ગાય
પલન વીસારેરે કૃષ્ણ કૃપાળનેરે, ઓધવ મનમાં હરખીત થાય ॥ ટેક ॥
એક સખી કહેરે સુણોને સાહેલડી, બાઇ મેં તો અચરજ દીઠું આજ
છુટયો રથ દીઠોરે નંદજીને આંગણે, આવ્યાશું મધુસુદન મહારાજ ॥ ૧ ॥
સુણતામાં ચાલીરે સરવે સુંદરી, નંદઘેર જાવા તત્પર થાય
પ્રેમની ભીનીરે સર્વે પ્રેમદા, એવે આવ્યા ઓધવ વ્રજ જુથ માય ॥ ॥
મહાજન જાણીરે મળ્યા સહુ હેતમાં, આસને પધરાવ્યા નિજ જન
વીંટીને બેઠીરે સરવે વ્રેહણી, ઊરમાં અનંદ આણી મન ॥ ૩ ॥
દીન જન જાણીરે અમ પર દયા કરી, રંગીલાના સંગી વધાર્યો રંગ
કહો શુકજીરે સ્વામી રવિદાસને, ગોપીજન પુછે પ્રેમ પ્રસંગ ॥ ॥

———:o:———

પદ ૧૮૨ **સામેરી**

ઓધવ કહોને રે રશીયાંની રીતડી, શ્યા સુખ ભોગવે છે સુંદર શ્યામ
કુબજાની સંગેરે કઠણ થયા કાનજી, ગોવીંદજીને વીસર્યું ગોકુળ ગામ ॥ટેક॥
જાણંતા હતાંરે નાથ છેહ નહી દીયે, અમશું છળ રમ્યા બળભદ્ર વીર
સુખને સંભારતાંરે શુધ્ધ રહેતી નથી, ધારણ વીના કહો કેમ આવે ધીર
જે હરી કહેતારે તેતો હમે પાળતાં, અમ સાથે રાખતાં અતી ઘણું હેત
કૃષ્ણજી વીનારે અમારે કોઇ નથી, એહને સોંપ્યુ તન મન ધન સમેત ॥૨॥
ભરવાને જાતાંરે જળ જમુના તણા, ઘનસ્યામ રોકતા જમુનાને ઘાટ
પાલવડાને સાહતારે દુરીજન દેખતાં, વીનોદ કરતા હરી આવતા વાટ ॥૩॥
અનંત લીલારે ઓધવ હરી તણી, વ્રજની તો વીસરી ગયા હરી વાત
સ્વામી રવીદાસનારે સુખ સાલે રૂદે, અમને સાલે દીવસ ને રાત ॥૪॥

———:o:———

પદ ૧૮૩ **સામેરી**

અરજ કરીનેરે ઓધવજી ઉચર્યાં, ઘેલા થયાં છો ગોકુળની નાર
તપાસીને જુવોરે આતમ તમ તણો, મંદીરમાંતો બેઠાઅખંડ મોરાર ॥ટેક॥
મોહમાં મુઝાયારે સરવે માનુની, વીષય રસ સ્વાદે કરો છો વીલાપ
પંડમેં ભુલ્યારે આપ ચીન્યા વીના, નથી મટયા તમારા ત્રીવીધ તાપ ॥ ૧ ॥
પાંચ પચીસનેરે વશ કરો વ્રેહેણી, સુધ્ધ થઇ શોધો સકળ શરીર
કાયાની મધ્યેરે આત્મા કૃષ્ણ છે, બેઠા હરી તખ્ત ત્રીવેણી તીર ॥ ૨ ॥
અદ્વૈત જોતાંરે ઝલકે શુન્યમાં, નેણની આગળ હાલ હજુર
કલ્પના મુકોરે સર્વે કામની, દામોદર નથી ગયાં કાંઇ દુર ॥ ૩ ॥
સમજીને ગ્રહોરે સાર સીધ્ધાંતનો, દુરમતી ટાળો દેહનો ભાવ
રવીદાસ બોલ્યારે ઓધવ સ્તુતી કરી, તનમાંને મનમાં માલે મહારાવ ॥ ૪ ॥

પદ ૧૮૪ **સામેરી**

વળી ઓધવરે અદ્વૈત ઓચર્યાં, અંગમાં ઓળખોને સુંદર શ્યામ
શું વળખોછોરે વીષય રસ પ્રીતમાં, અંતર ઓળખો તો થાય આરામ ॥ટેક॥
તન મનથી લેતાંરે કારણ કૃષ્ણનુ, હરી નથી મથુરાં માંય
ઊરમીને બળેરે અબળ કાં ઊછળો, દેખોને આતમ તત્વ લેલાય ॥ ૧ ॥
દીલમાં વીચારોરે સરવે કામની, ભામની ભરમ કરમ ભેવાર
અરથ ન સીજેરે આપ ઓળખ્યા વીના, કહે છે નીગમ નેતી પોકાર ॥ ૨ ॥
કલપના મુકોરે સરવે કામની, એક કહું છું અરથ અનુપ
સદગુરૂ શબ્દે રે ગ્રહો સદ ગામની, સહેજ સુન નીરખો સત્ય સ્વરૂપ ॥ ૩ ॥
આવરણ મટતાંરે આતમા ભાશસે, મન ગળે મોહનો થાશે નાશ
આરત ભાગેરે આનંદ પામશો, પ્રગટે પુરણ બ્રહ્મ પ્રકાશ ॥ ૪ ॥
પારખ આવેરે પ્રપંચ છુટશે, દષ્ટે દેખશો ઘટોઘટ માંય
રવીદાસ ઓધવ રે કહે શ્રી કૃષ્ણજી, આદી અંત્યે મધ્યે અળગા નાય ॥ ૫ ॥

:o:

પદ ૧૮૫ **સામેરી**

ઓધવ બોલ્યા રે અબળા સાંભળો, દેહનો તો જુઠો જાણો રંગ
અહંભાવે કરી રે જુગ સહુ આથડે, દેહને દાવે વળગ્યું બ્યંગ ॥ ટેક ॥
દેહ તો વીકારીરે વળી વીષ્ટે ભરી, અમૃત સરખું અન્ન જે ખાય
નીશાને વીતેરે વાસર પ્રગટે, તેહનું તો નીશ્ચે નરકજ થાય ॥ ૧ ॥
સ્થાવર જંગમરે માંહી સહુ કામનું, સરવેને હરી દે વીશ્રામ
કામ ન આવેરે ગંધી દેહનું, માનુની મીથ્યા રૂપને નામ ॥ ૨ ॥
એવી દેહનેરે સાચકરી લેખવે, એમ કહે અમ સરખુ નહીં કોય
માને બોલાવેરે હરદે બહુ હુલસે, ઉપમાને મોઢું મરડી જોય ॥ ૩ ॥
માનને મુકીરે ધીરજ મન ધારીયે, ત્યારે જાય દેહના સમુળા ભાવ
આપું વીસારીરે અજ્ઞાન પરહરો, તમારા તનમાં તત્વ સમાય ॥ ૪ ॥
કલપના મુકોરે શ્રી કૃષ્ણને ભજો, ઘટ ઘટ પ્રગટ છે અવીનાશ
રવીદાસ ઓધવરે કહે આપા મધ્યે, પરશોતમ છે પુરણ પ્રકાશ ॥ ૫ ॥

:o:

પદ ૧૮૬ **સામેરી**

કૃષ્ણને કહેજોરે ઓધવ એટલું, તમને ભજે છે તમારા દાસ
તેનીજ જનનેરે તમો હરી રાખજો, જેનું મન તમારા ચરણુને પાસ ॥૧॥
ભલામણ દેજોરે સઉ વ્રજનારની, નીશ્ચે ભજીએ તમારૂં નામ
બીજું કાંઇરે અમને ભાવે નહી, હરીવર હેતે કીજે કામ ॥૨॥
એક વાર વેલારે હરી અહી આવજો, અમ પર મેરમ કરજો મેર
સ્વામી રવીદાસને જઇ કહેજો એટલુ, અહીં તો થઇ છે લીલા લહેર ॥૩॥

પદ ૧૮૭ **સામેરી**

અસ્ત્રીનો સંગીરે તે તો સ્વારથી, તેને દલ દીધે ઉપજે દોષ
કાઇક ઊંપજાવેરે મનને કામના, એતો વસની વાત ફરોસ ॥ ટેક ॥
કામની નાદરે કામી અગલો, તેને શબ્દે પડીગો પાસ
હેત દેખાડીરે જીવને હેળવે, પછી નાખે નર્ક નીવાસ ॥ ૧ ॥
ઊંડીને આશેરે અસ્ત્રી ધન કામીની, એતો ટાળા મન નહી ઠીક
વળગેને ડુબેરે કલ્પે બહુ કામીયો, હાંરે એતો પ્રેતનો પુજનીક ॥ ૨ ॥
હરીની માયારે હરીને અર્પણ કરો, જેને હરી નામની છે આશ
એવાની સંગેરે પરમ પદ પામીયે, એમ કહે ભાણ ચરણ રવીદાસ ॥ ૩ ॥

———:o:———

પદ ૧૮૮ **પ્રભાતી**

દેખ દેખ દેખ દેખ નાથ તેરે નેમમેં,
માયાકે મદમાંય મુરખ જાનત નાહી ચેનમેં ॥ ટેક ॥
ચંદ્ર સુર એક કીનો, ઉલટ સુલટાઇ દીનો
મહા ચઇતન ચીન્યો સમજ દેખ સેનમેં ॥ ૧ ॥
તેજકોતો નાહી પાર, ઉલટ ચલે મકરી તાર
ઇડર હે નીરાધાર, નહી દીન રેનમે ॥ ૨ ॥
સુરતાતો પોતી સુન, લગી રહી ઊંનમુન
સેજે ઉઠત ધુન, અબોલ બોલ બેનમેં ॥ ૩ ॥
વાસના તો ગઇ વીલાય, બ્રહ્મ અગ્નીમે દઇ જલાય
રવીદાસ રહે સમાય, કહ્યો ન જાઇ કેનમેં ॥ ૪ ॥

———:o:———

પદ ૧૮૯ **પ્રભાતી**

અવનીશ ભજન વીના, લક્ષ તે કેમ લહે, ભકતી દુરલભ તે કેમ આવે
ખેલ એખેડો રમે, સૌ સભાને ગમે, મુઠ છુટે તબ રમત ફાવે ॥ ટેક ॥
જ્ઞાનમાં મન ગળે રોગ બીજા ટળે, ટેક મેલી નવ ટાંક ચાલે
ધ્યાન ધીરજ ધરે, કલ્પના નવ કરે, સર્વ સંસારમાં નાથ ભાળે ॥૧॥
બુદ્ધીએ બોધીએ, શબ્દને શોધીયે, મેલીયે વીરોધ વીકાર બીજા
પલકમાં ખલક આ જગત જાતો ગણ્યો, નામ ઉપાશીતે નામે રીઝયા ॥૨॥
સમ દ્રષ્ટી કરે પ્રપંચને પરહરે, શબ્દ સાચા વરી સતગુરૂ કેરા,
અજર જ્યારે જરે, અવીનાશને ઉચરે, ત્યારે ઘાટના મેલવા સર્વે ઘેરા ॥૩॥
હું તું જ્યારે ટળે, શીશ દઇ ગુરૂને મળે, દાસ થઇને રેહે દીન ભાખી
કહે રવીદાસજી નામ નીશ્ચે ગ્રહે, થઇ રહ્યા આધીનને આપું નાખી ॥૪॥

પદ ૧૯૦ **પ્રભાતી**

શરીર સોધ્યા વીના સાર પ્રગટે નહી, પદનો પાર નાવે પોથે
તાંદુળ છોડીને ફુસને વળગીયો, ભુખ નહી ભાગે ઠાલે થોથે ॥ ૧ ॥
રસના સ્વાદમાં રૂસણે રાજીઓ, વીના ગુરૂ જ્ઞાન રહ્યો પાંચ ગુંથે
વાક્ય વીલાસમાં વીવીધ વાંણી વદે, પરહરી કેળને વળગ્યો બોથે ॥ ૨ ॥
શબ્દ સંચા ઘણા, સકળ વીદ્યા ભણ્યા, અધ્યાત્મ શિચરે આવી ઓથે
પ્રપંચ પંડમેં રહ્યા અહંકાર એક નગયા, એમોધ જુગ વહી
ગયા એમ રોતે ॥ ૩ ॥
શાસ્ત્ર કીધા કંઠે તોયે રજનીમાં આથડે, અંધ ન સંચરે શેર સુધે
કહે રવીદાસ મુંઝાઇસ જુજવે મતે, રવી રજની નથી પદ ચોથે ॥ ૪ ॥

———:—:———

પદ ૧૯૧ **પ્રભાતી.**

દોસ નીવારણ છો રે દયા નીધી, ભકતની ભીડમાં સદા આવે,
જાતને ભાત ભાળો નહી ભુધરા, અધમ ઓધારણા નામ કહાવે ॥ ટેક ॥
નામને આસરે જે જન આવસે, તેને ત્રીકમા તમેં તારો,
જુગતનેં જીતવા જુગત બીજી નથી, મારે આસરો એક તારો. ॥ ૧ ॥
અવગુણ બહુ માયેરા બહુ ગુણ તાહેરા, તેત્રીકમા ચીતમાં નવ ધરીયેં,
જગત વહાંણ વળગી જળ ઉતરે, હમેં તમારે નામેં તરીયેં. ॥ ૨ ૨
શબ્દ સાક્ષીમાંહી કહે સહુ, સત નામ લેતાં કોઇ નથી બુડયા,
ભાવ-કભાવથી ભજું તુનેં ભુધરા, કાપજે માહેરાં કર્મ કુડાં. ॥ ૩ ॥
લોકમાં લાજ રાખો સદા રામજી, માંન મુકાવતા રખે મારૂ,
કહે રવીદાસ સત ભાંણ પ્રતાપથી, આદ અવીનાસી ભકતી તારી.॥ ૪ ॥

———:o:———

પદ ૧૯૨ **પ્રભાતી**

વારણે જાંઉ વીઠલા તાયરે, મારે ઘરેં હરી આજ આવ્યા.
કોલ વારૂં પજ્યા એમ આવી મળ્યા, ભુધર મુને સબળ ભાવ્યા. ॥ ટેક ॥
જલ જુવો થલ ભણી આવે જેમ ઉલટી,
થલ સમ્રથ નહી સાંમું જાય,
એમ પુરણાનંદ પ્રગટ પાસેં વસે,
હેત હયાતણુ જો જણાય. ॥ વારણે ॥ ૧ ॥
વરસાદજેમ વેલનેં પોસવા પરવરેં,
વેલનવજાય વરસાદ સાંમી,
એમ દયાનીધી, દીનપેં દયાકરેં,
તનમન ધન અમેં રહ્યાં વામી. ,, ॥ ૨ ॥

હેતની વારતા હોય એમ શ્રીહરી,
મધુકર આવે જેમ પુસ્પ પાસેં,
પુસ્પ નવ પરવરે ભ્રમરને પોસવા,
અડગ આસ ન રહે એક આસેં ॥ વારણે ॥ ૩ ॥
સ્વાંતનાં બુંદ જેમ છીપમાં સંચરે,
છીપ સનમુખ રહે મુખ માંડી,
કહે રવીદાસ હરી એમ આરાધીયેં
લોકની લાજ તે સર્વ વાંમી. ,, ॥ ૪ ॥

———:o:———

પદ ૧૯૩ રાગ સારંગ

સુણોને સંસારીરે સંતજન કહે શાસ્ત્ર પોકારી ॥ ટેક ॥
મનુશા દેહ તે જનમ ઊતમ, દેવને દુર્લભ જેહ
ગુરૂ ગોવીંદ ભજીએ, સંતને સેવીએ સત શીખામણ એહ ॥ ૧ ॥
પાપનો નહીં પાર જીવને, મુખ માંડીશું કહું
પ્રાચીત તો મન વચ કર્મે, કરે કર્મ મળીને સહુ ॥ ૨ ॥
શાધ ન કરી હરી નામ ન સાધ્યું આજુગમાં અવતરી
હરીભજનમેં કરે હરકત, ભટકે તે બહુ ભરમે કરી ॥ ૩ ॥
લબાડ લાલચી લોભી લંપટ, તેની સંગત તજીએ
સંત સંગ અનભે ભકતી હરીની, સદગુરૂ પાસે માગીએ ॥ ૪ ॥
ચરણવંદે શરણ રાખે, કહી શું મુખથી કથી
ઓથ બીજી ન મળે ભાઇ, પુરાણ સર્વ જોયા મથી ॥ ૫ ॥
સગા તારા સાલ સબળ, મધ્યમ દુઃખ દેશે બહુ
જાવાનું દેહ આજ જાણો, રવી એક નામ રહે હેર હું ॥ ૬ ॥

———:o:———

પદ ૧૯૪ સારંગ

જીવ અજ્ઞાનીરે, ભજી લેને શ્રેષ્ટ સારંગ પાણી ॥ ટેક ॥
માત પીતા સુત ભારજા ભગીની, કુટુંબ પરીવાર
તે નરકમાં લઇ જાય અંતે, ભકતી વીના નીરધાર ॥ ૧ ॥
માયાનું મંડાણ સઘળે, જગતમેં જોયું બધે
લતાડે સત નામ લેતાં, વાંકેફ થઇ વાતે વધે ॥ ૨ ॥
મીઠીરે બોલે મુખથી, એ મરચ માયા કેરડા
નાને રૂપે નેહ ધરીને, અનીત કીધા શેરડા ॥ ૩ ॥
મોહ જાળ માયા કેરડા, ત્યા પ્રાણીયા આવી પડયા
જાવા ન પામે જીવતા, અંધ કુપમાં આવી ચડયા, ॥ ૪ ॥

નાચે નચાડે એજ માયા, ભક્તીતો ભુલીગયા
સાધુ જનની સેવા ન કરી, સંસાર કેરાં દુઃખ સહ્યા ॥ ૫ ॥
ભોળીયુ સો ભ્રમ માંહી, ભેદ કોઇ ભેદી લહે
તે રમત માયા રાખે, વલી દેખાડીને દુઃખ દીયે ॥ ૬ ॥
શરમ રાખે શરમ ન રહે, શીશ ઉતારીને રમો
રવીદાસ સત ભાણુ ચરણે, મન અર્પી સંતને નમો ॥ ૭ ॥

———:—:———

પદ ૧૯૫ સારંગ

જીવ લખાડીરે સુણજે સદગુરૂ કહે છે ત્રાડી ॥ ટેક ॥
તું જોજે તપાસી તનમાંહી, તારૂં ના મળે કોઇરે
સંત કેરી સંગત કરીને, જુગત કરીને જોયરે ॥ ૧ ॥
સગપણ માંહી સજો પડશે, અંતની વેળાએ અડવડે
ધીરજ ટાળી મેલાવે ધારણ, અનરથી આડા પડે ॥ ૨ ॥
મોહની રૂપે મન હરવા, સુભગ બોલે સુંદરી
સુખમાંજી આંખ આંજી, મુકાવે મનથી હરી ॥ ૩ ॥
પ્રપંચ કેરા પેચ એવા, વારે વારે શું કહું
અંજનમેં અથડાયા અહંમખ, તેણે જોયું નહીં ઘર આપનું ॥ ૪ ॥
ભાઇ જોમાં માયા કેરડા, એમ છેલ થઇ છકયા લવે
મરણનો ભે ગણે નાહીં, અને રદે ઘણુ રવ રવે ॥ ૫ ॥
માયાના મોહમે રમે, મરકટ સરખા માનવી
છીલર નદીમાં હરે ફરે, તે શીદ જાણે જાહનવી ॥ ૬ ॥
મુળ માયાના કેરડાને કોણે કાઢયા નવ જાયરે
રવીદાસ સત ભાણ ચરણે, મેટે ભેટે હરી પાયરે ॥ ૭ ॥

———:o:———

પદ ૧૯૬ સારંગ

સમેને સંભાળરે, મુસ્તક ઉભો કાળ ॥ ટેક ॥
તે દુત તમને નડશે અંતે, તે રાત દીવસ નવ ગણે
ચાલવુ પડશે ચેતજો, બહુ મારશે માર તને ॥ ૧ ॥
સગાછે સંસારના તે, સાથે કોઇ આવે નહી
એકલા અડવડતા જાશે, સુણ વાત માંડીને કહી ॥ ૨ ॥
અકલ હોઇ તો આ અવસરેતું, ભજીલે ભગવંતનેરે
ભક્તી ભાવે કરી દંડવત, સેવે સાચા સંતનેરે ॥ ૩ ॥
સાચ બોલે સહુ દુઃખ માને, ચતુરાઇ મુરખ કરે
અંતની વેળાએ વીઠલ સાથી, નરભે કહું છું નીશંકરે ॥ ૪ ॥

માત પીતા એક માસ ઝુરે, બાંહે બેલ બે દીન રડે
દસ દીન દીકરો દીકરી, પછી હેડ હઇયે નવ ચઢે ॥ ૫ ॥
બાંધવ તો બેચાર દહાડા, રોઇ ને મન વાળશે
ભાભી કહેશે ભાર ભાંગ્યો, સૌને સંભળાવશે ॥ ૬ ॥
નારી દીન બાર ઝુરે, પછે બુધ બીજી કરે
રવીદાસ કહે સત ભાણ ચરણે, નામ નીશ્ચે ભજે તે તરે ॥ ૭ ॥

———:o:———

પદ ૧૯૭ સારંગ

નામ નીશ્ચે ભજે તે તરે સુણને વેપારીરે
કહું છું સુણજો વાત ચીત ધારીરે ॥ ટેક ॥
સાંભળો કહું છું શબ્દ સાચો, જોરાવર જમની છડી
સગા સઉ રોશે મલીને, રાખી ન શકે આડા પડી ॥ ૧ ॥
કયાં દાટયું કયાં મેલ્યું, કહો કયાં મુકયા છે દામરે
સઉને પડી આપ આપની, મુખે કહે કેવરાવે રામ રામરે ॥ ૨ ॥
બેન ભાઇ ભાણેજ બેઠા, કોણ પુરશે હામરે
વાત કહે વગ વગતણી, કોણ મુખે ન ભાખે રામરે ॥ ૩ ॥
વીચારે વેવાર વળતો, ધંધો કરવા દોડશે
સંભારસે નહીં સુપન માંહી, તન જાતે તાંતો તોડશે ॥ ૪ ॥
વેવાઇ વાતો સાંભળીને, પડયા મન વીચારશેરે
કાંઇ કરી આ વેળાએ આવવું, તે રાખવો સંસારરે ॥ ૫ ॥
લોક લાખ વાતુ કહેરે, કોઇ ભલો કહે કોઇ ભુંડારે
જેવું કીધુ પ્રાણીએરે ભાઇ, તેવું દુઃખ અરૂ સુખ સહેરે ॥ ૬ ॥
ધોરી ધરમને પાપછે તે સાથના સાથ ફરે
રવીદાસ કહે ગુરૂ ગોવીંદ ભજભાઇ, ભવસાગર સેહેજે તરે ॥ ૭ ॥

———:o:———

પદ ૧૯૮ આશા ગોડી

સંતો સદા સુખદાઇ રે, સંશય શોક મીટાવે
પલમાં ત્રીવીધ તાપ નસાયરે ॥ સંશય ॥ ટેક ॥
દીપકસે દીપકલે પ્રગટયા, અખંડ જોત જગાઇ રે
અરસ પરસ મીલ તીમીર મીટાયા, આનંદ ઊર ન સમાય રે ॥સંશય॥૧॥
ખીર નીરકા કરત નીવેડા, અગમ નીગમ ઊનમાના રે
શબ્દ ઉચ્ચાર જ્ઞાન ગુણ ગાથા, અમૃત રસ ત્રયસાનારે ॥ સંશય ॥ ૨ ॥
લોહ પારસસે હોત હે કંચન, જાનત હે સબ કોઇરે
ભમરી ચટકે કીટ હોઇ ભમરી, સંગતકા ફલ સોઇરે ॥ સંશય ॥ ૧ ॥

સમરણ ભજન રામકી વાણી, ઓર વચન નહી બોલેરે
રવીદાસ કોઇ સતકુ સેવો તો, હુવા રામકે તોલેરે ॥ સંશય ॥ ૫ ॥

---:o:---

પદ ૧૯૯ **આશા ગોડી**

સંતો લોકાચાર જુગ ફેલ્યારે, સ્વારથ અધીક પરમારથ નાહી
હરીજનકુ કહે ઘેલારે, ॥ સંતો ॥ ટેક ॥
લોક લાજરે જમકી ફંસી, તીન લોકમેં ધાઇ રે
રામ પોકાર ભાગજે નીકસા, તાકે નીકટ ન આઇરે ॥ સંતો ॥ ૧ ॥
આ ફાંસી જુગજુગ ચલ આઇ, સબ કોઇ માંહી બધાયારે
આપા છોડ મીલ રહે પ્યારા, સો હરી શરણે આયા રે ॥ સંતો ॥ ૨ ॥
કુલકા મારગ માન બડાઇ, લોક લાજ નહી છુટેરે
ભકતી કરત લજા બહુ આવત, પકડ પકડ જમ લુટે રે ॥ સંતો ॥ ૩ ॥
જમકે હાથ ફાંસી અતી મોટી, વીણુપાણી શીર મુંડેરે
રવીદાસ સદગુરૂ કૃપાવીન, ભવસાગરમે બુડેરે ॥ સંતો ॥ ૪ ॥

---:o:---

પદ ૨૦૦ **આશા ગોડી**

સંતો નીરગુણ નામ નીરાળા, નામ નાવ ભવસાગર માંહી
તારણ તરણ સંસારારે ॥ સંતો ॥ ટેક ॥
નામ ધ્વજા ફરે રાતદીન, સુરતી શબ્દ લપટાઇરે
સ્વાસો સ્વાસ સુનત નીત અનહદ, પલકહુ વીસરી ન જાઇરે ॥સંતો॥૧॥
લક્ષ ચોર્યાશી ચાર ખાનમે, ઉઠત શબ્દ વીચારારે
કોઇ બુઝે કોઇ બુઝત નાહી, અવીગત ખેલ અપારારે ॥ સંતો ॥ ૨ ॥
તીન લોક નવ ખંડ બ્રહ્માંડમાં, નામ અનામતે જાગનજે
હે ન્યારા પણ માંહી બોલે, સંતને મુખ સાજેરે ॥ સંતો ॥ ૩ ॥
નીરગુણ નામ સંત ગુણધારી, કર્મ કુથનીસે ન્યારારે
દુનીયા સબ ધોખે ભરમાઇ, ભુલવણી નીરધારારે ॥ સંતો ॥ ૪ ॥
સરગુણ સંત નામ હે નીરગુણ, નીરગુણ સરગુણ માંહીરે
રવીદાસ સદગુરૂ સબકા સાક્ષી, નામ રૂપ ગુણ નાહીરે ॥ સંતો ॥ ૫ ॥

---:o:---

પદ ૨૦૧ **આશા ગોડી**

મનરે સાચી રામ સગાઇ, જે કોઇ શરણ આવે સદગુરૂકી
જુગ જુગ રામ સહાયરે ॥ મનરે ॥ ટેક ॥
રામ સગાઇ હે સબ સાચી, વેદ પુરણ સબ સાખીરે
ભરી સભામે ચીર બઢાયે, દ્રુપતીકી પત રાખીરે ॥ મનરે ॥ ૧ ॥

જ્યાં જ્યાં ભીડ પડે સંતનકું, તહાં તહાં ઉઠી ધાયારે
હરણ કશીપુકો ઉદર વીદાર્યો, જન પ્રેહલાદ સુખ પાયારે ॥ મનરે ॥ ૨ ॥
થોરી ભકતી બહોત કરી માને, એસા કૃપા નીધાનારે
દાસ ધ્રુવકું અચલ પદવી, દીયાહે અભય વરદાનારે ॥ મનરે ॥ ૩ ॥
સત યુગ ત્રેતા દ્વાપર કલજુગ, બીરદ રામકા સાચારે
નામકું છાંડ ઓર કછુ કીજે, કરતવ સબહી કાચારે ॥ મનરે ॥ ૪ ॥
ઓર અનેક સંત ભયે આગે, નામ નાવ ભયે તારારે
રવીદાસ સદગુરૂકે ચરણે, માન્યા મન હમારારે ॥ મનરે ॥ ૫ ॥

———:o:———

## પદ ૨૦૨ પોઢણીયું

નરોહરના નેણા દીસે નીંદરાળુ, જુગના જીવનને ઝોલાં આવે
મહારા વહાલાંને ઝોલા આવે ॥ ટેક ॥
પોઢો મારા પ્રભુજી ઘણી ઘણી ખમાયું તમને,
રાણી રાધાજી સેજ બીછાવે બલજાઉં (૨) નરોહરના ॥ ૧ ॥
કંચન કા મહેલ કંચન કા ઢોલીયા,
લાલ હીરની દોર બલ જાઉં (૨) ,, ॥ ૨ ॥
સીરખ તલાયું અતલસનાં ઓસીકાં
સોહે તે ગાલ મસુરીરે બલ જાઉ (૨) ,, ॥ ૩ ॥
લેરખડો મારે લુંબે ને ઝુંબે
આ કનકે કેળન લુંબે બલ જાઉં (૨) ,, ॥ ૪ ॥
ચાલો મારા પ્રભુજી તમોને સાદ કરે છે
અલ બેલી રાધે ઉભાં બલ જાઉં. (૨) ,, ॥ ૫ ॥
લટ કાળો મારે મંદીર પધારે,
લાલ લક્ષ્મીવર ઘેલો બલ જાઉં. (૨) ,, ॥ ૬ ॥
કહે રવીરામ સવેળા ઉઠજો,
મારા વૈષ્ણવ જનના વાલા બલજાઉં (૨) ,, ॥ ૭ ॥

———:o:———

## પદ ૨૦૩ રાગ વસંત

એસા પદ સદગુરૂસે પાયા, વેદે ન જાય સો ઉચાર્યા
સારદ શેશ મહેશ થકે સબ, એસા અલેખ અપારા ॥ ટેક ॥
રાખું ન જ્ઞાન ન ચાલું અજ્ઞાના, પંડ બ્રહ્માંડસે ન્યારા
પાંચ પચીસકુ ડોર લગાઇ, અગમહી ઘર ઝણકારા ॥ ૧ ॥
દશ ભી સોહું ચઊદભી સોહું, સોહું સહસ્ત્ર અઠયાસી
સોહું તેત્રીસ કરોડમે વ્યાપક, સોહું વીરલા વાસી ॥ ૨ ॥

છઠા પદ સકલમે શોભીત, સદગુરૂ સંતસે પાવે
જીવન મુક્ત હોઇ સો રહહી, સો નહી આવે જાવે ॥ ૩ ॥
શુક્ષ્મ પદ કોઇ વીરલા જાને, સેજે રહે અડોલે
લક્ષમે જાઇ અલક્ષમે સમાઇ, નહી મુની નહી બોલે ॥ ૪ ॥
રામ કૃષ્ણ કપીલ અવતારા, સમજી સમે નીજતારા
પ્રકૃતી પુરૂષકે પારહી ખેલે, નીગમ અગમસે ન્યારા ॥ ૫ ॥
નીજ પદમેં જે કોઇ સમાયા, છોડી સકળ ઉપાધી
જોગી નહી ભોગી નહી રવીદાસા, સાધન નાહી સમાધી ॥ ૬ ॥

———:o:———

પદ ૨૦૪ વસંત

રસ રમણની રીત વસંત રત, નીત્ય રમે સત્સ્વરૂપા
સદગુરૂની સેંન કોઇક સંત ખેલે, જહાં નહી છાય ન ધુપા ॥ ટેક ॥
તાલ પખાજ વેણા જંત્ર વાગે, અનહદ શબ્દ અપારા
પાંચ સખી મીલી પીયુને વધાવે, અદ્ભુત તેજ અંબારા ॥ ૧ ॥
તીમીર ગયોરે તત્વ દરસતાં, અનુભવ સુર ઉદ્યોત
સાધન સાધ સમ્યું સંહુ સંકલ્પ, પ્રગટીયા પરબ્રહ્મ જોત ॥ ૨ ॥
સંભવ મટીઓ પીયુજી નીરંતર, સુરતી વસંત નીત ખેલે
રવીદાસ પીંડ બ્રહ્માંડ રહીત પદ, પહોચ્યા પાર સંત પેલે ॥ ૩ ॥

———:—:———

પદ ૨૦૫ વસંત

ચાલો સંતો વસંત વધાવા, સદગુરૂકે ઘર જઇએ
સુરત સખી ચીત સર પર કલસા, મનકા મહોર ચઢાઇએ ॥ ટેક ॥
પ્રેમ પીચકારી હરી રંગસુ ભરીએ, નીરતી સેડ ચલાઇએ
ત્રીકુટી સંગમમે તકીતકી છીરકે, નીજ રૂપમેં મન લાઇએ ॥ ૧ ॥
જ્ઞાન ગુલાલ અબીર અજંપા, અનહદ તાલ બજાઇએ
સત સાહેબકે ચરણ કમલમે, આતમ પુષ્પ ચઢાઇએ ॥ ૨ ॥
ધ્યાન ધજા દેવલપર ફરકે, ઇંદ્રી દમન દંડ સુહાઇએ
સદા વસંત વસત ઊન ઘરમે, ઉલટતો રંગ સમાઇએ ॥ ૩ ॥
બંધી છોડ બંધનસે ખોલે, જીવ મટે શીવ થાએ
રવીદાસ ઘટપર સદગુરૂ રહે, ફગુવા દરસન પાયે ॥ ૪ ॥

———:o:———

પદ ૨૦૬ વસંત

બ્રહ્માનંદ સ્વરૂપા નંદ જે, ભજનાનંદ મન માણે
આદ મધ અંત આતમ ચઇતન, તાબીન કછુવે ન જાણે ॥ ટેક ॥

રાગ દ્વેશ છુટયો વા જનકો, સમજી સમાયા ટાણે
કોઇ નંદે કોઇ વંદે જગતમેં, હરીજન હરદે ન આણે ॥ ૧ ॥
તન મન ધનકું જુઠા જાણું, દીલ ઠરીયું ઠેકાણે
સદગુરૂ કેરી સાને સમજ્યા, ફેર નહીરે ભવ ખાણે ॥ ૨ ॥
રવીદાસ સુખી સબ અંગે, સોહું તાણે વાણે
ભાણ પ્રતાપે સુઝા બુઝા, નુગરા વાદ વખાણે ॥ ૩ ॥

———:o:———

પદ ૨૦૭ **વસંત**

પ્રથમ વસંત પંચમી મુદ્રા, ખેલ રહયો માંહી ભારી
બીન કરતાળ પખવાજ બાજે, દેખત સુધ વીસારી ॥ ટેક ॥
રકતંન પીત શ્યામ નહી ઉજવળ, લીલન અનંત તમાસા
રૂપ કહ્યામેં નાવે હરીકો, પુરણ બ્રહ્મ પ્રકાશા ॥ ૧ ॥
પાંચ પચીસ મલી પુષ્પ લઇ, વધાવ્યા નીજ તંત
ઉલટ સુલટ કમલ નીજ ફુલ્યાં, દીલ અંદર દરશન્ત ॥ ૨ ॥
સ્થુલ સુક્ષ્મ કારણના કરતા, મહા કારણ નીજ ધામ
ઉલટ ગુલાંટ સુરતી ત્યાં પહોંચી, જીહાં અવીનાશી રામ ॥ ૩ ॥
હું નહીં તું નહીં તે નહી સંભવ, ઉડયા જ્ઞાન ગુલાલ
જ્ઞાન મગન રસ મચ્યો એકરસ, અનભે અદ્ધેત માલ ॥ ૪ ॥
સુખ દુ:ખરહીત શોભા માંહી સુંદર અખંડ અક્ષરાતીત
રવીદાસ વસંત સંત ખેલે, જહાંનહી દ્વૈતાદ્વૈત ॥ ૫ ॥

———:o:———

પદ ૨૦૮ **વસંત**

રરંકાર પતી ઓર સુરતી સોહાગણુ, અરસ પરસ ખેલે હોરી હો
શીલ શ્રંગાર નેહ અતી નોતમ, ખેલત નવલ કીશોરી હો ॥ ટેક ॥
પંચ રંગ બીચ ગુલાલ ઉડાયો, ત્રીગુણ કેશર ઘોરી હો
અરથ અબીલ સાચ કરી સોધો, ભકતી પ્રેમ પીચકારી હો ॥ ૧ ॥
વર અવીગત નીશ્ચલ અવીનાશી, ખેલત પીયુંસે પ્યારી હો
અનાહદ નાદ બેન ધુન ઝીંકત, ગગના ગરજત ભારી હો ॥ ૨ ॥
ફાગન ફાગ ખેલત ભયો ભાવ, વરખત અમૃત વારી હો
ભીંજત સુરત ગરક ભઇ સુખમન, નીરખત રૂપ મોરારી હો ॥ ૩ ॥
સુફલ જનમ ભયો નાગરીકો, લાગ્યો રંગ કટારી હો
કહે રવીરામ ગુરૂ ફગવા બક્ષા, પુરી આશ હમારી હો ॥ ૪ ॥

પદ ૨૦૯ વસંત

કોઇ મીલે સંત ઉન દેશકા, વાકું પુછું શબ્દ નીજ રહસ્યકા ॥ ટેક ॥
સંત મરાલહે ધીરવાન, તોય છોડ કરે પય પાન
મુકતા ફલકા કરત અહાર, રહેન અહેનકા સહેજ ઠોર ॥ ૧ ॥
પૃથ્વી અંબુ તેજ પવન આકાશ, કાયા કહાં વસત વાસ
ન્યારે ન્યારે બતાવુ ઠોર, મેં પુછતહું કરજોડ ॥ ૨ ॥
મન પવનકા ઠામ ઠાએ, ચંદર સુરજ કહાં બસત આયે
દોઉ મીલ કહાં હોત એક, મોહી કૃપા કરી કહો વીધ વીવેક ॥ ૩ ॥
કહાંહે બુંદને કહાં હે નાદ, કહાંહે અંત ને કહાં હે આદ
મધ કહાં કહાં વસ હોય, મહેરબાન બુઝાવો મોય ॥ ૪ ॥
નાદ બુંદકા સાક્ષી કોન, કહાં વસે શબ્દ કહાં હે સુન
કહાં બાજત અનહદ તુર, કહાં ઝલકત હે અખંડ નુર ॥ ૫ ॥
નુર તુર જહાં નહી સુન, સો બોલત હે કે રહત મુન્ય
રવીદાસ સોઇ સત નામ, પંડ બ્રહ્માંડસે રહીત રામ ॥ ૬ ॥

———:o:———

પદ ૨૧૦ વસંત

એસો અખંડ વસંત રમે સંત સુજાણ, મુખી વીવેક વેરાગ જાન ॥ ટેક ॥
ધર્મ શીલ ભેર અભંગા, મગન રહે નીત હરી સો રંગા
વીવેક આગળ શોભે સોય, એ સખા સમોવડ નહી કોઇ ॥ ૧ ॥
પ્રેમ પ્રથમ સત સંતોશ, રમતા પરબન વ્યાપે શોષ
પાંચ પચીસમાનાઇ હાર, પકડી મન લીયો હે માર ॥ ૨ ॥
મોહ રાજા ઓર કપટ કુર, સેના સહીત નીકારે દુર
ગુરૂ શબ્દકા ગઢ ચોગીં ફેર, આવન ન પાવે અહંનેર ॥ ૩ ॥
શોભે અતી અનહદ રાય, સુખકા સીમા કહી ન જાય
વાજીંત્ર વાજે અનંત ઘોર, હારે સખીયો ચાલી સબલ મન દોર ॥ ૪ ॥
ક્ષમા દયા સુમતી પ્રતીત, શાંતી જરણા પ્રીતી રીત
સબ સખી મનમેં સુરતી સાર, પ્રેમ પડત લીયો બ્રહ્મ આગર ॥ ૫ ॥
ઉડત અબીર દશસો ગુલાલ, ઉડાવે સુંદરી થઇ અપને હાલ
સુખમણા સાથી દીની દોટ, કીની સુખમણા લોટ પોટ ॥ ૬ ॥
સુરતી સુખમણા મીલ્યો હે તાર, અમૃત વરખે અખંડાધાર
બાહેર ભીતર દેખ્યા બંધ, દર્શા દરીઆ શબ્દ અંબ ॥ ૭ ॥
જીતી સકલ સુરત નીહાર, સહીત સાહેબી શબ્દ લહાર
નીરાલંબ આનંદ જાહી, ટોળો સકલ મીલ સમાય ત્યાંહી ॥ ૮ ॥
આપા મીટયા તબ રહ્યા આપ, સમ્યા નામમે સબહી વ્યાપ
રવીદાસ ગુરૂ શબ્દહી સાર, થકે વેદ વાણી ઊચ્ચાર ॥ ૯ ॥

પદ ૨૧૧ વસંત

વસંત વીધુવારલ રમવા, આવ્યા વંદરાવન મોઝાર
રાધાજી સઉ સખી મલીને, ઘેર્યાં જુગદાધાર ॥ ટેક ॥
ઉતહી રાધા ઊંત શ્રી કૃષ્ણ મોરારી, જુથ મલ્યા સહુસામા
સુંદરી દોડી પકડયા પુરૂશોતમ, મોરલી લીધી ભામા ॥ ૧ ॥
પીતાંબર વળી મુગટ મુસ્તકથી, ખુંચી નાકીરે આડી
અબીર ગુલાલ ઉડાવત અબલા. દાણ લેતા હતા દાડી ॥ ૨ ॥
બળદેવજી બહુ બળ કરીને, સખા સંગાથેરે આવ્યા
રાધાને લઇ કેડ ચઢાવી, કૃષ્ણને કરથી છોડાવ્યા ॥ ૩ ॥
અંગ સરવે ગલાલ લપેટયું, ગોપી હાર મનાવી
રવીના સ્વામીને રાધા નમીને, વ્રજ સુંદરીમાં આવી ॥ ૪ ॥

---:o:---

પદ ૨૧૨ વસંત

વસંત પંચમી આજ સખીરે, ચાલો નંદ દ્વાર
સર્વ મલીને સુંદરી સજ થઇ, વધાવો નંદ કુમાર ॥ ટેક ॥
ઘરથી ગોપી સૌ ઊઠી, નવશત આભરણ સજીયાં રે
પ્રેમ મગન પ્રેમદા ફુલ્યાં, ઘરના ધંદા તજીઆરે ॥ ૧ ॥
આંબા મોર સરવ સુંદર, સુવરણ કલસ આરોપી
કેશર કુંકુંમ ગુલાલ અંબર, હાટક થાલ ભરી ગોપી ॥ ૨ ॥
રતન જડીત કલશ રાધાશીર, સબ સખીયનમે શોભે
મંગળ ચાર માનુની ગાવે, મળવા લાલન લોભે ॥ ૩ ॥
ભીડ ધણી થઇ નંદ આંગણે, વીંટીવળ્યા વ્રજ લોક
ચઢી વીમાન દેવ સહું નીરખે, સમી ગયા દુખ શોક ॥ ૪ ॥
સીંહાસન બેઠે મનમોહન, સુદર રૂપ સોહાવ્યા
આનંદ ભરી આવી સહુ અબલા. માંડી ભીડ ભરાવા ॥ ૫ ॥
ઉંચે સ્વર સૌ ગાવે ગોવાલણ, ઘ્રેઢ વધાવે રાધા
અબીર ગુલાલ પડત માધોપર, રહી નહી મન બાધા ॥ ૬ ॥
અંકુસ મેટી અભય થઇ બોલે, રાધા રંગ રંગીલી
ભરી ફાંટ ગુલાલ ગોપીપર, ડારત મીટી મેલી ॥ ૭ ॥
અરસ પરસ બહુ રંગ મચ્યોહે, સાચો શામસુ રંગ
રવીદાસ ના સ્વામી વધાવ્યા, આનદ વાધ્યો અંગ ॥ ૮ ॥

---:o:---

પદ ૨૧૩ વસંત

ગોપી સરવે મલી ગોળે, ટોળે મળીને આવ્યા
ઘેરઇયા ઘમણીએ વલીયા, ભુદરને મન ભાવ્યા ॥ ટેક ॥

અબીર ગુલાલ ફાંટ ભરી નાખ્યો, અબલા જેમ અકલાવે
બળભદ્ર કહે શ્રીદામા કરીએ એક ઉપાયે ॥ ૧ ॥
પાતળીયાને પુછી પધાર્યાં, આવ્યા વ્રજ જુથમાંહી
રંગ મચ્યોરે રચ્યો રસ જામ્યો, હાર્યાં કોઇ ન હરાઇ ॥ ૨ ॥
ઊડત ગુલાલ અબીર અરગજા, બાજત તાળ મ્રદંગ
સામા સામી રહ્યા રંગાઇ, ઉલટ ન માયે અંગ ॥ ૩ ॥
રાધાની એક દુતી આવી, મોહનના કર ઝાલ્યા
રવીદાસના સ્વામીના સંગીઓ, રાધાને લઇ ચાલ્યા ॥ ૪ ॥

---:o:---

પદ ૨૧૪ વસંત

મોહન પાસે લઇ આવ્યા, રાધા મન લજાણી
હસી કહે છે છલ ભેદ રમો છો, સદાય સારંગપાણી ॥ ટેક ॥
કુડ કરીને છળી વંદાને, કુડે માસી મારી
કુડ કરીને અમને લાવ્યા, મદ ભરીયારે મોરારી ॥ ૧ ॥
સાન કરી પ્રભુ ગોવાળોને, ઝાલી ગુલાલની ઝારી
તેલ ફુલેલ અબીલ છરકીયું, હોહા કરે કીલકારી ॥ ૨ ॥
ઓચીંતા રાધાને બધાં ગોપીમાં મેલાવી
વળી ગોવીંદ સોળ સહસ્ત્ર મલી લીધા કાંધ ચડાવી ॥ ૩ ॥
આંખ આંજી સેંથો પુર્યો, સાડી પહેરાવી સારી
તારૂણીઓ સહુ તાળી પાડે, સબલ શોભ્યા મોરારી ॥ ૪ ॥
હરી હાર્યાને ફગવા ભકતી, આપી અટલ અઘાપી
રવીદાસ જીતાવી સુંદરી, પ્રેમે પ્રેમદા ફાવી ॥ ૫ ॥

---:o:---

પદ ૨૧૫ વસંત

વસંત વધાવો આજ સખી, ઉલટ અંગ ન માય
નંદ તણા ઘેર ચાલો ચતુરા, જહાં છે જદુ વંશરાય ॥ ટેક ॥
પ્રીત સહીત પ્રેમદા આવ્યાં, વીસર્યાં ઘરના કામ
સુવર્ણ થાલ માંહી સામગ્રી, શીશ લઇ આવ્યાં સ્યામા ॥ ૧ ॥
તેલ ફુલેલ સુવો માંહી ભેળવ્યો, ઊવટણાં અંગસાર
રતન જડીત બાજોઠ માંડયાં, ઉપર શ્રી રંગ બેસાર ॥ ૨ ॥
પંચામૃતે અંઘોળ કરાવ્યાં, હસી હસી દીયે સઉ તાળી
મુખ કમળ પર હસ્ત ફેરવે, છંદ કરે છે છોગાળી ॥ ૩ ॥
અંગોછે કરી અંગ લુછીયું, ધોતી શ્વેત પહેરાવી
વાઘો શ્વેત ઉપરણો શ્વેતહી, કેશરી પાઘ સમારી ॥ ૪ ॥

સીંઘાસન બેઠે મન મોહન, શોભા વરણી ન જાએ
કીરણ કોટ લજાયે આદીત, જે જે શેષ સહસ્ત્ર મુખે ગાએ ॥ ૫ ॥
ભરી સમાજ સખા સહુ મંડળી, મરકે નંદ કુમાર
બાજત તાળ મૃદંગન ભેરી, ઝાલર નાદ ઝણુકાર ॥ ૬ ॥
સુવંણ કળસ ધર્યો હરી આગળ, આંબા મોર સોહાવ્યા
અબીર ગુલાલ લાલ પર છીરકત, વ્રેહેણીએ વ્રેહે વધાવ્યા ॥ ૭ ॥
રંગીલા રાધા શ્રીરંગપર, ધુમ મચાવ્યો ભારી
રવીદાસ રસ મચ્યો રસબસ, ઓપીત અખંડ બીહારી ॥ ૮ ॥

———:o:———

## પદ ૨૧૬ રાગ થાળ વસંત

આરોગવા આવો મારા વાલા ઘેરછયા સાથેરે
ખીર ખાંડ ઘૃત અમૃત ભોજન પીરસુ હાથેરે ॥ ટેક ॥
સેવ કંસાર પુરીયો તળીયું, ભજીયાને ભાજીરે
વાલોળો વંતાકુજ કરીયાં, કાચરીયું તાજીરે ॥ ૧ ॥
છપન ભોગ વીધ વીધ ભોજન, પ્રીત કરીને લીજેરે
રવીરામચા સ્વામી સુંદરવર, ઉગરતું અમને દીજેરે ॥ ૨ ॥

———:—:———

## પદ ૨૧૭ થાળ રાગ ધુમાર

અલબેલો આરોગવાને આવીયા હો, આવો મેરે પ્યારે
માવો પધાર્યા સખા લઇને સાથ ॥ ટેક ॥
સુવર્ણ થાલ ધર્યો પ્રભુ આગે, બીરાજ્યા સખા સહીત
વ્રજ વનીતા ટોળે થઇ બેઠી, પ્રેમદા જણાવે બહુ પ્રીત ॥ ૧ ॥
ભાત ભાતના મેલ્યાં સુખડાં, વીધ વીધના પકવાન
મુજ સામુ જુવેને જમે જમાડે, મરકી મુખ માહી મેલે કાન ॥ ૨ ॥
વાલોળો વંતાક કરીયા, સુરણ સમાર્યા શાક
સુવા તાંદળજાને મેથીની ભાજી, પુરણ કીધા સર્વે પાક ॥ ૩ ॥
કરમદાં કેળાં ને રાયતાં ચીરી, લીંબુ આદુ સાર
બહુ વીધના સંધાણું સારાં, કહેતા ન આવે પાર ॥ ૪ ॥
કુર કમોદનો ને દાળ તુવેરની, કઢી લેજો કૃપા નીધાન
દુધ કઢી માંહી સાકર ભેળી, આરોગીયે જીવન પ્રાણ ॥ ૫ ॥
ભોજન કરી રીઝયા રાધાવર, પોંચી મનની આશ
જુઠ રહીસો સખીએ લીધી, કરજોડી કહે રવીદાસ ॥ ૬ ॥

પદ ૨૧૮ **ધુમાર હોરી**

અધર રસ હોરી ખેલીએહો, ખેલીએરે
જહાં બાજે અનહદ તુર ॥ ટેક ॥
સદગુરે શબ્દે રમત માંડી, અરધ ઉરધ બજાર
અધરહી જ્યોત અપરમીત ઝલકે, વરખત અમૃત ધાર ॥ ૧ ॥
ભ્રમર કમળપર કરત ગુંજારા, ગરજત ગગન ગંભીર
ચમકત બીજ દેખત સંત વીરલા, નામ નીરંતર ધીર ॥ ૨ ॥
બાહેર જાતાં ઉલટીઆ, ભીતર ખોલે કપાટ
અગમ અગોચર અંતર પ્રગટાયા, નીરગુણ બ્રહ્મ નીરાટ ॥ ૩ ॥
બીન કરતાલ પખવાજ વાજે, તુંહીં તુંહીં ત્યાં હોય
રવી ભાણ પ્રસાદે સમીયા, બુઝત સંત જન કોય ॥ ૪ ॥

———:o:———

પદ ૨૧૯ **રાગ હોરી ધુમાર**

મોહન સંગે હોરી ખેલીએ હો, અહો મેરે પ્યારે
ખેલતાં હોય રસ રૂપ ॥ ટેક ॥
કાહુકો ઘુંઘટ લે ખોલે કાહુકો ફારત ચીર
કાહુકી દુલરી લેતોરે, કાહું કું છાંટત નીર ॥ ૧ ॥
કાહુંકો ગોરસ લે ઢોલે, કાહુકો દેત લુટાય
નેક લાજ આવત નહી આપું, કેતીક કહું મે બનાય ॥ ૨ ॥
કાહુંસે મુખ હસકર બોલે, કાહુસે ફેરત પીઠ
કાહુકી અંગીયા લે છોરે, એસા મેં મોહન દીઠ ॥ ૩ ॥
કાહુંસે મુખ ક્બુન બોલે, કાહુકે ઘર જાય
કાહુકો અરખ્યો નહી લેવે, કાહુકી જુઠણ ખાય ॥ ૪ ॥
કાહુકો આંગણ જઇ ડોલે, કાહુકુ દુર્લભ ધ્યાન
કાહુકે સુપને નહી આવે, કાહુકુ દેતે પ્રાણ ॥ ૫ ॥
કબહુક ચાર વેદ મુખ ગાવે, કુબહુક માટી ખાય
કબહુ ગીરી ગોવર્ધન ધારે, કબહુક ચલન સીખાય ॥ ૬ ॥
કબહુ કંસ રાયકુ મારે, છાંયા દેખી ડરાય
રાહુ કરત કોઊ ઘરમે પેઠત, માતાજી વારણે જાય ॥ ૭ ॥
કબહુ તાતા દુધ ન પીવે, બોલે તોતરા બેન
કબહુ દાવાનલ લે પીવે, કરત અનંતહી ચેન ॥ ૮ ॥
કબહુ બનમે ધેન ચરાવે, ગોવાલન સંગ જાય
કબહુ તીન ભુવનકો ઠાકોર, ઘટ ઘટ રહ્યો હે સમાય ॥ ૯ ॥

વીછું દેખ અતી ભે કંપે, છાંયા દેખ ડર પાત
કાલી નાગ નાથી ઘર લાગે, મથે હે સાયર સાત ॥ ૧૦ ॥
તીન ભુવન તીનુ પગ કીના, એસા ઠગવા કહાત
દેહરી ચઢી સકે ન સાંવરો, દેત અભે પદ દાન ॥ ૧૧ ॥
રવીદાસ કહાં સોભા વરણું, અકળ કળ્યો નહી જાય
તીન લોકકા ઊંદર ભરતહે, રોઇ રોઇ માખન ખાય ॥ ૧૨ ॥

———:o:———

### પદ ૨૨૦ રાગ હોરી ધુમાર

રસીયા રસ હોરી રંગ ભરીહો, અહો મેરે પ્યારે
આવો હે કેસર ઘોર ॥ ટેક ॥
જોબન જોર મોર મન મોહન, પ્રેમ ઘટા ઘન ઘોર
વીરહ નદી ઉમંગી તન ભીતર, કામ કટારી લાગી જોર ॥ ૧ ॥
ઊરપર હાર હૈયાપર ચોળી, તાપર રાખુ તોહે
નીરખત રહું રેન દીન તુમકું, લાડ લડાયો પીયા મોહે ॥ ૨ ॥
સ્યામ વદન પર કેશર છરકયો, જયું તારે આકાશ
વ્રજ વનીતા રજની હુઇ ફુલી, મોહન શશી પ્રકાશ ॥ ૩ ॥
તન મન વાર કરૂં નોછાવર, રાધા મન આનંદ
ઉડત ગુલાલ અબીર અરગજા, ખેલત ગોકુળ ચંદ ॥ ૪ ॥
રવીદાસ પ્રભુકી છબી નીરખે, શોભા અપરંપાર
પુરણ ભાગ્ય વસે વંદ્રાવન, સુફળ જન્મ નરનાર ॥ ૫ ॥

———:o:———

### પદ ૨૨૧ રાગ હોરી ધુમાર

મદન માધવસે હોરી ખેલે હો, અહો મેરે પ્યારે
ખેલુંગી દોઊકું લપેટ
લોક લાજ કુલ કાન મેટકે, મીલુંગી નીશાન બજાય
નીરખે હોઇ મગન હોઇ નાચું, ભેટુંગી સન્મુખ આય ॥ ૧ ॥
ઘુંઘટકે પટ દુર કરંગી, દેઊગી માન ચકોર
નીરખું વદન મદન માધોકો, પાંવ પરૂંગી કર જોર ॥ ૨ ॥
માનું ગંગ ગીરી પર વરસે, હે કોઇ રાખન હાર
જાઇ મીલી સરીતા સાગર મે, કોન નર કાઢત બહાર ॥ ૩ ॥
જ્ઞાન ગુલાલ પ્રેમ પીચકારી, કરણી કેશર ઘોર
ધ્યાન ધુમાળ દયા કસ્તુરી, સુમરણ અગર અબીર ॥ ૪ ॥
મગનભઇ તનકી સુધ વીસરી, ઉર લપટાઇ જાય
રવીદાસ પ્રભુ ખેલન નીકસે, તવ મન માંહી સમાય ॥ ૫ ॥

### પદ ૨૨૨ રાગ હોરી ધુમાર

પીયા આઓ હોરી ખેલીએ હો, અહો મેરે પ્યારે
તુમ વીન રહ્યો ન જાય ॥ ટેક ॥
પતીયા લખુ પ્રીતમ અપનેકું, પાવક પ્રગટયા આય
બ્રેહેની બ્રેહ જગત નીસવાસર, છતીઆં જરત દુખાય ॥ ૧ ॥
કઠણુ લગન તન મદ જોબનકા, પીડત રહે દેહ પ્રાણુ
લીજીએ આપ વેગ સુધ મેરી, કહા કઠન ભયે કાન ॥ ૨ ॥
બોલત મોર ચકોર કોકીલા, મધુર શબ્દ સુનાય
ગુંજત ભમર કમલકા શોભા, સુનત કમલ કમલાય ॥ ૩ ॥
પંથ નીહારી ઝાંય પરી અંખીયા, બેઠી મે શીશ ધુણાય
એક સખી મેરી દોરી આઇ, દેખોરે સખી પીયા આય ॥ ૪ ॥
નોતન ચીર ઊતાર ઊઢાય, ઓર ગલેકો હાર
મેવા મીસરી ગોદ ભરાઇ, ઓર કરી મનોહાર ॥ ૫ ॥
જબ પીયા પાય કંઠ લગાયે, બરખત પ્રેમ ઊમંગ
દેખ્યો પ્રેમ મદન માધોકો, ઊપજત પ્રેમ અભંગ ॥ ૬ ॥
ચુવા ચંદન અગર કુંકુંમ, પીચકારી સોએ હાથ
રવીદાસ કહા સોભા વરણું, બન્યા હે સુભગ વરસાથ ॥ ૭ ॥

———:—:———

### પદ ૨૨૩ રાગ હોરી ધુમાર

રસ હોરી ખેલે સાવરો હો, અહો મેરે પ્યારે રંગમે રંગ સમાય ॥ ટેક ॥
મન મોહનજી મનકી સબ જાનત, જેતા જગમે જીવ
અપને જનકે પાસ રહતહે, પુરન પરગટ પીવ ॥ ૧ ॥
જેતી જુગમે મુરત દીસે, સોહી મોહન રૂપ
સંતનકે હરદેમે હરજી, રહત હે અખંડ અનુપ ॥ ૨ ॥
ભીતર કપટ દુર કર સુંદર, સનમુખ પીવસુ રંગ
પડદા ખોલ મગન હોઇ નાચો, ઇસ વીધ લીજે હરી સંગ ॥ ૩ ॥
પરહર લાજ નીર્લજ હોઇ આવો, માન ગુમાન વીસાર
ખેલન ચલે ભાગ નીજ ધ્યામે, કબહુ ન આવત હાર ॥ ૪ ॥
રવીદાસ પ્રભુકી છબી નીરખત, ચરણ કમલ ચીતલાય
શોભા સરસ સુભગ સુંદર વર, તન મન ગએ ભુલાય ॥ ૫ ॥

———:o:———

### પદ ૨૨૪ રાગ હોરી ધુમાર

રસ ભીની રાધા રસ ભરીહો, અહો મેરે પ્યારે લાલને ચીત લીયો ચોર ॥ટેક॥
વે સરકો મોતી અતી સુંદર, લાલ લડુ હોઇ જાત
ઘર અંગને ન સુહાત લાલકુ, દેખત પનઘટ જાત ॥ ૧ ॥

મંદ મતી અતી ગર્વ જણાવે, જુવાની જોબન જોર
ખંજન મીન ચંચળ ચપળતા, કરત કલા જેસે મોર ॥ ૨ ॥
ભ્રકુટ કમાન બાન દ્રગ લોચન, ગજ ગતી ગવન ગંભીર
શ્રગ મદ કેશર દીયોરે, બોલત વચન સો ધીર ॥ ૩ ॥
અંગ અંગપર રતન જડે હે, માનો રતન જડાય
માનુ ગીર ભોર રવી નીકસ્યો, ચમકત દંત શોભાય ॥ ૪ ॥
રૂપ અનુપકે સાગર, કહા વર્ણું મત થોર
રવીદાસ પ્રભુકી છબી નીરખત, દરસનમે ઝકઝોર ॥ ૫ ॥

———:o:———

## પદ ૨૨૫ રાગ હોરી ધુમાર

હરી હાથ બીકાને ગુજરીયાંહો, આવો મેરે પ્યારે
તનમન લીનોહે ચોર ॥ ટેક ॥
પ્રેમ મગન ખબર નહી તનકી, ભુલ ગઇ નીજ ભાન
ગોરસ નામ વીસર ગયોં ગુજરી, લોને હમારો કાન ॥ ૧ ॥
વંદ્રાવનકે લોક ઠગારે, કેતે કાન તેરો દેત
ટકે શેર મેરો કાન બેચતહું, મન માને સોઇ લેત ॥ ૨ ॥
શીરકી મટુકી હેઠે ઊતારો, દેખું તીહારો કાન
ગોલીમેં બેઠે મન મોહન, ભક્ત જીવન પ્રાણ ॥ ૩ ॥
પ્રેમ પ્રીતકી સાંકલ ગાંઠી, કૃષ્ણ બંધાયા આય
ચરણ પાતાળ શીશ અસમાના, પ્રેમકે બંધને બંધાયે ॥ ૪ ॥
રવીદાસ મનકા મન મોહન, સબ વીધ જાનુ પ્રીત
કહાં અહીર કહાં મનમોહન, દેખોને પ્રીતકી રીત ॥ ૫ ॥

———:o:———

## પદ ૨૨૬ રાગ ભોવાળ

બાઇ મારે સુરત સોહાગણેરે, સુંદરી સાર બીછાઇ સેજાં ॥ ટેક ॥
અધર તખત આપ બીરાજે, ત્રણ ભુવનમે તેજા
અનહદ નાદ અખંડીત વાજે, નીરભે નીરખ્યા નેજા ॥ ૧ ॥
શુન્યની ઊપર સેર સોઝાળ્યા, વીરલા જાણે વાકા ભેદા
સદગુરૂ દ્રષ્ટે નરખ્યા પરખ્યા, હરજીએ દાખ્યા હેજા ॥ ૨ ॥
ગુણ નીરગુણ મધ્યે મહાપદ, બંધ મુક્ત નહી લેહેજે
રવીદાસ પીયું પાઇ સુરત સુંદરી, ચીત ચોંટયા ચીત સેજે ॥ ૩ ॥

### પદ ૨૨૭ રાગ ભોવાળ

બાઇ મારે આજ અનોપમ, ગોવીંદ આવી બેઠા ગોખે ॥ ટેક ॥
ભીતર જાણીં તો ભુદર, ભાવે જમાડે જોખે
ત્રણ લોકમાં આતમ સહુનો, પરશોતમજી પોખે ॥ ૧ ॥
જગત જાણે જગ જીવનને, ભરમે ભરીયા ધોખે
ભકતીને વશ સદા વીશ્વંભર, મુઢ તે વળ્યા મોખે ॥ ૨ ॥
કયાંયન જાઉં પીયુને લડાઉ, નીરખ્યા નેણે ચોખે
રવીદાસ ભકતી ભગવંતની, ભરમ કરમને સોખે ॥ ૩ ॥

———:o:———

### પદ ૨૨૮ શ્રી ગણપતીનુ ભજન

સમરૂં સાંજ સવેરા એવા ગુણનાપતી સુંઢાલારેજી ॥ ટેક ॥
માત ભણીજે જેની પાર્વતી હે સ્વામી, પીતા શંકર દેવા ॥ ૧ ॥
ધી સીંદુરની સેવા ચઢે હે, સ્વામી, ગળે ફુલડાની માલા ॥ ૨ ॥
મયુર મુકુટ શીરછત્ર બીરાજે, સ્વામી કાનુમે કુંડળ વાળા ॥ ૩ ॥
અઢારે વર્ણના વીઘ્ન હરો છો, સ્વામી,
ધર્મની બાંધેલ ધર્મશાળા ॥ ૪ ॥
કહે રવીદાસ સતભાણ પ્રતાપે, સ્વામી, ખોલેલ બ્રહ્મના તાળા ॥ ૫ ॥

———:o:———

### પદ ૨૨૯

## ખીમ સાહેબ તથા રવી સાહેબની પ્રશ્નોત્તરી

જીરે સંતો ભેદ અગમરા બુઝોરે ॥ ટેક ॥
ખીમ—કયું કર સદગુરૂ સમરીએરે, કયું કર લીજે નામ
કયું કર ઉનકુ દેખીએ, કહાં છે આતમ રામ.
તમે ભેદ અગમરા બુઝોરે ॥ ૧ ॥
રવી—શ્વાસો શ્વાસે સમરીએરે અવનીશ લીજે નામ,
તુરત સુરતસે દેખીએરે, ઘટા ઘટ આતમ રામ.
સંતો ભેદ બ્રહ્મરા પાયારે ॥ ૨ ॥
ખીમ—કહાંસે વીજાં કરે ઝંઝુકારા, કહાસે જ્યોતી જાગે,
કહાં સદગુરૂકી નોબત બાજે, તખતે કોન બીરાજે,
તમે ભેદ અગમરા બુઝો ॥ ૩ ॥
રવી—આપ તેજસે હુવા ઝંઝુકારા, ત્રીકુટી જ્યોતી જાગે
ગગન મંડળમે નોબત બાજે, તખતે આપ બીરાજે
સંતો ભેદ બ્રહ્મરા પાયારે ॥ ૪ ॥

ખીમ–કહાંસે આયા કહાં જાયગા, કહાં તુમારા ધામ,
આ કાયા કાલે પડી જાશે, તમે બતાવો ઠામ,
તમે ભેદ અગરા બુજો ॥ ૩ ॥
રવી–હમહી આયા નુરસે, અમરાપુરમે ધામ
ચડી સુરત અસમાને ઠેરાણી, સો બ્રહ્મ હમારા ધામ
સાધુ ભેદ બ્રહ્મરા પાયા રે ॥ ૩ ॥
ખીમ–કોન શબ્દશે ધુન લગાઇ, કોન નામ નીરધારા,
ખેમદાસ રવીદાસકું પુછે, માંહી બોલોકે બારા
તમે ભેદ અગમરા બુજો ॥ ૪ ॥
રવી–સત શબ્દસે ધુન લગાઈ, અધં નામ નીરધારા
કહે રવીદાસ ગુરૂ ભાન પ્રતાપે, ઓહં સોહંસે ન્યારા
સાધુ ભેદ બ્રહ્મરા પાયા રે ॥ ૪ ॥

---:o:---

## પદ ૨૩૦ ખીમ સાહેબના પ્રશ્ન

કોઇ પરખંદા, સતશબ્દકા રૂપ, કોઇ પરખંદા ॥ ટેક ॥
મુળ શબ્દ સો કહાંસે ઉઠે, કોન દેશમેં બોલે,
કોન મંડળ શબ્દકા વાસા, તત્વ વીચારી તોલે, ॥ કોઇ ॥ ૧ ॥
કીતના લંબા કીતના ચૌડા, કીતના હે અનુમાના,
કેસા રૂપ શબ્દકા સાધો, બતલાઇ દો કર ધ્યાના ,, ॥ ૨ ॥
કીતના હલકા કીતના ભારી, ખારા હે કે મીઠા,
મોહી ગરીબકુ કહી સમજાવો, શબ્દ કોન બીધ દીઠા ,, ॥ ૩ ॥
શરીર ખોજ શબ્દકું પકડો, હાથ ગ્રહી બતલાવો,
પડે પીંડ પ્રગટ ઘર ભાંગે, શબ્દ કહાં સમાવો ,, ॥ ૪ ॥
ખીમદાસ રવીદાસકું પુછે, ગમ કર ગગના હેરી,
કોન નીરંતર કોન દેશમે, કહાં સમાવે દોરી ,, ॥ ૫ ॥

---:o:---

## પદ ૨૩૧ રવી સાહેબનો ઉત્તર

કોઇ લહંદારે સત શબ્દકા વીચાર ॥ કોઈ ॥
મુળ શબ્દ નાભીસે ઉઠે, ત્રીવેણી રહી બોલે
સુન્ન મંડળ શબ્દકા વાસા, ખોળતલ સાધુ બોલે ॥ કોઈ ॥ ૧
દ્વાદશ આંગળ બાહેર લંબા, ચૌડા હે સર્વંગા
જેસા દીપક ધરા મંદીરમેં, વૈસા શબ્દકા રંગા ,, ॥ ૨ ॥
હલકા સો સંતે નહી માન્યા, ખારાવાકુ કહીએ
મીઠીસો મરજાદ ગુરાંકી, સાત્વીક બુદ્ધીએ રહીએ ,, ॥ ૩ ॥

અર્થ ન સુઝે એસા અટપટ, તાસે ભારે હોઈ
ઝીણાસો સમજી સત ભાખે, વેસા વીરલા કોઈ ,, ॥ ૪ ॥
દોઉ કમલકી અણી અગ્રપર, રૂપ શબ્દકા દેખ્યા
સુરત શબ્દમે લીન ભઇ, તબ દીયા કરમ પર મેખા ,, ॥ ૫ ॥
છને પીંડ જબ સનમુખ દર્શા, દ્વાદશ અંગુલ જબહી
બ્રહ્મ ચક્ષુ ભઈ બ્રહ્મ અગનસે, જલી વાસના તબહી ,, ॥ ૬ ॥
સદગુરૂ શબ્દે ભયા સ્વતંત્ર, ઘટ મઠપટ દર્શાયા
રવી રામ પીંડ પડયા શબ્દ તબ, નીરાધાર સમાયા ,, ॥ ૭ ॥

———:o:———

પદ ૨૩૨

અનુભવ કરીઓ રે કરનાર ॥ ટેક ॥
કહો અનુભવકી રીત, બડે તુમ સંત કહાવો,
દીલમે કરો બીચાર, ચોંપસે ચરચા લાવો,
આંટી છુટે મન તણી, ભાગે દીલની બ્રાંત
પશ્ચિમ દેશ પરમોદકે, અબ કયું બેઠે નીરાંત ॥ અનુ ॥ ૧ ॥
કહો પવનકા મુળ, મન કહો કહાંસે આયા
કહાં ઉનકા સ્થાન, દો મીલ કહાં સમાયા,
શબ્દ કહાંસે ઉઠતહે, ઠીક કહાં ઠેરાય
નાદ બુંદકા રૂપ કહો, તુમ સત દીયો સમઝાય ,, ॥ ૨ ॥
કહો જીવકા રૂપ, શીવકા સ્વરૂપ કહીજે,
કરો જુજવા અર્થ, સત્ય સીધ્ધાંત લહીજે
જીવ શીવ કયાં રહેરે, સોઈ કહો અનુમાન,
અગાધ વસ્તુ અખંડ હેરે, પ્રગટ કરો હમ જાન ,, ॥ ૩ ॥
હમ તુમ ભાગે દોય, હંસા કયાં જઇ હળીયા,
પડે પીંડ પરગટ, મન કહો કયાં જઇ મલીઆ,
કહે રવીદાસ સુણો અનુભવી, અલખ દીયોઓ લખાઈ,
તબ હમ સદગુરૂ ધારહી, તુમ તત્વ દીયો બતાઈ ,, ॥ ૪ ॥

———:o:———

પદ ૨૩૩

આતમ નીરખો રે નીરવાણ ॥ ટેક ॥
સતગુરૂકે ઉપદેશ, જ્ઞાન અનંભે ઉર જાગ્યા,
પપીઅલ મીન વીહંગ, ખોજ કર ભે ભરમ ભાગ્યા,
પરી ઉતર સદગુરૂ કહે, જાકી કલા અનંત
વેદ બુદ્ધિ બુધ નવ લહે, સમજે વીરલા સંત ॥ આતમ ॥ ૧

નાભી પવન અસ્થાન, મન અષ્ટદલ કમલ માહી
ભ્રકુટી વાકા સ્થાન દો મીલ વહાં સમાહી
શબ્દ શુન્નસે ઉઠતહે, ફીર શુન્ન સમાઇ
નાદ લીન ભયા બીંદમેં, બીંદ નીરંજન રાય ,, ॥ ૨ ॥
પંચ તત્વ વીષય, મલી કરી જીવ કહાયો,
દેહ ઇંદ્રી મન પ્રાણ, માન માહી બંધાયો
સોહં બ્રહ્મ અગાધ હે રે, લીપે ન છીપે સોય
ઘટ ઘટ પ્રગટ રમી રહ્યા, ચીને વીરલા કોય ,, ॥ ૩ ॥
જીવકી શકતી અજ્ઞાન, શીવકી શકતી માયા
એ દોનુતે ભીન્ન, અખંડ અદ્વૈત અજાયા
જીવ શીવ કેવાય નહી, હમ તુમ નહી કોઈ હામ
બ્યંત્રિક પદ પરમાતમા, નીરાલંબ નીજ ધામ ,, ॥ ૪ ॥
એ સદગુરૂકા દેશ, નીગમ નેતી કરી ગાવે,
બ્રહ્મા વીષ્ણુ શેષ મહેશ, કોઈ પાર ન પાવે,
નીજાનંદકો અનુભવી, નામ રૂપ કો નાશ,
બ્રહ્મ મગન હોઇ બોલીયા, અણછતા રવીદાસ ,, ॥ ૫ ॥

———:—:———

પદ ૨૩૪ રાગ—પંજાબી

જીન કાયા બ્રહ્મસે ભેળા, સદગુરૂ મેરા હોજી ॥ ટેક ॥
નીશ્ચલ પદવી નીરભે પાઈ, સુરતી અગલ બગલ ન જાઇ,
સદગુરૂ શબ્દે દીયા બતાઇ, મનકું ઘેરા ॥ જીન ॥ ૧
મુળ કમળકુ બહોત દબાયા, ધીરે ધીરે પવન ચઢાયા,
ઉલટા કમળ સોઇ સુલટાયા, હરદમ હેર્યા ,, ॥ ૨ ॥
કામ કમલ હે ખટદલ જેસા, તામે જાઇ કીયા પરવેશા,
આગે અજરાયેલકો દેશા, ચઢાયા સવેરા ,, ॥ ૩ ॥
નાભી પશ્ચીમસે પરવરીયા, ધરકુ લઈ અધર પર ધરીયા
ઉગ્યા અરકને અમૃત ઝરીઆ, નાભકા નેરા ,, ॥ ૪ ॥
સુન શીખર ધઢ દીયા અસ્થાના, બાજે અનહદ શબ્દ નીશાના
ઝંડા રોપ્યા મુકત મેદાના, ડગે ન ડેરા ,, ॥ ૫ ॥
જાહેર ખોજ કોઇ જોગી પાવે, શીખર ચઢેકી સાન બતાવે
તાકુ રવીરામ શીશ નમાવે, ભાણકા ચેરા ,, ॥ ૬ ॥

———:o:———

પદ ૨૩૫ હોકકા—રાગ પંજાબી.

મેરા સદગુરૂ હે સરવંગી, હોકા પીવેજી ॥ ટેક ॥
પ્રથમ શ્રીફળ પંડ પ્રમાણુ, માથે મેરૂ તણા મંડાણ
નીચે પીવે નુર નીરવાણ, સતકા સંગી ॥ મેરે ॥ ૧ ॥

શીશા કમળકી ચલમ કીની, તીન ગુણ તમાકુ લીની,
બ્રહ્મ અગ્નીકી તણુખી દીની, જલી વાસના જંગી — મેરે ॥ ૨ ॥
હોંકકો પાણી વીના પરવરે, ગુરૂગમ ગગનમાં ગડગડે,
પ્રારબ્ધ હોય તો પુરા મળે, બીજા રસના રંગી — ,, ॥ ૩ ॥
હરદમ હોકા રવીરામે પીધા, અમર પટા લખાવી લીધા,
સદગુરૂના ચરણે સીધ્યા, ભ્રમણા ભાંગી — ,, ॥ ૪ ॥

———:o:———

પદ ૨૩૬ — રાગ પંજાબી.

કોઇ કહંદા, કહત ન આવે મોહી, — ॥ કોઇ ॥ ટેક ॥
દેખો વાકું વાચા નહી, વાચા દેખત નાહીં
ગુંગેકી ગતી ગુંગા જાને, સમજ સમજ મુસકાઈ — ॥ કોઈ ॥ ૧ ॥
શુરેકી ગત શુરા જાને, કાયરકું કલ નાહી
કથણી બકની કામ ન આવે, આપમે આપ સમાઇ — ,, ॥ ૨ ॥
જાકે આંગન કલ્પ વૃક્ષહે, સો પણ ભુખ્યા નાહી
જાકે દીલમે દાવા નાહી, વાકું મીલીયા સાંઇ — ,, ॥ ૩ ॥
મરજીવાસો મોતી લાવે, ઉપર રહે સો તારા
ધીકા સ્વાદહી જીવ્હા જાણે, કયું કહે મીઠા ખારા — ,, ॥ ૪ ॥
લુણકી પુતલી ગઇ જલમાં, કયુ કર નીકસે બારા
કહે રવીરામ ભાણ પ્રતાપે, ઇગમ અગમ અપારા — ,, ॥ ૫ ॥

———:o:———

પદ ૨૩૭ — રાગ પંજાબી

કોઈ રહંદા રે ઉન્મુની મુદ્રા માંહી — ॥ કોઇ ॥ ટેક ॥
ખમીયા ખલકા સંતોષ ટોપી, એ રીકરાઇ ફકીરા
શેલી સહેજ આડબંધ અનભે, શીલ લંગોટ સધીરા — ॥ કોઈ ॥ ૧ ॥
કરણી કુંડી ધીરજ ધોકા, પાત્ર પ્રેમકા પાસા
નેપુર કરવા ફુલ ફકીરી, કરે અહાર ફુલવાસા — ,, ॥ ૨ ॥
રહે ગરકાવ ગુરૂગમ જાગે, આઠ પહોર અલમસ્તા
તાળી લાગી તાર ન તુટે, આનંદહી ઘર વસતા — ,, ॥ ૩ ॥
ઉલટી નાડી ચઢી ખુમારી, ઉલટી ચલહી આશા
સુલટા દમકુ જો ઉલટાવે, દેખે તંત તમાસા — ,, ॥ ૪ ॥
ફના હુવા સો અદલ ફકીરા, કલા ન જાણે કરતા,
રવીરામ સત ભાણ પ્રતાપે, નહી જીવત નહી મરતા — ,, ॥ ૫ ॥

પદ ૨૩૮ રાગ પંજાબી

કોઇ જાગંદા રે, સુપનેકી બુધ્ધી સમાવે ॥ કોઇ ॥ ટેક ॥
કયા ભયે જાગ્યા દીન ચારી, સુપન ચેન મદ માતી,
જેસા ચંદા બીજકા પ્રગટા, ફીર અંધેરી રાતી ,, ॥ ૧ ॥
ગાવે બજાવે કરે કીલોલા, કલેજે ન પડયા છેદા
જેસા પથરા પાણીમાંહી, ભીતર નાહી ભેદા ,, ॥ ૨ ॥
માંરગ વંકા કરલે ડંકા, નહી કાયરકા કામા,
સત શબ્દ સતગુરૂકા ગ્રહીલે, દેખ તપાસી નામા ,, ॥ ૩ ॥
સમજે નહી સતગુરૂકી સમસ્યા, નીરખ્યા નહી નીરાટા
ખબંર કરી દીલ ખોજ્યા નાહી, ઉઘડયા નાહી કપાટા ,, ॥ ૪ ॥
અબકો ચુકયો ચોરાશીમાં, બહોત ફીરેગા ફેરા
કહે રવીરામ સતભાણ પ્રતાપે, ચેત ચેત મન મેરા ,, ॥ ૫ ॥

———:o:———

પદ ૨૩૯ રાગ પંજાબી

માનુની મેરા ભેદી પનીહારી માનુની ॥ ટેક ॥
મેં પનીહારી મહારાજકી, છીલર જલેં ન નાહું
પડદા તોડ પીયા લે પેંહુ, નીર્મલ જલ ભરી લાવું ,, ॥ ૧ ॥
સુરત તુરત સાંધી ત્રીકુટી, અનહદ નાદ બજાવું
ગગન મંડળમાં પીયુકી ગાદી, વહાં જઇ શીશ નમાવું ,, ॥ ૨ ॥
મુરશદ ભેદ બતાયા મોકું, શુધ જલ પુરા પાયા
જનમ મરણકા સાંસા મીટયા, અમર જુગો જુગ જીયા ,, ॥ ૩ ॥
પીંડ બ્રહ્માંડ તણા પડ છુટયા, શીખર ચડીયા પાણી
રવીદાસ ગેબી ગુલતાના, પીયું પતીવ્રતા પટરાણી ,, ॥ ૪ ॥

———:o:———

પદ ૨૪૦ રાગ પંજાબી

લાલ ગુજરી રે, લ્યો ગુરૂજ્ઞાન વીચારી ॥ લાલ ॥ ટેક ॥
મરમ લહો તુમ મુળ શબ્દકા, મનખા જનમ કયું ખોવે
જો નહી માનો સંતકા બચના, ગુરૂકું બુઝી જોવે ,, ॥ ૧ ॥
પ્રેમ પ્રેમ તુમ કયા પોકારો, દેખો પ્રેમકા દેશા
કહુ તલબસે દેખ તપાસી, કરે શબ્દ ઉપદેશા ,, ॥ ૨ ॥
હેત ગાંઠ વીન જાન અવસ્થા, ભીતર માંહી ભાલો
તનમન જોબન ભસ્મ કરીને, બ્રહ્મ અગન પરજાળો ,, ॥ ૩ ॥
સરગુણશે સંશય નહી છુટે, ગુરૂ ગમ કબહુ ન જાગે
સદગુરૂ શબ્દે દેખ ઘટ ભીંતર, આવા ગમન ભય ભાગે ,, ॥ ૪ ॥

જાકું તુંમ સાચા કરી જાણો, વાકી ખોટી આશા
ભાણ પ્રસાદે સંત ચરણ રજ, બોલ્યા સત રવીદાસ ,, ॥ ૫ ॥

—:o:—

પદ ૨૪૧ રેંટીડો—રાગ પંજાબી

રેંટીડોરે રહી ફેરૂં ઘરમાંહી, નીરગુણ ચરખાડો ॥ ટેક ॥
મે પતીવ્રતા નાર પીયાકી, બાહેર કબહું ન જાવું
ચરખા ફીરૂ પીયુંકું હેરૂ, આન પુરૂષ નહી ચાહું ॥ રેંટીડો ॥ ૧ ॥
આરા પાંચ પચીસે પંખા, નવે દામણે બાંધ્યા
કલ દેખી કાંતુ ગુરૂ ગમસે, આઠ પહોર એ ધંધા ,, ॥ ૨ ॥
તેરણીયા ને ત્રાંક થાંભલી મલી સુરાકી જુક્તિ
શીલ સંતોષ જ્ઞાન વેરાગે, વાધ વાધકરી કહીં વાગતી ,, ॥ ૩ ॥
ઉલટા સુલટી માગ ફીરત હે, ત્રાક તાર સુરત રાખી
તુહીં તુહીં રંટીડો બોલે, અનભે કોકડી આખી ,, ॥ ૪ ॥
ત્રીવેણીના તીર ઉપરે, શબ્દાતીત સુતરીઓ
સુતર સહીત મુજેકુ વહોરી, માલ વખારે ભરીઓ ,, ॥ ૫ ॥
અનેક ખસમ કીયા વણ સમજે, સદ્દગુરૂ બંધન ત્રોડયા
રવીદાસ પતીવ્રતા પીયુ પ્યારી, સ્નેહ સુતરીએ જોડયા ,, ॥ ૬ ॥

—:o:—

પદ ૨૪૨ ચરખો

નુરતે સુરતે નીરખો, એના ઘડનારાને પરખો,
આ કોણે બનાવ્યો ચરખો ॥ ટેક ॥
આવે જાવે એ ખેલાવેજી, જ્યા જોવું ત્યા સરખો
દેવળ દેવળ કરે પુકારા, પારખ થઇને પરખો ॥ આ કોણે ॥ ૧ ॥
ધ્યાનકી ધુનમેં જોત જલતહે, મીટયો અંધાર અંતરકો
એ અજવાળે અગમ સુઝે, ભેદ જડયો ઉન ઘરકો ,, ॥ ૨ ॥
પાંચ તત્વકા સાજ બનાયા, ખેલ ખરા એ નરકો
પવન પુતલી રમે પ્રેમસે, જ્ઞાની હોકે નીરખો ,, ॥ ૩ ॥
રવીરામ બોલ્યા પડદા ખોલ્યા, મેં ગુલામ ઊન ઘરકો
એ ચરખાની આશ ન કરજો, ચરખો નહી રહે સરખો ,, ॥ ૪ ॥

—:o:—

પદ ૨૪૩ બંગલો

લોહી માટીકા ચણીઆ બંગલા, ખુબ બન્યા, ખુબ બન્યાજી ॥ ટેક ॥
તીનસે સાઠ વાકું ચીરા લગાયા, ચોસઠ બંધ બંધાયા
બહોતેર કોઠા બે માંહી જાળી, ઉપર ચમડા છાયા ॥ ૧ ॥

હીરા માણેક જયોત અપારા. વરસે અમૃત ધારા
મરજીવા નર ચઢે મેદાને, નિરખે નિરખન હારા ॥ ૨ ॥
એ બંગલાપર છત્ર બીરાજે, વહાં ઉનકા રાજા
સુખમના નારી સેજ બીછાવે, બાજે અનહદ બાજા ॥ ૩ ॥
માંહીકા માંહી ન્યારેકા ન્યારા, એસા ખેલ રચાયા
કહે રવીરામ સત ભાણ પ્રતાપે, અખે અમર ઘર પાયા ॥ ૪ ॥

———:o:———

પદ ૨૪૪ **બંગલા**

તન બંગલેકા કીયા કમઠાણાજી, સોઇ તો કારીગર ન્યારા હે ॥ ટેક ॥
ઓહંકારકી ઈંટ લગાઈ, સોહંકારકા ગારા હે
ચેતન ચુનો માંહી માયાકા મસાલા, રંગ લગ્યા રણુંકારાહે ॥ ૧ ॥
પાંચ કડીઆ ને પચીસ મજુરા, તીન લગ્યા સુતારા હે
તીનસે સાઠ વાકુ ચીરા બંધ બાંધ્યા, અસલ ધાતુકા ઢાળા હેજી ॥ ૨ ॥
નવ દરવાજા દસમી બારીજી, નવ લાખ જાગીયા અપારા હે
ઉપર ખેડક નીચે કચેરીજી, ચંદ સુરજ ઊજીયારા હેજી ॥ ૩ ॥
પાંચ ચોર ખબર કરી રાખોજી, ચાર હે ચોકીદારા રે
સુન મંડળમે સેજ બીછાઈજી, અલખ પુરૂષકા દીદારાહેજી ॥ ૪ ॥
અધર તખતપર આપ બીરાજેજી, ઝલમલ જ્યોતી ઉજીઆરા હે
કહે રવીરામ ગુરૂ ભાણુ પ્રતાપેજી, ભવ સાગરકા તારા હેજી ॥ ૫ ॥

———:o:———

પદ ૨૪૫

ધર અધરસે અવાજ કેસા હોતાજી, બીન દારૂસે ઉડાતાહે ॥ ટેક ॥
બંદુક નોતી વાકુ ગજ પણ નોતાજી, બીન ગોળીસે મરજાતા હે ॥ ૧ ॥
કોણ નર ભરતા ને કોણ નર ઉડાતાજી, કોન નીશાન ઠેરાતા હે ॥ ૨ ॥
ઓહં ભરતા ને સોહં ઉડાતાજી, નીરભે નીશાન ઠેરાતા હે ॥ ૩ ॥
એરે અવાજ કોઈ જ્ઞાનીનર સુણતાજી, સમજ સમજ સુખ પાતા હે ॥ ૪ ॥
કહે રવીરામ ગુરૂ ભાણ પ્રતાપેજી, શબ્દમેં સુરતી મીલાતા હે ॥ ૫ ॥

———:o:———

પદ ૨૪૬ **એકતારો**

તારા મન પવનને વારો, બોલે છે માહી એક તારો એક તારો ॥ ટેક ॥
નુરત સુરતકી સીડી રચી હે, માહી હેર હેરણ હારો ॥ બોલે ॥ ૧ ॥
ઓહં સોહં સબ ઘટ રમીઆ, માંહી ભભકું
દીએ તેને ભાલો ,, ॥ ૨ ॥
અનઘડ આતમ દેવળમેં, ખેલ રચ્યો ચોધારો ,, ॥ ૩ ॥
કહે રવીરામ ગુરૂ ભાણુ પ્રતાપે, ખેલે બાવન બારો ,, ॥ ૪ ॥

પદ ૨૪૭ ચળતી

શબ્દ કોઇ સંત જે વલ્લા જાણે, સમજ્યાને પરમાણે સંતા ॥ ટેક ॥
દીધો શબ્દ પણ કાન ન ધરીયો, ઠગીયો નહી ઠેકાણે
ભુલવણીમાં હાલે ભટકતો, કર્યાં કર્મ પ્રમાણે ॥ શબ્દ ॥ ૧
પર નારીસે પ્રીત કરીને, વીષયાના રસ માણે
મરી મરીને ફરી અવતરીયો, લખ ચોરાશી ખાણે ,, ॥ ૨ ॥
મુરખ નરને હીરલો લાધ્યો, ઓળખ્યો નહી એધાણે
પારખ વીનાનો પડયો પાધરમાં, પથરાને પરમાણે ,, ॥ ૩ ॥
ક્ષુધારથીને ક્ષુધા વ્યાપી, ભોજન ભરીઆ ભાણે
ઉગ્યા પછી એને રહ્યુ અંધારૂં, વળી ન સુજ્યુ વાણે ,, ॥ ૪ ॥
સીધે મારગ સંત ચલાવે, નુગરા આડા તાણે
રવીરામ કહે કહ્યું ન માને, જરૂર જમને બાણે ,, ॥ ૫ ॥

:o:

પદ ૨૪૮ વાણી

સદગુરૂ કે શબ્દોસેં સંતો, હમ પહોંચે ઉન દેશ ॥ ટેક ॥
સ્વાસ ઉસ્વાસ રહીતહે, ઉલટા ગુરૂગમ ગેબ
મન વાણી પહોંચે નહી, અલખ પુરૂષ અલેખ ॥ ૧ ॥
સાધન થકયા સમાધી થકી, થકયા ત્રીવેણી એકતાર
સુન જોતીપર સાહેબો, હંસે પાયા દેદાર ॥ ૨ ॥
સ્થુલ સુક્ષમ કારણ થકે, મહા કારણ જાએ નાશ
એક થકે દોનુ થકે, માયા ભ્રમ ભાસ ॥ ૩ ॥
આર પાર દોનુ થકે, મીન વીહંગમ નાઈ
સંગ નીરાળા અચીન ચીન્યા, રવીરામ ગરક ઉનમાંઈ ॥ ૪ ॥

:o:

પદ ૨૪૯

સુન અનહદ ગડહડે, સંતો પાયા ભેદ અગાધ ॥ ટેક ॥
સાન બતાઈ સતગુરૂ સહેજમાં, મુજ પર કીની મેહેર,
ચડી ખુમારી ન ઉતરે, આવે પ્રેમ કેરી લહેર ॥ ૧ ॥
નાભીસે સુરતાચલીં, સુનમે કીયો મુકામ
પશ્ચીમ ઘાટથી પરવરી, નીરખ્યા નીરગુણ રામ ॥ ૨ ॥
આસન હે અનંત ક્રોડકો, તખત ત્રીવેણી તીર
વહાંસે ભેદ ન્યારાં રહે, ઉગ્રજ્ઞાન સુખ શીર ॥ ૩ ॥
જોત જલી બીંબ જલહળે, વરસે અમૃત ધાર
ઘાટ અમીકે ઉપરે, પીવે મન મતવાર ॥ ૪ ॥

દ્વાદશ પાર પરીબ્રહ્મ હે, નીરખ્યા નીરગુણ સંગ
અણુછતા રવીરામ ઉચર્યાં, સંત મલ્યા સરવંગ ॥ ૫ ॥

———:o:———

પદ ૨૫૦ **કટારી**

સો સાલે નીશદીન રે, મોહી લાગી પ્રેમ કટારી ॥ ટેક ॥
એસી લાગી સતગુરૂ શબ્દકી, ખુંચી કલેજા માંહી
નીશ દીન પીડા હોત હે, ઘર આગણુ ન સુહાઈ ॥ સો સાલે ॥ ૧
બહોત વૈદ ભેળા હુવા, કરતા અનેક ઉપાય
તેમ તેમ પીડા મોહી હોત હે, તન મનકી શુધ નાહી ॥ ૨ ॥
જાવો જાવો વૈદ ઘર અપને, તુમસે દર્દ ન જાઇ
ઉંડી ઉંડી પીડા મોહી અંતરે, સદગુરૂ દઇહે પીડા મીટાઈ ॥ ૩ ॥
અવીનાશી સદગુરૂ મીલા, મારન હારો માંહી
રવીરામ અમ્રત પીતહે, લહેરમેં લહેર સમાઇ ॥ ૪ ॥

———:o:———

પદ ૨૫૧

દેખો ખેલ ગુરૂ અજબ, નાથ નીરંજન હે ન્યારા ॥ ટેક ॥
કોણુ તેરી માત કોણુ તેરા પીતા, કોણુ પુરૂષ કીસકા ચેલા ॥ ૧ ॥
સત મેરી માતા ધર્મ મેરા પીતા, આદી પુરૂષકા ચેલા ॥ ૨ ॥
કીસ બીધ કરીએ સુમીરન સેવા, કેસે કટે કર્મ મેરા ॥ ૩ ॥
શ્વાસો શ્વાસે કરલે સુમરણ, કટે કર્મ બંધ તેરા ॥ ૪ ॥
કહે રવીદાસ સતભાણુ પ્રતાપે, સો સાહેબ સતગુરૂ મેરા ॥ ૫ ॥

———:o:———

પદ ૨૫૨ **ચલતી**

આનંદ ઘડી હેતે ભજવા હરી, મારો સાયબો સુહાગી
મલીઆ આનંદ ઘડી ॥ ટેક ॥
પ્રેમનો પ્યાલો મારા ગુરૂજીએ પાયો, તુરતે સુરતે નેણે નીરખ્યા હરી ॥ ૧ ॥
સત શબ્દ મારા ગુરૂએ સુણાવ્યો, જોતા જોતા અમને વસ્તુ જડી ॥ ૨ ॥
રૂદે કમલમાં હુવા અજવાળા, તખત ત્રીવેણીપર જોતી ખડી ॥ ૩ ॥
કહે રવીરામ સત ભાણ પ્રતાપે, અગમ આસન ઉપર સુરતા ચડી ॥ ૪ ॥

———:o:———

પદ ૨૫૩ **આરાધી**

બેલીયો શબ્દ સંભાળીએ હાં, માંહેલા અવગુણ ટાલીએ ॥ ટેક ॥
અટલ મતા સાધુ તણા, સાધુ સત ન મુકે
માથે બ્રહ્માંડ ગડ હડે, સતીયા સત ન ચુકે ॥ બેલીયો ॥ ૧

શીલ સંતોશ ક્ષમા દયા, આધીનતા અધીકારી
સુપને મન ચળે નહી, નીશ્ચળ નરને નારી ,, ॥ ૨ ॥
કષ્ટ પડયો કાશી મધ્યે, હરીશ્ચંદ્ર ઘર નારી
કાઢી ખડગ ચાલ્યો મારવં, હાથ ઝાલ્યા મોરારી ,, ॥ ૩ ॥
નળ સરીખા નરપતી, સત વાદી સાચા
દમયંતીએ દુઃખ ભોગવ્યા, જેના રંગ નહી કાચા ,, ॥ ૪ ॥
સીતાજી સરખા મહાસતી, અજોધ્યા પતી રાણી
કીરતારે કલંક ચઢાવીઆં, તોએ નમેલી માઝા ,, ॥ ૫ ॥
પણ ગ્રહ્યું પાંચ પાંડવે, દ્રુપદી પટરાણી
સતીએ સત છોડયુ નહી, સતીને સભા લગી તાણી ,, ॥ ૬ ॥
ચુકયા ત્યાંથી ચેતાવીઆ નરથી અદકી નારી
પીપે સીતાએ ભક્તી કરી, ખેલ્યા ખાંડા ધારી ,, ॥ ૭ ॥
કુંતાનું મન ગયું કૃષ્ણમાં, મન થયું કૃષ્ણાકાર
કૃષ્ણ સધામ ગયાનું સાંભળી, ફાટયો દશમો દ્વાર ,, ॥ ૮ ॥
કલીયુગમાં કપટી ઘણા, જીવ્હા ઈંદ્રી બંધાયા
આપું ત્યાગીને અનેક તર્યા, જેણે કુડી જાણી માયા ,, ॥ ૯ ॥
પુરા ઘા ગ્નાની તણા, ઘાએલ ઘા નવ રૂઝે
ભાણ પ્રતાપે રવી બોલીઆ, શુરા સનમુખ ઝુઝે ,, ॥૧૦॥

———:o:———

## પદ ૨૫૪ આરાધી

હે વીરા હેતે આવો સદા મન ભાવો
તમે મહાવરતી સચીઆરા
ક્રીયાવતાને કરણીના પુરા, તેતો ખેલે ખાંડાની ધારા ॥ ટેક ॥
હે વીરા આદ પુરૂશની ઇચ્છા શક્તિ, તેના બ્રહ્મા વીષ્ણુ મહેશા
બ્રહ્મા વીષ્ણુને વશ કરી લીના, દીયા શીવજીકું ઉપદેશા ॥ ૧ ॥
હે વીરા રૂદ્ર કળસની સ્થાપના કીની, ત્યારે શક્તિના પાટ મંડાયા
ગાયત્રી સાવીત્રી ભગી કરીને, ત્યાં ગુપ્ત ધર્મ ચલાયા ॥ ૨ ॥
હે વીરા સ્વયંભુ મનુ ને સતરૂપા રાણી, તેતો બ્રહ્મા થકી પરવરીઆ
મૈથુન શ્રષ્ટિ તેના થકી ચાલી, તેના કાંકણ શીવજીએ ભરીયા ॥ ૩ ॥
હે વીરા અંતરના ખોટા ને મુળના લટીઆ, તેતો આડા અવળા દોડે
બુધ્ધીના હીણાને બગલા ધ્યાની, તેતો મુળ ધરમને મરોડે ॥ ૪ ॥
હે વીરા આદી ધરમનુ મુળ નીવેડો, તેને રખે દેતા કોઈ મુકી
ચાર થોકનીભક્તિ ન કીધી તેતા ગયા કમાયુ ચુકી ॥ ૫ ॥
હે વીરા હરીની માયા સદગુરૂને સોંપો, એવા આપે રહો નીરાશા
સત પુરૂશ વાચ એણી પેરે બોલ્યા, કહે ભાણ ચરણ રવીદાસા ॥ ૬ ॥

પદ ૨૫૫ **આરાધી**

હે વીરા કલીયુગ કરીયા, સંત બહુ તરીયા, ત્યાં ચાલો
મુનીવર મલીએ
મોટા માનુભાવ ચરણે ચાલ્યા, તેના આચરણ જોઈ આચરીએ ॥ ટેક ॥
હે વીરા સત જુગ સત, ત્રેતાજુગ તપશા, દ્વાપર પુજા આચારા
કલીયુગ ભક્તી સંતની સેવાં, સત નામ ભજન અંધીકારા ॥ ૧ ॥
હે વીરા શ્રવણ કીરતન સુમીરણ સેવા, આપણે ગુરૂચરણે
ચીત ધરીએ
અરચંન વંદન અભ્યાગત સેવા, આપણે આ તન અર્પણ કરીએ ॥ ૨ ॥
હે વીરા હાથ જોડીને રહે નીજ દાસા, આપણે સ્વામી
સખાને નમીએ
અનુભવમાં પ્રફુલ્લીત થઇએ, આપણે અરસ પરસ થઈ રમીએ ॥ ૩ ॥
હે વીરા પાંચ પેસારા ને ષોડસ પ્રકારા, એવી નવધા ભક્તી આપે
હરી ગુરૂ સંતને સર્વે સમરપી, એનુ ફલ લઇ ગુરૂને સુંપે ॥ ૪ ॥
હે વીરા સ્થુલ સ્વભાવીનો સંગન કીજે, એતો અજ્ઞાનીને અદેખા
અંતરના કપટી મુખના મીઠા, જેની દ્રષ્ટીમાં રહે છે દોષા ॥ ૫ ॥
હે વીરા શુરા રણ સંગ્રામે ચડીઆ, જેણે તન મન ધન
છોડી આશા
સત પુરૂષ વાયક એણી પેરે બોલ્યા, કહે ભાણ ચરણ રવીદાસ ॥ ૬ ॥

———:o:———

**ખીમ સાહેબનો ઉમાયો**

પદ ૨૫૬ **રાગ આરાધી સીંધુની છાયા**

ખેમ ખલક દરીઆવરા, બ્રહ્મ સાગર ભાવરા
ઓચીંતા ચાલ્યા મ્રત્યુ લોક મેલીકરી, અમર લોકમેં માલ્યા ॥ ટેક ॥
વરણાશ્રમ સૌ જગતમેં, તરણા માતર જાણ્યા
રાજા રંક બરાબરી, મગન થઈને માણ્યા ॥ ૧ ॥
પ્રેમ છકયા રહે નેણમાં, નીરગુણ નીરવાણી
માન વડાઇથી વેગળા, કુલ કાણુ ન આણી ॥ ૨ ॥
ત્રણ લોક ડંકા વાગીઆ, સાચા સરવંગી
અનહદ વાજા વાગીયાં, અનભે અણલંગી ॥ ૩ ॥
પાસે આવ્યાને પરબોધીયા, ઉંચ નીચ ન જોયા
જે કોઈ ચરણે આવીઆ, તેના સંસે સંબ ખોયા ॥ ૪ ॥
નાગર કુલ નર વીખ કર્યાં, ત્રીકમદાસને તાર્યાં

સમ દૃષ્ટી શીતલ થયા, પહોચ્યા ભવ પારા ॥ ૫ ॥
ગંગારામ ગંભીરના, જીવન પ્રાણ આધારા
રામ મલુક પાળુ પ્રેમના, આશા પુરણ હારા ॥ ૬ ॥
ભાણુ કબીર રવી એક ગણ્યા, પુરણ પ્રીતી અભંગા
જીવન શામ આરાધમાં, બદલાએ નહી રંગા ॥ ૭ ॥
પરમારથી પાકા મતા, પુર્યા સહુના કોડ
પંકાયા સચરાચરે, એમ રવીની જોડ ॥ ૮ ॥
અમોને મેલ્યા એકલા, આગળ કર્યાં પીઆણુ
વહેલી વાર કરી તેડજો, રદય કમળના જાણુ ॥ ૯ ॥
આદે અંતે મધ્યમાં, સાચુ નામ નીશાન
રવીદાસની વીનતી, સાક્ષી સદગુરૂ ભાણુ ॥ ૧૦ ॥

———:o:———

## શામદાસજીનો ઉભાવો

પદ ૨૫૭ **આરાધી સીંધુની છાયા**

શામ સુકોમળ સાધવા, મહા બ્રહ્મ બુધ્ધી બાંધવા, તુર ગાદીએ બેઠા
સતગુરૂકેરા સંગમે, પોચ્યાં નરભે નેઠા ॥ ટેક ॥
સદા સંત નીરમલ દશા, ગુણ ઘેરા ગંભીરા
આસન અચળ અડગ મતા, ધીરા શીલ સધીરા ॥ શામ ॥ ૧ ॥
નીરખ્યા નીરવીખ નીરગુણી, પ્રીતે ભાવે પુરા
ઉંડા અતી જ્ઞાને ભર્યાં, સંત રહેણી શુરા ,, ॥ ૨ ॥
અંતઃકરણે ઉજળા, અડોળ અમાની
શીલ સંતોષે શોભતા, ગરવા નીજ જ્ઞાની ,, ॥ ૩ ॥
કરી કરાવી સરવને, ચાર થોકની ભક્તી
સાધુ સાહેબ કરી પુજીઆ, કાંપ્રએ આણી નવી ગતી ,, ॥ ૪ ॥
વહેલા વળીઆ દેશમાં, શોધી જગ્યા જાણી જુની
સેજે સામા દેખીયા, મુદ્રા ઉનમુની ,, ॥ ૫ ॥
જીવન એમ રવી તણાં, જીવન ધન સાચા,
વહાર વીરા વહેલી કરો, સત શબ્દે રાચ્યા ,, ॥ ૬ ॥
નીશ્ચેહી રહ્યા નીજ નામમે, ખેલ્યાં આશ નીરાશા
તેજ પુંજ પરકાશમેં પહોંચ્યા શામદાસા ,, ॥ ૭ ॥
સદા શીલ સંતોશમેં, સુખ દુઃખ રહીતા
સોમ શીતળ રવીદાસ કહે, મતા સદા અદ્વૈતા ,, ॥ ૮ ॥

પદ ૨૫૮ **વાણી**

ભક્તી ભલી ભાણ દેવની હાં, જીરે સાચા સંતની રે ॥ ટેક ॥
પાઘડી બાંધે પશ્ચમ દેશની, ઉપર શેલી બીરાજે
શીર કલંગી શોભતી, કાલ દેખીને ભાજે ॥ ૧ ॥
ધોતી કસુંબા કોરની, પચરંગીતા જામા
ઉપરણી અતી શોભતી, મેલ્યા જુગ કેરા ભામા ॥ ૨ ॥
પવન ઘોડો પીરને બેસવા, પીંછી ઝાલી છે હાથે
જેર કર્યા કઈ જુગપતી, સાચા સંત સંઘાથે ॥ ૩ ॥
માળા જપે મન તણી, તાલી ગગન લગાવે
સમરણ કરે સાચા સાંઇનું, પીર પ્રગટ કહાવે ॥ ૪ ॥
દાતા રે ગત મુગત તણા, સતીમા સરદાર,
કહે રવીદાસ સાચા સદગુરૂ, ઉતારે ભવ પાર ॥ ૫ ॥

———:o:———

પદ ૨૫૯ **રાગ ફેર**

સુરતે પોંચ ગયા સંત સુગરા, નીશાન સત ગોરાંકા અગરા ॥ ટેક ॥
લંપટ હોઇ સો લપટ જાવે, પડતાં હો જાય ભગરા ॥ ૧ ॥ ની ॥
જો પહોંચ્યા સો ફેર નહી આવે, તોડ દીયા સબ લગર ॥ ૨ ॥
તખત બેઠકે દેખ્યા તમાશા, વાગ્યા નાદ મીટ ગયા તમરા ॥ ૩ ॥
રવીદાસ રબમાંહી સમાણા, સાત પાંચ મીલી પંદરા ॥ ૪ ॥

———:o:———

પદ ૨૬૦

વાંહે મન ગુરા સુરાકા, તીહાં નાહી કામ કુડીઆકા ॥ વાંહે ॥ ટેક ॥
રણજીત રણ તરવાર વગાડે, નરખે પુરૂષ પુરાકા ॥ ૧ ॥
બખ્યા ખડગ મન કેશર ચોટો, સચા સીપાઈ ગુરાંકા ॥ ૨ ॥
મનકુ મારી વંકા ગઢ લીજે, નીરંજન નામ નુરાકા ॥ ૩ ॥
રવીદાસ રણજીત સતગુરૂકા, હરદમ હક હજુરાકા ॥ ૪ ॥

———:o:———

પદ ૨૬૧

દીલમાંહી ગુરૂજીકી હીમત આણો, સર્વંગી સાહેબ જાણો ॥ ટેક ॥
જેસે પયમેં ઘ્રતકા વાસા, સો મથ્યા વીના ઉભરાણા ॥ ૧ ॥
જેસે ચંદા ઘટ પરમાણે, એસે સર્વંમેં જાણો ॥ ૨ ॥
મન સમજ્યા વીના બાર અથડાયો, ડોર નહી ઠીકાના ॥ ૩ ॥
રવીદાસ સત ભાણ પ્રતાપે, એક મેક ગુલતાના ॥ ૪ ॥

પદ ૨૬૨

અબ તું ચેતલે મન ભાઈ, તેરી અકલ કહાં ગમાઇ ॥ ટેક ॥
ગરભ વાસમેં કરત પુકારા, સો નીકસ્યો હરી ગુણ ગાઈ ॥ ૧ ॥
બાહેર નીકસ કે ભયો બુરાનો, લક્ષ ચોરાશી ઠેરાઈ ॥ ૨ ॥
માત પીતા મીલી લાડ લડાવે, ભાર્યા ભરમ લગાઈ ॥ ૩ ॥
રવીદાસ કહે રામ ભજ્યા વીના, જબ તબ પરલે જાઈ ॥ ૪ ॥

———:o:———

પદ ૨૬૩

અબ મોહે એસી હે પરતંગા, કાશી કેદાર કબુ ન જાવું
સંત ચરણે નાવું ગંગા ॥ ટેક ॥
જોગી જતી તપસી સન્યાસી, વેરાગી તીરથ જાઈ
કડવી વેલકી તુંબડી કર ગ્રહી, મીઠા કબહુ ન થાઈ ॥ ૧ ॥
પરસો તુંબડી માહી ભર્યો હે વીકારા, તીરથ ગયે નહી છુટે
બાહેર ફીરા તબ ચઢીઆ અહંકારા, દીન દીન દુના ચોટે ॥ ૨ ॥
જ્ઞાન ગરીબી સંતની સેવા, સતગુરૂકા નીજ જ્ઞાના
મહા પ્રસાદી સંત ચરણ રજ, વામે મગન રહું ગુલતાના ॥ ૩ ॥
સંત સરોવર માંહે હરીજલ ભરીયા, વામે નીશદીન ઝીલું
કાલ કરોધને અહંકાર આવેતો, તુરત પકડીને પીડું ॥ ૪ ॥
નીરગુણ સરગુણ હે નીજમુલા, સાચા સંત બતાઇ
રવીદાસ તાકું શીશ નમાવે, આવા ગમન મીટાઇ ॥ ૫ ॥

———:o:———

પદ ૨૬૪

બાવે તેરે નેનો આંગે નામ, રખલે મેરામં ધણી મોટા ॥ ટેક ॥
મુરખડે તો મહેલ બનાયા, ઉંચ ચણીઆ ઓટા
એસીરે બંદાકી બાજી, ચણીયા દેવળ ખોટા ॥ ૧ ॥
ઘોડા હસ્તી માલ ખજાના, રાજા મનમે મોટા
જેતા નર કરત ગુમાના, સો પાણી પર પોટા ॥ ૨ ॥
સમુદ્ર બીચે શહેર બનાયા, એવડ ત્રેવડ કોટા
પવન વીરકી ચોટ ચલતહે, ગઢ લંકા સો લુટા ॥ ૩ ॥
ત્રીવેણીમેં તાર મીલાયા, અણી અધર પર રહેતા
પવન પુતલ નેણે નીરખી, પુરૂષ જઇ પોહોતા ॥ ૪ ॥
જનમ જનમકા કામી રહેતા, કીયા હીણ ખોટા
કહે રવીદાસ સત ભાણપ્રતાપે, સતગુરૂ ચરણે ચીત ચોંટયા ॥ ૫ ॥

પદ ૨૬૫ **પરજ ચલતી**

નામતો જપી લે નીરવાણ, શદગુરૂએ અમને માર્યાં
શબ્દુના બાણરે ॥ ટેક ॥
નાના હતાં તેદી ભેળા રમતા વહાંલાં, તે દહાડાની
થઇછે ઓળખાણરે ॥ સત ॥ ૧ ॥
બાવલડી ઝાલીને ઉરપર લીધાં વહાંલાં, પ્રેમે તો વીધાણાં
મારા પ્રાણરે ॥ ૨ ॥
માંડવીએ જઇ અમે દાણ ચુકાવ્યાં વાલા, દાણીડો
માગે છે મહીના દાણરે ॥ ૩ ॥
બાવન અક્ષરથી બારો બોલે વાલા, પુછી જુવો વેદ પુરાણરે ॥ ૪ ॥
કહે રવીદાસ સત ભાણ પ્રતાપે વાલા, નેણોમાં ગડે નીશાનર ॥ ૫ ॥

———:o:———

પદ ૨૬૬ **રાગ સીંધુડો**

અકલ નીરંજન એક છે, સો રામ ભરીયા ભરપુર
નેણા કમલમાં નીરખીએરે, તુરત પર પહોંચે સાચા શુર ॥ કેક ॥
પરમ પદને જાણજો રે, દીલડે સોધ કરોને વીચાર
નીશ્ચે પકડો નામનેરે, તો ઉતરશો ભવજલ પાર ॥ ૧ ॥
અમથા બાહેર શું લવોર, પરગટ ખોજો પાંચે તત્વ
પાંચોને મેલો પરહરીર, શેપ વસ્તુ રહી છે સત ॥ ૨ ॥
પગ વીના સ તો ચાલવુરે, સુરતી કરો શબ્દસું મેલ
તીઝારજ રે, અજરાપીએ, એવો મરજીવાનો ખેલ ॥ ૩ ॥
એ ઘર જે કોઇ અનુભવે, ભુલે માયા નહી લવલેશ
ભાણ ચરણ રવીદાસ કહે, સોધો તમે સદગુરૂનો દેશ ॥ ૪ ॥

———:o:———

પદ ૨૬૭ **ચલતી**

એવા સદગુરૂ નોધારના ઓધાર, એકલના બેલી ભાંગ્યાના ભેરૂરે ॥ ટેક ॥
શ્રી કૃષ્ણ જેદી દડે રમવા ચાલ્યા, તે દી ભુપત સઘળા એના ભેરૂ
દડુડો ડોટવીને જમુનામાં નાખ્યો, તે દી નાથ નાથી લાવ્યા એરૂ ॥ ૧ ॥
હરીએ હરણાકંસ હાથે વરૂધ્યો, તેદી ભક્ત પ્રલ્હાદ એના છોરૂરે
પ્રેહલાદ કારણ થંભ ધખાવ્યો તેદી, ધખાવ્યો એ વેલઇને ઠાર્યોરે ॥ ૨ ॥
સતી દ્રુપતીના ચીર તાણ્યા તેદી, દુષ્ટ દુશાશન એના હેરૂ રે
નવસો નવાણું ચીર પુર્યાં તેદી, એક ઉતારી બીજું પેરે ॥ ૩ ॥
કાલેવા ભકને પગના કટકા કીધા, તેદી, ધ્યાન એકાંતે ધરીઉંરે
દર્શન કારણ દયા કીધી તેદી, મંદીર મુરારીએ ફેર્યુંરે ॥ ૪ ॥

આગે સંત તમે અનેક ઓધાર્યા તેદી, લાલ મુજપર કરજો મેરરે
કહે રવીદાસ સત ભાણ પ્રતાપે, ભગવત થાજો મારા બેરરે ॥ ૫ ॥

———:o:———

પદ ૨૬૮ **ચલતી**

આરે સંસારીઆમાં આવી કરી આત્મા, શું રે કમાણો મુને
કહેને મારા ભાઇ ॥ ટેક ॥
લુખુ ખાઇને લખમીરે જોડી, મુરખો કહે છે માયા માંરે થઇ ॥ ૧ ॥
સાધુ પુરૂષનો સંગ નવ કીધો, લક્ષ ચોરાશી તારે માથે રહી ॥ ૨ ॥
ભાઇ ભાત્રીજા તારા કુટુંબ કબીલા, ખોટી થયો ને બધી ઉમર ગઇ ॥ ૩ ॥
મારૂં મારૂં કરી તું મરીગયો મુરખારે, શ્રવણ કથા તે સાંભળી નહી ॥૪॥
કહે રવીદાસ સત ભાણ પ્રતાપે, હરી ભજ્યા વીના મુક્તી નહી ॥ ૫ ॥

———:o:———

પદ ૨૬૯ **ચલતી**

નુગરા કાફરો નર નુગરા, નચડે નીરવાણ હેજી
ગુરૂ વીના જ્ઞાન ન હોય, નુગરા કાફરો ॥ ટેક ॥
નુગરા નર કોઇ મતી મળોરે, પાપી મળો હજાર
એક નુગરાના શીશપર, લખ પાપીનો ભાર ॥ ૧ ॥
નુગરા નર તો હરી ભજે રે, દીનમાં દસ દસ વાર
નુગરા નર કોઇ કામ કરે, તે કબુલે નહી કીરતાર ॥ ૨ ॥
નુગરા માળા ફેરવે, નુગરા દેવે દાન
ગુરૂ બીના દાન સો નીસફલ જાવે, પુછો વેદ પુરાન ॥ ૩ ॥
રામ કૃષ્ણ અવતાર કેવાણા, તે પણ ગુરૂકીન
તીન લોકના નાથ કહાવે, તે પણ ગુરૂ આધીન ॥ ૪ ॥
જનમ લઇને ચાલીયા, લાગી હરીકી સેવ
વૈકુંઠથી પાછા ફર્યા, ભાઇ દેખોને શુકદેવ ॥ ૫ ॥
જનક વીદેહીએ ગુરૂકીના, શીશ થઇ કરી સેવ
કહે રવીદાસ ભાણ પ્રતાપે, તરી ગીયા તતખેવ ॥ ૬ ॥

———:o:———

પદ ૨૭૦ **ચલતી**

અમર પીયાલા મારા ગુરૂજીયે પાયા, મદમસ્તાના હું ફરૂં દીવાના
અમરાપુરની આશ કરેતો છોડ દીયો અભીમાના ॥ ટેક ॥
કીતના હે લંબા કીતના છોટા, કીતના હે બ્રહ્મકા અનુમાના
સોઇ સાહેબકા ભેદ બતાવો, ધરો કુડા કુડા ધ્યાના ॥ ૧ ॥

આભથી ઊંચા પવનથી ઝીણા, આદ્ય અપરંપારા
વધે ઘટે તેને, રાખે બરાબર, કાંયમ હે કીરતારા ॥ ૨ ॥
ભેદ વીનાનો, ઘરોઘર ભટકે, મુરખ લજાવે ઊલટા બાના
આઇના ન સુજે, પથરાને પુજે, ધરે સાહેબકા ધ્યાના ॥ ૩ ॥
પ્રતીત વીના, પંડીત કહેવાણા, મરવાંચે પુસ્તક પાના
પ્રતીત જેની વાળી વળે નહી, પંડીત નામ ઠેરાયા ॥ ૪ ॥
અબ નહી આવું, અબનહી જાવું, અબ નહી ધરૂં કુડા ધ્યાના
રવીદાસ ગુરૂ ભાણ પ્રતાપે, લખી આપેલ પરવાના ॥ ૫ ॥

———:o:———

પદ ૨૭૧ રાગ પરજ

સખી સાંભળને કહું એક વાતડી, દહાડો આજ અનુપમ દીઠોરે
મુને સદગુરૂએ શબ્દ સુણાવીઓ, એતો સાંભળતાં લાગે મીઠો રે ॥ટેક॥
સખી ભાંગી દીલ કેરી ભ્રાંતડી, પરમાતમ જોયા સરખારે
સખી નેણે નીરખ્યા મારા નાથને, મારી મીટગઇ અંતરની તરશારે ॥ ૧ ॥
સખી શું રે કરૂં હવે સાધના, મારી સુરતામાં હરી સંધાણારે
સખી જ્યાંરે જોવું ત્યારે દીસે પાસમાં, મારે વચને
વાલોજી બંધાણારે ॥ ૨ ॥
સખી જોગ બન્યો જુગદીશનો, હરી અબલાને મોલે આવ્યારે
સખી બોધ કરી બળ દાખવે, એનાં ફાલ્યા ફુલ કરમાણારે ॥ ૩ ॥
સખી ઉંચુ જોવું તો આકાશમાં, હું હેરૂં તો હરી હેઠારે
સુઇને જોઉં તો ઝલકે સુનમાં, બેસું તો તખત પર બેઠારે ॥ ૪ ॥
સખી પરણી પીયાને પ્રીછવે, કુંવારી કંથમા શું જાણેરે
કુંવારી રમે ઢીંગલ પોતીએ, એતો મેરમને શું માણેરે ॥ ૫ ॥
સખી પરણી પ્રીયાજીની પ્રીતડી, મઇયરીએ નવ કહીએરે
સખી પોતે જણાવે પ્રીતડી, એના લોચનીયામાં લહીએરે ॥ ૬ ॥
સખી પીયુ મલ્યાના પારખાં, એની કાયા કહી બતલાવેરે
સખી અરસ પરસ અંગ હુઇ રહ્યા, તેને કોણ ખલકમાં ખાળેરે ॥ ૭ ॥
સખી ગંહુડી ઘર ચલવે નહી, એતો પીયરીએ જઇ શું માલેરે
સખી ચીત ફરે જેનુ ચાકડે, એતો ઠગની તે શું ઠારે રે ॥ ૮ ॥
સખી મેલ મરજાદા જે મલ્યા, એની છત નહી રેવે છાનીરે
ભાણ ચરણ રવીરામ કહે, હું તો મેરમને મન માણીરે ॥ ૯ ॥

પદ ૨૭૨ પરજ

સખી આજ હમારે આંગણે, રમે ચૌદ ભુવનનો સ્વામીરે
જેણે ગોકુળમા લીલાકરી, હું તો પૂરણ પદવીને પામીરે ॥ ટેક ॥
સખી જોગી મુની જોતા ફીરે, નાવે રૂપી તપસીને ધ્યાનેરે
સખી ઘટઘટ પરગટ રમી રહ્યાં, એનો માહાવાયક નીશાનીરે ॥ ૧ ॥
સખી ગોદાવરીમાં મંજન કીયા, હું તો ત્રીવેણીમાં નાહીરે
સખી દાનને પુનમે અતી કર્યાં, નીરખવા ત્રીભોવન રાઇરે ॥ ૨ ॥
સખી ગોકુળ જોયું જોઇ દ્વારકા, જોયા જગન્નાથ ને કાશીરે
સખી અણજાણે ધણી આથડી, હવે પ્રીતમ વસે મારી પાસે રે ॥ ૩ ॥
સખી કંઠે હીરોને હાલું ગોતતી, મને મનનાં મેરમ મળીઆરે
સખી ભાણ ચરણ રવી બોલીયા, મારા ભવના ફેરા ટળીઆરે ॥ ૪ ॥

———:—:———

પદ ૨૭૩ ચલતી

રૂડા રામને સંભારો, તારો મટી જાવે ઘોર અંધારો ॥ ટેક ॥
ઘણા જનમથી ગોથાં ખાતો, આવ્યો જીવ દુખીઆરો
ભવસાગરની ભુલવણીમાં, સદગુરૂ તેં નવ ધાર્યો ॥ ૧ ॥
ભુંડા માણસની ભાઇ બંધી કરતો, ચરતો અખજ ચારો
સંકટ પડયું ત્યારે હરીને સંભાર્યાં, હવે મને પાર ઉતારો ॥ ૨ ॥
સદગુરૂએ દાવો છોડી દીધો, ત્યારે જમે કર્યો પડકારો
ગુરૂને ગોવીંદ દો રીસાણા, ત્યારે ઉગર્યાનો કયાંથી આરો ॥ ૩ ॥
તન મન ધન ગુરૂજીને અરપણ કીધા, ત્યારે આવ્યો ઉગર્યાનો વારો
ગુના હતા તે માફ કરીઆ, ત્યારે ગોવીંદ કહે મત મારો ॥ ૪ ॥
ત્રણ ભુવનમાં તેજ તમારૂં, માંહી વણજ કરે વણઝારો
હાથીના મુખમાં પુળો હતો, સદગુરૂએ કાઢયો બારો ॥ ૫ ॥
સદગુરૂનો મહીમાં છે મોટો, પ્રીતેથી કારજ સુધારો
કહે રવીદાસ સત ભાણ પ્રતાપે, બાવન અક્ષર બારો ॥ ૬ ॥

———:—:———

પદ ૨૭૪ ચલતી

રવીએ રમતો દીઠો રે બાવો, છે ઝીણો છે ઝીણો
લીલો ને પીલો લાલ બેરંગી, સુપેદથી રંગ સારો ॥ ટેક ॥
એ પંખીડાને પાંખજ નાહી, ચૌદ ભુવનથી ન્યારોરે બાવો
આગળ છાંયા પાછળ છાયા, એ છાંયા છે તમારી ॥ ૧ ॥
એ છાંયામાં છુપાઇ રહ્યા, છાંયાથી સદગુર ન્યારારે બાવો
આપે બાવો આપ શરૂપી, ઝીણા માહીલો ઝીણોરે ॥ ૨ ॥

કુવર પોઢયા ઢોલીએરે, સહેજ તાળા ખોલેરે બાવો
કહે રવીદાસ સતભાણ પ્રતાપે, બાવન અક્ષરથી બારો રે બાવો ॥ ૩ ॥

———:o:———

પદ ૨૭૫ રાગ ફેર

હમ સર્વંગી સબકુ ખાવે, સબ ખાવે ને બહાર ન આવે ॥ ટેક ॥
રાંડબી ખાવે ને માંડબી ખાવે, નરખ પરખ કીયા નેઠા
અધર નીશાના ઉપર આસન, મનકુ માર ખાઇ બેઠા ॥ ૧ ॥
રૂપ રંગ સકલહી ચપેટા, ખાયા સબ સંસારા
જ્ઞાન ધ્યાન ઓર જોગ અધ્યાત્મ, પેટ પચાઇ રહ્યા ન્યારા ॥ ૨ ॥
ખટશાસ્ત્ર વ્યાકરણ ઓર વાણી, અષ્ટ સીધ્ધી નવ નીધી ખાઇ
પંચ તત્વ તીન ગુણ ખાયા, રહું નીરાળા એકલાહી ॥ ૩ ॥
જડ ઇશ્વરી શોધ નીજ ખાઇ, નખ શીખ ગલ્યા રવીદાસા
નામ રૂપ ખાઇ ભે ટાલ્યા, રહ્યા અખંડ પરકાશા ॥ ૪ ॥

———:o:———

પદ ૨૭૬ રાગ કાફી

રઘુવંશી રામરે મારે હૃદે વસ્યા, નામ પ્રતાપેરે અઘ અને કખ સ્યા ॥ટેક॥
શીવ બ્રહ્માદીક ઇંદ્રાદીક દેવને દુર્લભ રામ
મુનીજન ધ્યાન ધરે નીરાશ થઇ, સુપને ન પુરી હામ
જોગી જતી થાકયારે, સાધી જોગ ફસ્યા ॥ રઘુ ॥ ૧ ॥
દેવ કાર્ય કરવા જાનકીવર, પીતા શબ્દે નીકસ્યા
અઢાર પદમ વાનર વશ કીધા, બાંધી એક રસા
વાલી મારી રાજ સુગ્રીવને દીધુંરે, વૈકુંઠ ધામમાં વસ્યા ,, ॥ ૨ ॥
સાગર પાજબાંધી અજોધ્યા પતી, લંકા ઉપર ધસ્યા
બીભીષણને રાજ દીધો કર થાપી, છેદયા શીશ દશા
દુષ્ટ સેના તો સર્વે રે, ભાગી દૈત ખસ્યા ,, ॥ ૩ ॥
દેવ બંધ છુટયા સહુ સુખ પામીયા, આણંદ આણી હસ્યા
સીતા સહીત અજોધ્યા આવ્યા, માતા ચરણ સ્પર્શા ,, ॥ ૪ ॥
અંગદ નળ નીળ હનુમાન, જાંબુવંત તેને ઘણુંરે દૃશા
શીવરીનુ સુખ કહ્યું નવ જાઇ, જગત ન જુવે અશા
ભક્તી વીના સાધનરે, હરી વીના જાય વ્રથા ,, ॥ ૫ ॥
વ્યાધ ગીધને ગજ ગુણીકા, તે તાર્યાં માયાયે ન ગ્રશા
પ્રહેલાદને અગનીથી ઉગાર્યો, મારી પરતંગે ત્રશા
રવીદાસ રંકાજી ત્યારે, તારે વીશ્વાસે ધસ્યા ,, ॥ ૬ ॥

પદ ૨૭૭ કાફી

ઠીક કરી બેઠારે, ફુદડી હવે નહી ફરીએ
થયા એક રસ બસરે, ન્યારા હરી કેમ કરીએ ॥ ટેક ॥
ઘણા દહાડે પ્રભુજી પધાર્યાં, ઘણા ઘણા ઉપજ્યાં હેત
લંધા દીધા અમૃત પીધા, ભેટતા સર્વ સમેત
પીઉજી છે પાસે રે, અળગા કેમ અનુસરીએ ॥ ઠીક ॥ ૧ ॥
રમતાં જમતાં આનંદ ઉપજે, બેઠે આનંદ ઓઘ
બીજ તે બલંયું સુફળ ફલંયું, મટી ગયો ભવરોગ
હવે નહી મરીએરે, નહી હવે અવતરીએ ,, ॥ ૨ ॥
અંધકાર આથમીયો રજની, થયો અર્ક ઉદ્યોત
હરખે નીરખ્યા સઘળે પરખ્યા, પીયુ તણા નીજ પોત
નેતી નેતી વેદ કહે છે રે, અગોચર ગોચર રહ્યો ,, ॥ ૩ ॥
દ્રષ્ટે દ્રષ્ટ જ્યા લગી ન થઇ, ત્યાં થકયા પ્રાણમન વાણ
રહ્યો એક પોતે આપું ખોતે, બુધેન થાય પ્રમાણ
કોને મુખ કહીએરે, કોની આગળ ઓચરીએ ,, ॥ ૪ ॥
ગુંગાની ગત ગુંગો સમજે, વીરલા કોઇ માનંત
અચવો રસ અણછતા રવીદાસા, બોલ્યા આપનીજ તંત
સદગુરૂ સંઘેરે, નહી બુડીએ તરીએ ,, ॥ ૫ ॥

———:o:———

પદ ૨૭૮ કાફી

સ્વરૂપ વીચારોરે, કેવળ એક રીયો,
અણછતુ આળસ્યુરે, દ્વીતીયા ભાવ ગીયો ॥ ટેક ॥
જ્યાં જોઉં ત્યાં તેનો તે દીસે, ન્યુન નહી લગાર
અર્ણવમાં જેમ લહેર બની છે, અંતે વારીનુ વાર
નામ રૂપ ન્યારારે, જઇ તમે જોઇ લઓ ॥ સરૂપ ॥ ૧ ॥
કંચનનું જ્યારે જ્ઞાન પ્રગટયું, ઘાટ કંચનના જાણ
ઘાટ ટળે કંચનમા ભળશે, રીયે નથી કાંઇ હાણ
એવું મન ધારો રે, આભુશણુ ભાવ ગીયો ,, ॥ ૨ ॥
અણુમાત્ર ખાલ ન મળે, બ્રહ્મ રહ્યો ભરપુર
આનંદ વાધ્યો સઉમાં સરખો, રહ્યો નીરંતર નુર
વાણી ત્યાં થાકીરે, ઇ નવ જાય કહ્યો ,, ॥ ૩ ॥
ભીન્ના ભીન્નનો ભેદ મટી ગયો, નુરતાને સુરતા એક
રવીરામ રંગ લાગ્યો હરીસે, એ સમસ્યામાં તું ચેત
બીજો કોઇ ન મળેરે, પોતે વાલો પ્રગટ થયો ,, ॥ ૪ ॥

પદ ૨૭૯ કાફી

પ્યાલો મે પીધોરે, લીધો લગન કરી
પરીબ્રહ્મ ભાળ્યારે, અદ્વૈત સુભર ભરી ॥ ટેક ॥
સદગુરૂ મુખે શ્રવણુ રસ રેડયો, ચોંટયો હૃદયા માંય
સંધે સંધે એ રસ સંચરીગો, ઉન્મુન રહ્યો ઠેરાય
સુરતા સેજે સુન થઇ રે, ઉતરે નાહી ફરી ॥ પ્યાલો ॥ ૧ ॥
કથની બકની છુટી કરીઆ, કેના ગાયે ગીત
બોલણહારો ખોવાણો જ્યારે, આપે થયો અદ્વૈત
પારો ગળી ખાણીરે, હતો તેમ રહ્યોઠરી ॥ પ્યાલો ॥ ૨ ॥
કામ કરોધ મદ નહી માયા, આવરણુ પામ્યા અસ્ત
નવ પંદર અભ્યાસ અંતરથી, મટી ગઇ પીડ સમસ્ત
નજરે નાવેરે, દુજો કોઇ વિના હરી ॥ પ્યાલો ॥ ૩ ॥
ગુંગે સાકર ગળી ગળામાં, સમજ સમજ મુસકાય
રવીરામ રસ કહે કોનસે, વસ્તુ વણુ જીભ્યાય
ઘટોઘટ બોલેરે, સ્વાંગ અનેક ધરી ॥ પ્યાલો ॥ ૪ ॥

:o:

પદ ૨૮૦ કાફી

મેરમ મલીઆરે આંટી ત્રીવીધ ટલી, નવ તત્વનીરે વાસના
લીંગ ગળી ॥ ટેક ॥
આ વીશ્વ વંધ્યા પુત્ર છે, એ લોક પરલોક
વીના સમજ સાચુ કરી માને, દષ્ટ પદાર્થ ફોક
સદગુરૂ શબ્દેરે, અંતર ગાંઠ ગળી ॥ મેરમ ॥ ૧ ॥
જપ તપ તીરથ વેદ પુરાણુ, શું પઢવાનુ કામ
સાધન જોગ કલ્પના છુટી, સઘળે સરખો રામ
આવરણુ મટીઆરે, ખટપટ સરવે ટળી ,, ॥ ૨ ॥
અંધકાર આથમીયો સરવે, હુવો અરક અજવાસ
સાધન સઘળા સમ્યા સીધાંતે, પ્રગટયો બ્રહ્મ પ્રકાશ
છોત ઉડી ચાલીરે શક્તી નવ શકે છળી ,, ॥ ૩ ॥
હમ તુમ નહી કોઇ જગતને જંતુ, ભેખ ટેક નહી ભાર
રવીરામ કહે અપાર અદ્વૈત, મહા તેજ અંબાર
બલબલ જાવુંરે, સુરતી સુફળ ફળી ,, ॥ ૪ ॥

:o:

પદ ૨૮૧ કાફી

કોટી કલ્પનારે, કર્મ મારા દુર થયા
સદગુરૂ શબ્દે રે, ચરણુ તમારા ગ્રહ્યા ॥ ટેક ॥

પીયુ મારા પીયુ મારા પ્રેમે પધાર્યાં, મુજપર કીધી મહેર
લાલચ હતી મુને લાલ મળ્યાની, થઇછે લીલા લહેર
અખંડ બીરાજોરે, હવે જુગદીશ અહીં ॥ કોડી ॥ ૧ ॥

પલક ન છોડું પ્રીતમ તમનેરે, રાખું રૂદીયા માંહી
શું કરશે શોકલડી ધુતારી, જેની બુદ્ધીએ બળ નવ હોઇ
મેરમ મેણારે, તમ સારૂ સબળ સહ્યાં ॥ કોડી ॥ ૨ ॥

ઉઠતાં બેસતા હસતાને રમતાં, દીન દીન અધીક સ્નેહ
ત્રીવીધી તાપ સમ્યો આતનમાં, અમૃત વરસ્યા મેહ
હવે નહી જઇએરે, બ્રેહેને પુર વહ્યાં ॥ કોડી ॥ ૩ ॥

સકળ ભૂવનમાં તુજવીન વહાલા, અવરન દુજો કોય
રવીદાસ રસ બસ હરી રંગમાં, આવા ગમન નવ હોઇ
અંતર ભગ્યો રે, સુખ નવ જાય કહ્યાં ॥ કોડી ॥ ૪ ॥

———:o:———

પદ ૨૮૨ કાફી

ઓરા હરી આવોરે, આગળ નજર તણી
નીશદીન નીરખુંરે, શોભા સરસ બની ॥ ટેક ॥
મારા સમ મારા સમ મારા વહલા, અમથી અળગા મ જાવો
તમ વીન રંગીલા રસીક વર, લીજે કોણસે લાવ
વીઠલ અમનેરે, બ્રેહની દાઝઘણી ॥ ઓરા ॥ ૧ ॥

અબલા ઉપર આનંદ આણી. ભેટયા ભુધર આય
આ તક છે ઉરપર લીધાની, ક્ષણ ભંગુર છે કાય
ધુર્ત વીદ્યા મેલોરે, સુંદર વર શામ ધણી ,, ॥ ૨ ॥

કામ ધામ પ્રભુજી અમને, ગમતુ નથી લગાર
વહેવારી વારૂ નહીં લાગે, નીંદા કરે નરનાર
આપ્ય કલંકુંગીરે ખટકે કુબુધ્ધી કણી ,, ॥ ૩ ॥

દીયર જેઠ સસરો નણદોઇ, ઘરવર છેલ બટાઉ
પાંચ મંસંતે પીડે મુને, કજીઓ કરે નીત કાઉ
છુટયા નહી છુટોરે, તુમસે આઇ બની ,, ॥ ૪ ॥

સામુ જુવો સામુ જુવો સનમુખ થઇને, જાવા નહી દઉં જરૂર
રવીદાસ હરી રીઝયા રસમાં, હરખી મળ્યારે હજુર
પ્રીત પ્રગટ થઇરે, સઘળે વાત સુણી ,, ॥ ૫ ॥

પદ ૨૮૩ **કાફી**

ભકત વત્સલ છોરે, ભકત આધીન હરી
તારા પદ પરસેરે, જગતમાં નાવે ફરી ॥ ટેક ॥
તારા સ્વરૂપની શેભા શી વખાણું, નીગમ રહે ઉચરી
ત્રીગુણાતીત તુજને નવજાણે, માંહી તારો અંસધરી
તે પણ ભૂલ્યારે, બળ અહંકાર કરી ॥ ભકત ॥ ૧ ॥
મુકુટ સુંદર કમલ દલ લોચન, અમૃતના ભંડાર
રામચંદ્ર કર કમળ શોભીત, ધનુશ બાણુ હથીઆર
ભકતના પાલનરે, અસુર સંહારણ હરી ,, ॥ ૨ ॥
રામ લક્ષ્મણ ગુરૂ સાથે આવ્યા, સ્વયંવર રચીયો જહાં
સીતાજીએ રઘુનાથને નીરખ્યા, આનંદ ઉર ન સમાય
વચન પ્રભુ બોલ્યારે, એમ કહે સીતા સુંદરી ,, ॥ ૩ ॥
જનક સ્વયંવર રાજા સૌ મળીઆ, ધનુષ ન ભાંગે કોય
રાવણ સરખા કંઇ ફચરાણા, બળ રહીત સૌ હોય
રામ રામ સમરેરે, સીતાને મન ચીંતા ખરી ,, ॥ ૪ ॥
બાળ રૂપ સુકોમળ કાયા, કરમાં ગ્રહ્યોરે કોદંડ
દાનવ દેવના દેખતાં ભાંગ્યું, તેનો કડાકો ગયો બ્રહ્માંડ
જાન તેડાવોરે, જનકની તનયા વરી ,, ॥ ૫ ॥
પરશુરામ ખુંખારી ઉઠયા, મનમા રોશ ધરી
સનમુખ ભેટયા રામ દસરથ તન, બળ લીધું બાણે હરી
હું બ્રાહ્મણ છુંરે, અખીલ રામ સચારાચરી ,, ॥ ૬ ॥
અનેક સંત તમે આગે ઓધાર્યા, પતીત પાવન રામ
અનેક પતીત તણો હું રાજા, રવીદાસ કરે પ્રણામ
નીજ નામ ગ્રહ્યુંરે, એક ટેક ઠીક ઠરી ,, ॥ ૭ ॥

———:o:———

પદ ૨૮૪ **કાફી**

શ્રી કૃષ્ણા કરતારે, કારણ મહા કારણ તણા
ગોકુળમાં આવીરે, રાધાને રસ પાયા ઘણા ॥ ટેક
દેવકીના સુત કહેવાણા, વેદે નેતી નેતી ગણ્યા,
ગોપ ગોપીને બહુ સુખ આપ્યા, નંદ ઘેર આવી ભણ્યા
ઘેર ઘેર ગોરસરે, પીતા નવ રાખી મણા ॥ શ્રી કૃષ્ણ ॥ ૧ ॥
બાળપણમાં ચોરી બહુ કીધી, કંસના દુત હણ્યા
બકીએ ચુસી પાર પમાડી, એવા નારાયણ બણ્યા
શેષનાગ સમરે રે, જેને સહસ્ત્ર ફણા ,, ॥ ૨ ॥

ગોવર્ધન તોલ્યો વ્રજ બુડતાં રાખ્યુ, ગીરીનુ વધાર્યું માન
પોતાનું ધામ દેખાડયું વ્રજ જનને, નહી કોઇ પ્રભુ સમાન
અજ ઇંદ્ર નમીઆરે, નીરખીને બહુ જણા ,, ॥ ૩ ॥
કાલી નાગ નાથ્યો કંસ પછાડયો, કુબજાની પાળી પ્રીત
અક્રુર ઉધ્ધવ વીદુર વીદુર વધુ, રાખી પ્રીતની રીત
પાંડવ પાળ્યારે, જાણીને પોતા તણા ,, ॥ ૪ ॥
રવીદાસ કહે ચરીત્ર હરી તણા, ગણતા ન જાગે ગણ્યા
સદગુરૂ શબ્દ ગ્રહી ગુણ ગાયા, તે દીલ્પે દર્શાયા
તેણાથી નથી ન્યારારે, પુનરપી જનમ હણ્યા ,, ॥ ૫ ॥

———:o:———

પદ ૨૮૫ કાફી

આજુગમાંહીરે, દેહી અભીમાન ઘણું
તેણે કરી ભોગવેરે, આત્મા ત પણું ॥ ટેક ॥
તન અભીમાને મન અભીમાને, વચન અભીમાને કહે
જુઠું બોલે જુઠું ચાલે, પછે લક્ષ ચોરાશી વહે
ભજન હરીનુંરે બેસી ન્વ કરે ક્ષણું ॥ આ ॥ ૧ ॥
સાચે મને સદગુરૂજીને સાથે, હ્રદે ન આણે હેત
સંતને ન નમીયો હરીને ન ગમીયો, અવતરી થયો ફજેત
સુખ દુખ વ્યાપેરે, આણંદ નાહી અણું ,, ॥ ૨ ॥
આ મારૂં આ મારૂં મનમાં આણી, જાણી જતન કરે
સુપન સમાન જાણે સુખ મુરખ, અંતે અરથ ન સરે
કાંઇએ નથી લેતોરે, કારજ કુબુદ્ધી તણું ,, ॥ ૩ ॥
જય વીજય અહંકારે પડીઆ, રેહતા પોળ દરબાર
તું પામર પ્રગટ પ્રલાનો, નામ વીના નીરધાર
જઇશ ઉડીરે, તુર જેમ આક તણું ,, ॥ ૪ ॥
સત શાસ્ત્ર સંત સદગુરૂ થકી, ઉપજે શુદ્ધ વીચાર
આપુ ટળે અભીમાન ગળે, એમ કહે રવીદાસ પોકાર
થઇ સરૂપેરે, રતી એક ન રહે અણું ,, ॥ ૫ ॥

———:o:———

પદ ૨૮૬ કાફી

કરતાનો પંથ કરડોરે, ઉલટ અટ પડી આંટી
શીર સાટે સોદાર, ઓઘટ ઘાટ ઘડી ઘાટી ॥ ટેક ॥
હાંસી ખેલ કામ નહી હીમત વીણ, સુરા તણો સંગ્રામ
સુરત નુરતને ધરત ભલાજ્ઞાની, નથી કાયરનું કામ
અગમ પંથ એવોરે, અલક્ષમાં લક્ષ ઓટી ॥ કર્તાનો ॥ ૧ ॥

દેખા દેખી જોગ આરાધે, તનથી ન મળે તાળ
કઠણ દુધ સીંહણ કેરૂં, પીએ સીંહણના બાળ
બીજા પીવા ઇચ્છેરે, મીથ્યા સર્વે વાત ખોટી ,, ॥ ૨ ॥
કાચના મંદીરમાં શ્વાન પેઠું, દેખે પોતાનો દેદાર
પ્રતીબીંબ દેખીને ભસવા લાગ્યું, ભસ્યાં શ્વાનહજાર
આભાસે અકળાયોરે, મુવો શીર કુટી કુટી ,, ॥ ૩ ॥
મન બુદ્ધી વાણીમાં નાવે, ગુરૂગમ જડે એવું જ્ઞાન
અજર અમર અખંડ અવીનાશી, તે ઠરવાનું ઠામ
રવી સુખ સીંધુરે, રહ્યું ઘટ ઘટ ગોઠી ,, ॥ ૪ ॥

———:o:———

પદ ૨૮૭ કાફી

સનંદ સાચીરે, સાક્ષી મહા બળીયા
જોઇ ઓર અપનીરે, ગોવીંદમાં થાશો ગળીયા ॥ ટેક ॥
અસંગ જુગ પહેલો અંસ તમારો, સ્વામી ચીત ધરીયો
સતજુગ ત્રેતા દ્વાપર માંહી, કલજુગ અવતરીયો
કૃપા બહુ કીધીરે, સદગુરૂજી મલીયા ॥ સનંદ ॥ ૧ ॥
રાજ પુત્રજેમ રહ્યો એકલો, પડીયો નીચે ઠાર
જોનારે જોઇ કાઢયો ઓળખી, પામ્યો રાજ અધીકાર
રાજ તેજ પ્રગટયુંરે, સીધાંત સ્વે મળીઆ ,, ॥ ૨ ॥
જાતી શરમ જેમ હોઇ જાતને, પોતા તણું પરમાણ
બીજા જીવ કઇ ભરમે ભુલ્યા, ચુકી ગયા એંધાણ
થયા કરમ વશરે, ચીત થકી ચલીયા ,, ॥ ૩ ॥
અખંડ અવીચળ સદા તમે સ્વામી, મે શીખ શરીર ધર્યું
અદકુ ઓછુ એમ ન જાણ્યુ, જેમ જળનુ હીમ ઠર્યું
રવી અર્ણવ ઉદયરે, સીંધુમાં ભલીઉ ,, ॥ ૪ ॥

———:o:———

પદ ૨૮૮ કાફી

નીરગુણ સરગુણરે, રૂપ મેં તો હરદે ધર્યું
સદગુરૂ શબ્દેરે, રામનું સુમરણ કર્યું ॥ ટેક ॥
તેહના સાક્ષી કહું નીશ્ચેકરી, વેદ વચન પ્રમાણ
હરી ગુરૂ ચરણ પ્રતાપેરે, જેવું રામનુ બાણ
ઉતર દશા માંહીર, દ્વૈતનો નાશ કરૂં ॥ નીરગુણ ॥ ૧ ॥
સત જુગ મેં અજામીલ સાખો, મીન રૂપ ધર્યું મહારાજ
વારાહ રૂપ ધરી વીશ્વ રાખ્યું, કીધું પ્રેહલાદનુ કાજ
નીભામા રાખ્યારે, માંજારીએ સુમરણ કર્યું ,, ॥ ૨ ॥

ત્રેતા જુગમાં રામ અવતર્યાં, દઇત હણવાને કાજ
પરશુરામે વીવાદજ કીધો, અવીચળ જનકનુ રાજ
લોમશ મુનીએરે, હરીનુ ધ્યાન ધર્યું ,, ॥ ૩ ॥
દ્વાપરમે દ્રુપતીપત સાખી, પાંડવના પ્રતીપાળ
વામન રૂપ ધર્યું વીઠલજી, વેદ વીશે કીધી વાલ
ભાગવતમારે, કૃષ્ણ રૂપ સહી કર્યું ,, ॥ ૪ ॥
કલીજુગમાં કબીરજી સાખી, સુરદાસ મીરાબાઇ
ચાર સંપ્રદા ચોવીસ રૂપમાં, મહેતે રસીક વાણી ગાઇ
ભાણ પ્રતાપેરે, રવીદાસે નરભે કર્યું ,, ॥ ૫ ॥

———:o:———

પદ ૨૮૯ રાગ ફેર

માનીલે વચન મારૂં મુરખ, ઓળખ આતમ રામરે ભાઇ
કુડું કુટુંબ કારમી માયા, સુપનાનુ સૌદામરે ભાઇ ॥ ટેક ॥
તું તારૂં તપાસને તલબ, તારૂં નથી કોઇરે ભાઇ
ઇંદ્ર ધનુષ બોમ દીસે, નીશ્ચે તે નીશ્ચળ નહોઇ ॥ ૧ ॥
હું ને મારૂં કરતો મરીશ, વીશમ જગ સંસારેરે ભાઇ
અંત વેળાએ જાઇશ આડો, ગધ્ધાનો અવતારરે ॥ ૨ ॥
વાંઝનો પુત્ર બાજી ખેલાવે, પરણી પામ્યો રાજરે ભાઇ
આણ ફીરાવી સર્વની માંહી, સાચા નહી એ સાજરે ॥ ૩ ॥
કર્મ ધર્મ ભ્રમથી ન્યારી, ભકિત પ્રેમ વરે ભાઇરે
રવીદાસ કહે ગુરૂજ્ઞાનમાં, સમજજે વાંચો બેમરે ॥ ૪ ॥

———:o:———

પદ ૨૯૦

જગત ફંદા જાલમાંહી, નારીએ તુંને નાખીયો
સદ્દગુરૂનો શબ્દ ન માન્યો, શંખણીનો બોલ સાંખીયો ॥ મુરખ ॥ ટેક ॥
પરણ્યા પછી પ્રીતજ કીધી, હેતે હીંચે મનરે ભાઇ
ઉલલી લાજે અબલા દેખે, મુઢ કરે જતનરે ,, ॥ ૧ ॥
સુંદર સેજડી નવલ નારી, કરે વીશે વીહારરે ભાઇ
કપોતને જેમ કપોતની સંગે, અંતે થયા ખુવારરે ,, ॥ ૨ ॥
વણજ વીસ્તાર વાધ્યોં, છોકરા થયાં દસ બારરે ભાઇ
મુંડી માથે ડુંબલા મારે, લંપટ કીધો વશરે ,, ॥ ૩ ॥
છોકરા મર્લ પાણે મારે, પ્રેમદા પ્રીત લગાઇરે ભાઇ
રવીદાસ કહે રામ ભજયાવીના, જમના હાથે વેચાયરે ,, ॥ ૪ ॥

પદ ૨૯૧

સાંભળને એક સાધન સાચું, કાચુ નહી લગારરે ભાઇ
અષ્ટાંગ જોગનીજુગતી પુરણ, સાધે સાધક સારરે ભાઇ ॥ ટેક ॥
શમ કરી દ્રઢ બેસીએ આસન, ધરીએ ઉગ્ર ધ્યાનરે
પ્રણાયામ પ્રત્યાહાર પુરણ, રાખીએ દ્રષ્ટ સમાનરે ॥ ૧ ॥
દ્વાદશે છે જેમના સાધન, દ્વાદશ નેમરે ભાઇ
મનને વશ કર્યાનું કારણ, ધ્યાનજ ઉપજે એમરે ભાઇ ॥ ૨ ॥
ધીરજ આણી રાખીએ ધારણ, ઉડી જાય ઉપાધરે ભાઇ
સકળ અવેવ સમે દેહનો, થાયછે ગાઢી સમાધરે ભાઇ ॥ ૩ ॥
અષ્ટાંગે કરી રહીએ એકાંતે, જીતીએ ચંચળ મનર
રવીદાસ કહે પદ પામવા પુરણ, પ્રથમ એ સાધનરે ભાઇ ॥ ૪ ॥

———:o:———

પદ ૨૯૨

સગુણ નીરગુણ કેરો સાખી, રામ નીશ્ચે નીરધારરે ભાઇ
રામ અનાદી નામ નીરંજન અનેક પોચ્યા પારરે ભાઇ ॥ ટેક ॥
ગુણમે હદ બે હદ નીર્ગુણ, શક્તી સુન મોઝારરે
દ્વૈત ખસે નીવંખ નીરંતર, નામ નીશ્ચે નીરધારરે ભાઇ ॥ ૧ ॥
પૃથ્વી અંબુ તેજ મારૂત, આકાશ ચંદને સુર
એકતા મલ્યો આતમ માંહી, સમ રહ્યા ભરપુરરે ભાઇ ॥ ૨ ॥
કરણીને મુક્તી વંચેછે, તે છે તારા દાસરે ભાઇ
કરીઆ કરતવ જોગ સમાધી, તે તારો આભાસરે ભાઇ ॥ ૩ ॥
વેદ નહી અનહદની વાણી, જ્ઞાની નહી ગયા ત્યાંયરે
ભકતી સ્વરૂપે લીન રવી કહે, ગુરૂગમે સમાયરે ભાઇ ॥ ૪ ॥

———:o:———

પદ ૨૯૩

સાધન સાચે કાંઇ ન સીજે, લહે સદગુરૂની સાનરે ભાઇ
રેણી કરણી કેરૂ છાડો, મન ગાળીને માર રે ભાઇ ॥ ટેક ॥
અનંત ઘટમાં ભરીઆ અંબુ, અરક ઉગ્યો એકરે ભાઇ
જકત બુદ્ધી એ જુજવુ દેખે, ઘટ ફુટે એકરે ભાઇ ॥ ૧ ॥
જેનું તું સાધન સાધવા ઇચ્છે, તું વડે તે થાયરે ભાઇ
તારી છાયા દેખી તું ફુલ્યો, તું દખે દેખાયરે ભાઇ ॥ ૨ ॥
તેથી ન્યારો તુંજ વસ્તુ, તું તારૂ પણ હારરે ભાઇ
મધ ઉપાધી છોડદે મનથી, તું તે સરજનહારરે ભાઇ ॥ ૩ ॥
હું તેતું તેતું તેહું, રવે રામ સમ્યા રામ માંહીરે ભાઇ
હેમની પુતલી હેમ રવીદાસા, દેખત રૂપ દેખાઇરે ભાઇ ॥ ૪ ॥

પદ ૨૯૪

રામ નામનું સુમીરણ સાચુ, કાચુ નહી લગારરે ભાઇ
સહસ્ત્ર ફણે શેષ નાગ જપે છે, રસનાએ રરંકારરે ભાઇ ॥ ટેક ॥
વીશ્વાસે વીશ્વંભર ભજીએ, તજીએ લોકની લાજરે ભાઇ
અંબુ ઉપર અર્ધ અક્ષરે, પથર બાંધી પાજરે ભાઇ ॥ ૧ ॥
અજામેલ ગજ ગુણીકા, ગોવીંદે તારી કાઢયા તીરરે ભાઇ
દ્રુપતીજીના પલમેં પુર્યા, નવસે નવાણું ચીરરે ભાઇ ॥ ૨ ॥
ઉઠતા રામ કહે બેઠતા રામ કહે, ચાલતા રામ સંભારરે ભાઇ
સોવત રામ જાગત રામ કહે, સદ્ગુરૂ શબ્દ વીચારરે ભાઇ ॥ ૩ ॥
સતજુગ ત્રેતાજુગ જગન, દ્વાપારમેં આચારરે ભાઇ
કલીજુગમેં રવીદાસ કહે, હોવે નામ થકી નીસ્તારરે ભાઇ ॥ ૪ ॥

———:o:———

પદ ૨૯૫

સંસારનું શું કામ છે તારે, તું તારૂં ઘર શોધરે ભાઇ
આપું રાખી ઓળખ પછી, બીજાને પરમોદરે ભાઇ ॥ ટેક ॥
વલખાંમારે છુટવા ફેરાં, માથે માયા ભારરે ભાઇ
આકર્યું આકરવું હવે, એમન પામે પારરે ભાઇ ॥ ૧ ॥
દાન હાથે કરવા વર હાથે, સંતની સંગત ઝાલરે ભાઇ
ગ્રેહમાં રહેતો કરને વહેલી, વીઠલ સાથે વહાલરે ભાઇ ॥ ॥ ૨
માત પીતા સુત ભગીની ભાઇ, પુત્રને પરીવારરે ભાઇ
તારૂં નથી કોઇ અંતની વેળા, સમર સરજનહારરે ભાઇ ॥ ૩ ॥
સદ્ગુરૂની સનંદ પકડ, જકડ હઇયે રાખરે ભાઇ
આવન જાવન મીટે ફેરા, આપું કાઢી નાખરે ભાઇ ॥ ૪ ॥
રવી કહે રાખ નાખીયે નુરત, સુરતી સાધ્ય ત્રીકુટરે ભાઇ
આવા ગમન મીટે પીઓ, રામ રસાયન ઘુંટરે ભાઇ ॥ ૫ ॥

———:o:———

પદ ૨૯૬ રાગ આશા કાફી

મનસે જ્ઞાન ઉઠાવે મનમુખા, ગળ સવાદે ગાવેરે ॥ ટેક
સલીલ ઉંચે સ્વર હોઇ ગાવે, કામની કેરા મન લુબધાવે
દ્રુષ્ટિ દીલમાં વળગ્યા દાવે, જરૂર જમ લઇ જાવેર ॥ ૧ ॥
સોનર નરકનકે અધીકારી, જાકું મીઠી લગીહે નારી
સદ્ગુરૂ સેવા નાહી પ્યારી, અસંખ જુગ અથડાવેરે ॥ ૨ ॥
સાન ન આવી સદ્ગુરૂ કેરી, મન માયાયે લના ઘેરી
મોહ અજ્ઞાન એમ અંધેરી, દેખત ડુબકા ખાવેરે ॥ ૩ ॥

આઠે પહોર અગ્નીયા ભારી, લક્ષ ચોરાશી લીની ધારી
હું પણું કાઢી બેઠો ન હારી, અહં મુખ અથડાવેરે ॥ ૪ ॥
ખર કુકરકી કાયા હોઇ, મનુશ જનમ ન પાવે કોઇ
કહે રવીરામ સમજ મન તોહી, સદ્ગુરૂ સાચ બતાવેરે ॥ ૫ ॥

———:o:———

પદ ૨૯૭ **આશા ગોડી**

નામ અનાદી સબ કોઇ કહેવે, ભરમે ભાસત નાહીરે ॥ ટેક ॥
ભરમે ભુલ પડીરે સબકું, અંધા ચેત કહતમેં અબકું
જમ જ્યારે ઝાલેગા તુમકું, અંત રહે અકુલાઇરે ॥ ૧ ॥
કહેત હે એક બ્રહ્મકી બાતા, જુગત હોય ત્યાં શોધે જાતા
બીના ખોજ પાવેગા લાતા, છોડ સબે ચતુરાઇરે ॥ ૨ ॥
સમજ્યા તબ કયુ રહેવે સાંસા, સાહેબ હે સબહીકે પાસા
ઘટ ઘટ માંહી પરમ પ્રકાશા, કીટ પતંગા માંહીરે ॥ ૩ ॥
ખબર લહે તબ હોય ખુમારી, દુબધા સબહી લેજારી
નીરખે વસ્તુ નીરખ નીરધારી, બંધા કહે તબ જાઇરે ॥ ૪ ॥
સહેજ નીવેડા સુન બતાયા, શબ્દ ગ્રહા સો ફીર નહી આયા
રવીરામ ગુરૂ ગમસે ગાયા, તારે તાર મીલાયારે ॥ ૫ ॥

———:—:———

પદ ૨૯૮ **આશા ગોડી**

મુળ ગ્રહા સોઇ માલમી પુરા, બીન મુળ અથડાયારે ॥ ટેક ॥
કોન રૂપસે ગરભ ઉપજાયા, કોન રૂપકી બની હે કાયા
કોન રૂપ ચૈતન દર્શાયા, કોન નાદ કહેવાયા રે ॥ ૧ ॥
માત તાત મીલ ગર્ભ ઉપજાયા, રક્ત રેતકી ઉપજી કાયા
સુન ધાટી ચઇતન દર્શાયા, અનહદ નામ ધરાયારે ॥ ૨ ॥
રક્ત [illegible]ત જલ પરસે દેહી, અંતર ગત હરી ચૈતન એહી
પરંજ્યેતી સુન સેહજ સનેહી, તહાં રહી લે લાયારે ॥ ૩ ॥
પુરણ ધામ પરંપદ પાયા, નીદ્રામે સુપના નહી આયા
દેખત ડોળ સૌ દુર પડાયા, મરજીવા હોઇજાયારે ॥ ૪ ॥
ગરભા ધાંન જાણે નહી આપા, આપ અલેખ જ્યાં પુન નહી પાપા
કહે રવીરામ મીટા સંતાપા, સહેજે સહેજ સમાયારે ॥ ૫ ॥

———:o:———

પદ ૨૯૯ **આશા ગોડી**

અક્ષરાતીત અલખ અવીનાશી, ગુરૂ ગમસે ઓળખાયારે ॥ ટેક ॥
ઓળખાયા સદ્ગુરૂકે શબ્દુ, શબ્દ વીના શુરા હું નવદુ
તન મન ખોજ ખોજં નહીં અબદુ, સો મેરે મન ભાયા રે ॥ ૧ ॥

જાકી સેજે અંખડ ઉજાસા, પુરણ બ્રહ્મ પરમ પ્રકાશા
સબસે ન્યારા સબકે પાશા, રરંકાર રહે રાયારે ॥ ૨ ॥
યોં પેખે યોગી અવધુતા, પ્રેમ રૂપ સીધ્ધાંતકા ભકતા
જીવન મુકતા લહે કોઇ મુકતા, સો રવી રામે પાયારે ॥ ૩ ॥

———:o:———

## પદ ૩૦૦ આશા ગોડી

મે નવ જાણું દુબલ તેરા, રામ રામ અનમાનારે ॥ ટેક ॥
કયા અનુમાન કરૂં મે સ્વામી, નહી તુ ધ્યાન નહી તું ધ્યાની
નહીં તું માત પીતાલો કામી, નહી વૃદ્ધ જોબન જાનારે ॥ ૧ ॥
નહીં તું દેવી નહીં તું દેવા, નહીં તું ભીન્ન નહીં તું ભેવા
નહીં તું મેર મંડળમેં રમેવા, નહીં તું ચંદર ભાનારે ॥ ૨ ॥
નહીં તું ભવર ગુફામે ભાસન, નહીં તું ત્રીકુટી નહીં તું આસન
નહી ઇંગલા પીંગલા સુખમણા, સુન વચ નહી પ્રાણારે ॥ ૩ ॥
આદ અનાદી રામ અંખડા, નહીં તું પીંડ બ્રહ્માન્ડારે
નહી રવીદાસ શબ્દ નહીં છંદા, ગ્રહો સદ ગુરૂકી સાનારે ॥ ૪ ॥

———:o:———

## પદ ૩૦૧ રાગ ફેર

ધુન લાગીરે ધુન લાગી, ગગન મંડળ ધુન લાગી ॥ ટેક ॥
ગડ ગડ ગડ ગડ ગગન બાજે, બાજે અનહદ તુરા
લાગ રહ્યા ઝણકાર સુનમેં, નીરમળ વરસે નુરા ॥ ૧ ॥
તોડ તડાકા હુવા ભડાકા, દીયા અગમ પર ડંકા
પીંડકે પાર પરમ પદ પાયા, દેખ્યા દીન દયાળા ॥ ૨ ॥
અણી અધર પર આસન કીના, ફુલ્યા શબ્દ પસારા
બ્રહ્માંડ ફાડ નીરંતર આયા, નીરખ પરખ કીયા નેરા ॥ ૩ ॥
સનમુખ દરીઆ સુભર ભરીયા, અધર તખત નીસાના
કહે રવીદાસ સત ભાણ પ્રતાપે, મગન ભયા ગુલતાના ॥ ૪ ॥

———:o:———

## પદ ૩૦૨ રાગ કાફી

ગુરૂગમસે ઘટમાંઇ નીરંજન નીરખો
તમે પારપડો પલ માંય ॥ટેક॥
પંચ તત્વકા દેવળ બન્યાહે, માંહી અનઘડ દેવ બીરાજે
મન પુજારા પુજા કરલે, ગુરૂગમસે ઘટમાંઇ ॥ગુરૂ॥૧॥
ગ્યાન દીપક કરલે ઉજીયારા, ધ્યાન ધુપ ધરી દેના
શાંતી રૂપી ચંદન ચઢાઇલે, ફુલ ફકીરી લેના દરશન કરલે ,, ॥૨॥

સતકી સુમરની હાથ પકડલે, ભાવસેં ભકતી કરના
હૃદય કમલમેં રામ સુમરલે, નહી કાલસે ડરના દરશન કરલે ,, ॥૩॥
નોબત વાજે નામકી, નીરભે નીશાને ચડીયા
કહે રવીદાસ ગુરૂ ભાંણુ પ્રતાપે, અધર સીંઘાસન ચડીયા દરશન કરલે,, ॥૪॥

———:o:———

પદ ૩૦૩ **કાફી**

અનહદ લંઘર વાગે, જેની સુરતા ગગનમાં ગાજે
ફકીર તારે દરવાજે ॥ દરવાજે ॥ ટેક ॥
નવરંગી તમે કંથા પહેરો, શબ્દની સીંગી વાગે
તન કર તીલક નામ કર છાપા, મન કર મંગલ ગાવે ,, ॥ ૧ ॥
ઇંગલા પીંગલા સુખમના નાડી, તરવેણીકા તીરા
ગગન ગુફામાં ભીંતર બારી, ત્યાં ઝગ મગ ઝળકે હીરા ,, ॥ ૨ ॥
સુન્ન શીખર પર સઇયા બીરાજે, નીરખો નીરમળ મોતી
મહા શુન્નમાં હરી હજુરા, ત્યાં ઝગમગ ઝળકે જ્યોતી ,, ॥ ૩ ॥
ચંદા પ્રગટ્યા ભયા ઊજીયારા, નીકળ ગઇ સબ કાઇ
નીજ ધામમાં નેજા ગાડીયા, ત્યારે છુટી રંગ વધાઇ ,, ॥ ૪ ॥
આતમકુ પર આતમ મળીયા, અંત કહ્યા નવ જાઇ
કહે રવીરામ ગુરૂ ભાણુ પ્રતાપે જીતી નીશાન ચઢાઇ ,, ॥ ૫ ॥

———:o:———

પદ ૩૦૪ **પરજ**

સતગુરૂજીનારે સુરા તખત પર પહોંચેગા નર પુરાજી ॥ ટેક ॥
નાભી કમળસે નટવા ચઢીયારે, અધર દીયારે ઉતારારે
સુરતા સોહાગણ ચઢીરે ગગનપર, ત્યાં રહે સતગુરૂ મેરાજી ॥ ૧ ॥
અધર તખતપર હીરા જડીયારે, લાલ સફેદ રંગ પીળારે
તરવેણીમાં દેખ્યારે તમાસા, હંસા પાયા હીરાજી ॥ ૨ ॥
ખટ દરશનકા ખેલ છે ન્યારા, દુબધા હો રહ્યા દુરારે
ચારે વેદમાં જે નર સમજ્યા, નાહ્યા નીરમલ નીરાજી ॥ ૩ ॥
જમી અસ્માનકા લગ્યારે જલેસા, પાયા પીયાલા ગુરૂવેં પુરારે
કહે રવીરામ ગુરૂ ભાણુ પ્રતાપે, સમજ સમજ મન મેરાજી ॥ ૪ ॥

———:o:———

પદ ૩૦૫ **પરજ**

ભજન હુંડી એ ટંકસાળ જીવે રામરે શબ્દ હુંડી એ
ટંકસાળરે જીવે રામ, રામતો ભજનસેં મેરે ખુબ લગીહે ॥ ટેક ॥

આરે પાંજરીયું તારૂં અજબ બન્યું છેરે
પડતા નહી લાગે એને વારરે જીવે રામ
હરી ગુરૂ સંતની સેવા ન કીધીરે
ખાસો તમે જમ કેરા માર રે જીવે રામ ॥ ૧ ॥
સુકે સરોવર હંસા કે દીયે ન બેસતારે
માન સરોવર જેનો વાસરે જીવે રામ
ઇરે હંસાને ચારો મોતીનો સોઇયે
અવર નહી દુજો આહાર રે જીવે રામ ॥ ૨ ॥
સુરતા સોહાગણ ચઢીરે ગગનપર
તરત સંધાંણા એના તારરે જીવે રામ
એરે દોરી મારી કેદીયે નટુટે રે
હલકા છે એના બોજરે જીવે રામ ॥ ૩ ॥
ઇરે રોજી મારી કબહુ નહી ખુટેરે
દીધેલ દીન દયાળ રેજીવે રામ
કહે રવીરામ ગુરૂ ભાણ પ્રતાપે
ભજન કરોતો ઉતરો પાર રે જીવે રામ ॥ ૪ ॥

———:o:———

પદ ૩૦૬ પરજ

સાહેબ સમર્થાં વીના પાર ન પહોંચે, આતો ધુતારાના શહેર છેજી ॥ ટેક ॥
આવ્યો તેદી બંદા શું બોલી બોલતો, હવે બોલેછે એમાં બહુ ફેરછે
કુડી કમાણી બધી ચોપડે ચઢશે, લેખા લેવા સાહેબ તુને તેડશે જી ॥૧॥
મોર પાઇમાં બંદા મોહી રહ્યા છેરે, મોરપ તુને તારી વેડસે
મીથ્યા માયામાં તારો જીવડો લલચાણો, પ્રભુ ભજન સાથે તારે વેરછે ॥૨॥
સમુદરમાં રૂડી છીપુ નીપજે, છીપે છીપે ઘણો ફેરછે
સાધુ થયા તેથી શું રે થયું છે, પ્યાલે પ્યાલે ઘણો ફેરછે ॥૩॥
હીરલા રૂપી મને સત્ગુરૂ મલીયા, ગુરૂવે ગુરૂવે ઘણો ફેરછે
કહે રવીરામ ગુરૂ ભાણ પ્રતાપે, જેને માથે સાહેબની મહેર છેજી ॥૪॥

———:o:———

પદ ૩૦૭ પરજ

જેને વાગ્યાં શબ્દુના બાંણરે, જેના પ્રેમે વીંધાયલ પ્રાણરે ॥ જેને ॥ટેક॥
પતીવ્રતા જેનો પીયુ પ્રદેશાં, એની કેમ ઝંપાવુ ઝાળેરે
નાથ વીના અમને નીદ્રા ન આવે, સુતા સેજલડી સુલી સમાન રે ,, ॥૧॥
દીપક દેખી જ્યારે મનડા લોભાણા, ત્યારે પતંગે છોડયા એના પ્રાણરે
આપ પોતાનું જ્યારે અગ્નીમાં હોમ્યું, ત્યારે પદવી પામ્યો એ નીરવાણરે॥૨॥

ચંદ્ર ચકોરને પ્રીત બંધાણી બંદા, ચંદો વસે અસમાનરે
દેહ ઉલટાવે તોયે દ્રષ્ટી ન પલટે, જેના નેણામાં ધુરે એ નીશાનરે ,, ॥૩॥
જળ શેવાળને પ્રીત ઘણેરી બંદા, મન વસે જળ માંય
સુકગયા નીરત્યારે પ્રાણ વસુટયા, જો જો પ્રીત કર્યાના પરમાણારે ,, ॥૪॥
ઉડ ગઇ રજની ટળી ગયા તીમીર, તોય ન મટયા અભીમાન
કહે રવીદાસ સત ભાણ પ્રતાપે, સ્વપનુ સંસારીયો જાણરે ,, ॥૫॥

———:o:———

પદ ૩૦૮ રાગ પરજ

કોણે દીયા ઉપદેશ હુવા પ્રકાશા, એમ ગાય વાણીને વેદ
સતગુરૂ સાચા જેણે દીયા ભેદ અભેદ ॥ ટેક ॥
નાભી કમળમેં મુળ વચનહે, મુળ વચનમાં બ્રહ્મ
બ્રહ્મમાં ત્રણગુણ રહ્યાછે, બ્રહ્મા વીષ્ણુ મહેશ ચોથા શકતી ॥ ૧ ॥
સત રમત માંથી રણંકાર થયો પ્રગટયા પાણીને પવન
પવન માંથી એક પુરૂષ પ્રગટયો, ગયાં ગગનની માંય,
અવીનાસીને દેખ્યા, દેખ્યા બાળે વેશ સત ગુરૂસાચા ॥ ૨ ॥
ત્રીપુટીની તખત ઉપરે જલતી જ્યોતી અખંડ
ઇંગલા પીંગલા આવે ન જાવે, આનંદ મળે અપાર
સુખમાણાની સંગે નટવર નકળંક વેસ, હુવા પરકાસા સતગુરૂ સાચા ॥ ૩ ॥
રવી કહે મને રંગ લાગીયો, લાગ્યો ગુરૂજીની સાથ
ગુરૂ હમારા અજર અમર હે, આદી પુરૂશ અવીનાશ
નાસ નહી તેનો હું તો નીરખુ પદ નીરવાણ સતગુરૂસાચા ॥ ૪ ॥

———:—:———

પદ ૩૦૯ રાગ જોગીયો

જોગીઆ સોઇરે ગગનમે વાસા, સહજ સુનમે કીન પ્રકાશા ॥ ટેક ॥
આસન અધર જુગત રહે બેઠી, પંચહી રંગકી જલેહે અંગીઠી ॥ ૧ ॥
તાત્તા પીવે તપત બુઝાવે, અનીલે નાવે શીતળ પાવે ॥ ૨ ॥
આવે ન જાવે સોવે ન જાગે, તીન લોક જોગી ભીક્ષા માગે ॥ ૩ ॥
લીન અલીન ભેળા નહી ન્યારા, જોગીયાકી ગતી અપંપાર ॥ ૪ ॥
આપ અકર્તા કરાવન હારા, રવીરામ જોગી સચરાચારા ॥ ૫ ॥

———:o:———

પદ ૩૧૦ રાગ જોગીયો

જોગીયા સોઇરે નીરંતર બોલે, નવરા ન રેવે થકે નહી ડોલે ॥ ટેક ॥
જેસા જાગ્રત્ત તેસા સુપના, આપે આપ લખ્યા સબ અપના ॥ ૧ ॥
પાંચ પચીસ એકો નહી ધ્યાવે, ઉઠત શબ્દ સો ઉલટ સમાવે ॥ ૨ ॥

મહેર મેખલા સ્વાંતીકી ટોપી, શીલ સહેજ રહી અંગ ઓપી ॥ ૩ ॥
હદ મંડળ પ્રેમ ભર્યાં પાની, રહે મતવાળા પીવે રસ છાની ॥ ૪ ॥
અદ્વૈતડંડ અનોપમ રાચે, બીન પુસ્તક બીન અક્ષર વાંચે ॥ ૫ ॥
બીનહી ધ્યાન લગાવે તાળી, બીના નેન દેખે ઊજીઆરી ॥ ૬ ॥
રવીરામ ભાણુ નીરાલંબ જોગી, રમે નીરંતર સબ ઘટ ભોગી ॥ ૭ ॥

———:o:———

પદ ૩૧૧ રાગ જોગીયો

જોગીયા સોઇરે જંગલમેં રેવે, બકે નમુખસે મુન ન સેવે ॥ ટેક ॥
ધુણી મસાણુ તપે મતવારા, આસન પદમ પવન કરે આહારા ॥ ૧ ॥
પીવત કલ્પ અલ્પ નહી નીદ્રા, ચલતહી ઊલટ રહતબ્રહ્મ રંધ્રા ॥ ૨ ॥
અનહદ શીંગી અખંડ બજાવે, ઝરત અમૃત કમલ બી કસાવે ॥ ૩ ॥
ધુન સુન છોડી ઊલટહી આયા, રવીરામ રવીમાંહી સમાયા ॥ ૪ ॥

———:o:———

પદ ૩૧૨ રાગ જોગીયો

જોગીઆ સોઇ રહેવે અકેલા, સદગુરૂ ભાણુ જ્ઞાનકા ચેરા ॥ ટેક ॥
સદગુરૂકુ આગે કરી લીના, સદગુરૂ બીન મન ચલન ન દીના ॥ ૧ ॥
રદે જ્ઞાન ગુરૂ પ્રગટાના, હમહી મીટે હમ રહે નીદાના ॥ ૨ ॥
હમ નહી સ્થાવર જંગમ કરમા, હમ નહી જાત વર્ણ આશ્રમા ॥ ૩ ॥
હમ નહી નવ પંદર કોઇ તત્વા, હમ નહી કર્તા શ્રષ્ટી ન સત્વા ॥ ૪ ॥
હમ નહી વેદ અવસ્થા વાણી, ચાર દેહ નહી પરમાણી ॥ ૫ ॥
હમ નહી જ્ઞાન ધ્યાન તપ કરણી, નારદ શેષ સકે નહી વરણી ॥ ૬ ॥
હે નાહી મધ્ય ઊગ્રસ્વરૂપા, રવીરામ ત્યાં છાંય ન ધુપા ॥ ૭ ॥

———:o:———

પદ ૩૧૩ **દક્ષણી પરજ**

શલીલ જીવકા સંગ ન કીજે, અચેત મન અભીમાન કરે ॥ ટેક ॥
દીલ કપટ કરમીષ્ટ અભાગી, દુબધા કરતા નાહી ડરે
અડર ચોર અન્યાય અહંમુખ, સંત વચન ચીત નાહી ધરે ॥ ૧ ॥
ગુરૂ આજ્ઞા વીન આડા ચલહી, બીના ધીરજ ધારે પાવ ધરે
સાંસો નછાંડે સીંધડ માડે, અહંકારી અવટાઇ મરે ॥ ૨ ॥
વીશ્વાસીકું શબ્દ સુણાવે, સંત હોઇ સબ પાંવ પડે
ખાય માલ મસ્તાના મનમુખી, પાખંડી પરધન હરે ॥ ૩ ॥
નીંદા નીરગુણ સંતકી કરહી, સંસારીમાં થાય સરે
વાણી ગાવે વીષય રસ માણે, કામીની દેખી કામ ખરે ॥ ૪ ॥
શલીલ પુરૂશ ઓર શલીલ સ્ત્રી, સદગુરૂ શબ્દે નહી ઠરે
કહે રવીદાસ એ દો જુગ ડુબ્યા, આદ અંત મધ્ય નાહી તરે ॥ ૫ ॥

પદ ૩૧૪ રાગ પરજ

જુગત દેખકર ચલના જીવન, ડગણે દીલ ધોકા ભારી ॥ ટેક ॥
આ સંસાર સરપહી જેસા, મુખમીઠા દીલમાંહી ખારી
વાકા કહેના ચીતન ધરના, ભજન કરના ભેટારી ॥ ૧ ॥
સહેજ સમાધી સુરતે ખેલે, તાર મીલાયો એક તારી
બ્રહ્મ ઘાટ પર ભેલા હોના, મોહ મમતા મનકું મારી ॥ ૨ ॥
ચંચલ મન નીશ્ચલ કરી રખના, પલકમાં હોવે પારી
દ્વૈત ભાવ દીલમાંસુ નીકાસ્યા, કબહુન લાગે કારી ॥ ૩ ॥
પતંગ પ્રીત કરે દીપકસે, કુગડુગી મનકી સબ મારી
શરીર અપના નહી સંભાળે, જ્યું કે જીવ દીના ટારી ॥ ૪ ॥
એૈસી પ્રીત પરીબ્રહ્મ કીરે, ચુકે હોવે વ્યભીચારી
કહે રવીદાસ મનકુ વસ રખના, સમજે સંત સુરત ધારી ॥ ૫ ॥

———:o:———

પદ ૩૧૫ રાગ પરજ

સુરત ગ્રહેસો સુરતી પુરા, બે સુરતે સાધન કાચા ॥ ટેક ॥
કયા ભયા દુનીયા રીઝાયે, શોર કરત દુખત ડાચા
રંગ દેખ રંગ રાગ મીલાવે, રૂપ દેખ રંગમાં રાચા ॥ ૧ ॥
ત્રીગુણ તાર તાન મીલાવે, નારી દેખ નફટ નાચા
ખુણે બેઠ કરે ખણ ખોદા, તુર્ત લાગે તમાચા ॥ ૨ ॥
લેકર તીર પતાલકું સાધે, ચડે અસમાન સોઇ સાચા
સદગુરૂસે અરસ પરસ રહે, શબ્દ કહે તે સત વાંચા ॥ ૩ ॥
પાખંડ ખઓચીયાં તુરતહી ખુટે, સાયર કયું જાવે લાંચા
કહે રવીદાસ સત શબ્દ પકડયા, એક નીરંતર બ્રહ્મ સાચા ॥ ૪ ॥

———:o:———

પદ ૩૧૬ રાગ પરજ

દેખો અભીમાની અરથ નબુઝે, જ્ઞાન બતાવે ગુરૂ ગમકા ॥ ટેક ॥
કદર લક્ષા બીન કરે પરોગા, તાન ત્રીકુટી સંગમકા
આપે ડુબ્યા કરમ કીચમેં, અનુભવ કહેવે અગમકા ॥ ૧ ॥
ભગત હોઇ ત્યાં જુગત ઠેરાવે, જગતમેં ચલે સવરંગ સમકા
વીના વીવેક ભ્રષ્ટમે ભુંદયો, મતા ન આયા હદમકા ॥ ૨ ॥
સત શબ્દ નાસત કર હારે, કુદરત કે નાહી કમકા
સદગુરૂકા શબ્દ ન માને, ખાવે માર મુરખ જમકા ॥ ૪ ॥

એક બ્રહ્મ હોઇ કરે ઇર્ષા, ચેતન જાનારહ્યા ઉનકા
કહ્યા પરગટ પણુ પરખ ન આઇ, ગુસ્સે હોઇ કરે ધમકા ॥ ૪ ॥
જુગત જગતમે ભગતમે ભકતા, એહી મરમ પરમાતમકા
કહે રવીદાસ સત શબ્દ પકડો, સબ જલજાય અંકુર કર્મકા ॥ ૫ ॥

———:o:———

પદ ૩૧૭ રાગ પરજ

સાચા સદ્દગુરૂ જેણે વરીયા, આન દશા નર કયું જાવે ॥ ટેક ॥
ધણી આગન જો સોધે નરેડી, શબ્દ તાપ સદ્દગુરૂ તાવે
સહે શબ્દ ગ્રહી ટેક ન છોડે, સો સદ્દગુરૂકે મન ભાવે ॥ ૧ ॥
સદ્દગુરૂકુ સાહેબ કરી જાણે, ભેદા ભેદ મન નહી આવે
સો શીષ સહી સીધાંતમે સમઝે, પરમ પદ સહેજે પાવે ॥ ૨ ॥
શબ્દ ચુકે સદ્દગુરૂ કેરા, ગાફલ બહુ ગોથાં ખાવે
સો વરસકી કમાણી પરલે, પડે નર કયું ગીતા ગાવે ॥ ૩ ॥
નરનારી મીલ સદ્દગુરૂ સેવો, આજુગકો ફેરો ફાવે
ભાણ સદ્દગુરૂ નેજાધારી, ઉનકા બાળક રવીદાસ કહાવે ॥ ૪ ॥

———:o:———

પદ ૩૧૮ રાગ પરજ

નીરાધાર નીરગુણ નીરવાણી, નીરાલંબ સદ્દગુરૂ મેરા ॥ ટેક ॥
ઉષ્ણશીત વ્યાપે નહી જાકું, કરતાહે સબહી કેરા
સમ દ્રષ્ટી શીતલતા સબસે, પ્રીત ન કરહીનહી નેરા ॥ ૧ ॥
ઇંગલા પીંગલા સુખમના ઘરમે, ઘટ દેખત હુવા નેરા
અણુલંગી અખંડ અવીનાશી, નીરખત તે નર હે ફેરા ॥ ૨ ॥
ગગન ગાજે અનહદ વાજે, સુનતાહે સુરતી ચેરા
બીના આકાશ બાદલ બીન વરસે, હીરા માણેક મોતી ઢેરા ॥ ૩ ॥
સપ્ત પુરીકે પાર પરમ તત, હરીજન વીરલે હેરા
કહે રવીદાસ વસ્તુ સબમાંહી, સમજે ઘટ સગલે સેરા ॥ ૪ ॥

———:o:———

પદ ૩૧૯ રાગ પરજ

સુરતા સખી જેની ચઢી અસમાને, આપ વાત સદ્દગુરૂ જાને ॥ ટેક ॥
પરઘર કેરૂં નહી પ્રયોજન, કયા વાંચુ પરગટ પાને
મનહી માહી મન સમઝાના, સો મુજરા મેરામ માને ॥ ૧ ॥
ગુપ્ત સુમરણ ગુપ્ત ગોટકા, કરીયે કોઇ ન સુણે કાને
બાહેર ગાવે ભીતર અંધેરા, લહે કયું આવે બીન ધ્યાને ॥ ૨ ॥

સુક્ષમ ખાના સુક્ષમ સોના, સુક્ષમ બાત કરે શાનેં
અખંડ બ્રહ્મ અદ્વૈત અવીનાશી, તારે તાર મળે તાને ॥ ૩ ॥
એસા અદભુત ખેલ ગુરૂકા, સુરખ કે મન નહી માને
કહે રવીદાસ શુરા સંત સમજે, હું પદને સહેજે હાને ॥ ૪ ॥

---:o:---

પદ ૩૨૦ રાગ પરજ

અજબ દેશ સદગુરૂકા સાધો, અજબ રહેશ રહેણી લાયા ॥ ટેક ॥
અજબ શબ્દ અજબ ગુરૂ વાયક, અજબ પ્રેમસે પરચાયા
અજબહી ધ્યાન, અગાધ સમાદી, અજબ જ્ઞાન અનભે આયા ॥ ૧ ॥
અજબ અનહદ ગરજીયા, અજબ અમૃત જલ વસાંયા
અજબહી વીજ કરહી ચમકારા, અજબ બ્રહ્મ જોત દર્શાયા ॥ ૨ ॥
અજબ તુરંગ તોય મીલ તેજા, અજબ પવન બ્યોમ અલપાયા
અજબ આકાશ નીલ મહાકાશા, શબ્દાતીતકા પડછાયા ॥ ૩ ॥
શુદ્ધ વીચાર વીકસે સોધ્યા, રવીદાસ કીતહું નહી પાયા
બાહેર ભીતર ભીતર બાહેર, સદગુરૂ શબ્દમે સમાયા ॥ ૪ ॥

---:o:---

પદ ૩૨૧ રાગ પરજ

અસલ ફકીર મેં આદ દરવેશા, જુગ જુગહી અમર કાયા ॥ ટેક ॥
અધર તખત પર આસન મેરા, જ્યોની સંકટ નહી આયા
રમું નીરંતર રહું અકેલા, સત સાહેબસે લેહલાયા ॥ ૧ ॥
લેને ન જાઉં વસ્તુ વખારે, દેનેકું કછુ નહી ધાયા
લેના દેના સબહી મેટકે, સત શબ્દ સેજે સાયા ॥ ૨ ॥
અસ્થુલ રહીત સુક્ષમસે ન્યારા, અક્ષરાતીત અખંડ રાયા
રવીદાસકા નામ મીટગયા, સતગુરૂસે સતગુરૂ પાયા ॥ ૩ ॥

---:o:---

પદ ૩૨૨ રાગ પરજ

અખંડ બ્રહ્મકુ કર્મ ન બેસે, દેખો જ્ઞાન દીલમેં ભાઇ ॥ ટેક ॥
મહા મણીકું મેલ ન ભાસે, સકલ છોડદે ચતુરાઇ
અગની કે અંગ રોગન બ્યાપે, માંહી પડત સબહી પરલાઇ ॥ ૧ ॥
અંબુમાંહી પાવક નહી પ્રગટે, કંચનકુ ન લગે કાઇ
ચંદન ઝાડ ભુજંગ વીટાયા, મીટત નાહી સીતલતાઇ ॥ ૨ ॥
શુધ તલવાર લોહ ગજવેલી, મહા સુખ મ્યાન બંધાઇ
ડાલ મુલ સબહીકુ કાટે, તેગે પાપ રતી એક નાહી ॥ ૩ ॥
મહાજ્ઞાની મન નીજઘર પહોંચ્યા, સુરત સેહજ સુન સમાઇ
કહે રવીદાસ કુસંગ કહા કરહી, જાકા દીલ બ્રહ્મ દરીઆઇ ॥ ૪ ॥

પદ ૩૨૩ રાગ પરજ

ઉગ્ર જ્ઞાન સદગુરૂ ઓળખાયા, ખાલક વીના ખાલી નાહી ॥ ટેક ॥
આઇ સમતા રામહી રમતા, દીવ્ય દ્રષ્ટીએ દર્શાઇ
હે બ્રહ્મ સારા ભીતર બહારા, જલ લહેરી સમી જલમાહી ॥ ૧ ॥
પૃથ્વી બ્રહ્મ તોય બ્રહ્મ તેજા, પવન વ્યોમ બ્રહ્મ બોલતાહી
હું બ્રહ્મ તું બ્રહ્મ તે બ્રહ્મ સો બ્રહ્મ, અખંડાકાર વૃતી વરતાહી ॥ ૨ ॥
હદ બેહદ બ્રહ્મ અનહદ અનભે, મહાજન ઠીક ઠેરાયા ત્યાંહી
નહી રવીદાસ ભીતર બ્રહ્મ ભરીયા, વ્યતરીક પદ સમ્યા લેહ લાઇ ॥ ૩ ॥

———:o:———

પદ ૩૨૪ રાગ પરજ

શીવ સમાધી લાગી અખંડીત, જહા આતમકા સ્થાના ॥ ટેક ॥
જટા વીભુતી જોગેન્દર નીરગુણ, સમ્યા મોહ મટીયા માના
વીકટ રૂપ કલંદર જોગી કબહુ બુઢા કબહુ નાના ॥ ૧ ॥
ગવરી સંગ અસંગી અનભે, ભોગી બ્રહ્મ જોગી જાના
અનંત કલ્પ જાકી અલ્પ સમાધી, કથી કથી થકીયા કવી બાંના ॥ ૨ ॥
સુક્ષમ અહારહે ત્રીપુરારી, સુખ દુખ હોત નહી વરધ હાના
નીલકંઠ નીર્મલ ત્રીનેત્ર, રૂંઢ માળ બીરાજત બાના ॥ ૩ ॥
એસા નીજદાસ પ્રેમ પીયાસા, કાલ ડરાયા ન ડરીઆ
કહે રવીદાસ શીવ ત્રીગુણ રહીતા, સહેજ સુનપર બ્રહ્મ ભાના ॥ ૪ ॥

———:o:———

પદ ૩૨૫ રાગ પરજ

દેખો ભરથરી ભયા ફકીરા, છોડયા શેહર ગઢ ઉજેણી
બાણુંલાખ માળવાનો રાજા, માયા સબ ત્યાગન કીની ॥ ટેક ॥
મીટયા માન મન ભયા નીર્મળા, ગોરખકી દીક્ષા લીની
આશા ત્રષ્ણા એકે નહી ઉરમાં, સદગુરૂ ચરણે વૃતી દીની ॥ ૧ ॥
નાથ નીવાજા દીયા નીજભેદા, લગ્યા ધ્યાન ધુન ત્રીવેણી
બાજા નાદ ઘોર ગગનમેં, શ્રવણે સુણી મોરલ ઝીની ॥ ૨ ॥
છુટયા આપા જપે અજંપા, વર્ણાવર્ણ નહી ભીના બીની
અમર અતીતા સબજુગ જીતા, સચરાચર વસ્તુ ચીની ॥ ૩ ॥
રામહી રામ રામ રંગ રાતા, મતા અગાધ અનંત રહેણી
રવીદાસ સોહં અકલ પુરૂષ હે, સમ્યા સુપના મીટ ગઇ ઘેની ॥ ૪ ॥

———:o:———

પદ ૩૨૬ રાગ પરજ

ગોડ બંગાલેકા મહારાજા હે, ગુરૂ જ્ઞાની ગોપીચંદા ॥ ટેક ॥
મેનાવતી સુત શોભીત સુંદર, અંગ ઓપીત જેસા ચંદા
છબી દેખી માતાએ શીશ ડોલાવીયા, તન જલકા બુદ બુદારે ॥ ૧ ॥

માતા વચન સુણી ચીતચેત્યા, ચરણ જાલંધરકા વંદા
છોડયા રાજ કાજ છત્ર સીંહાસન, તોડ દીયા માયાકા ફંદા ॥ ૨ ॥
રૂખે વરખે આસન અનભે, સમ્યા ખટ ઉરમી કામદારે
સુકા ટુકા રૂખા ભુખા, મુળસે માગન લે બંદારે ॥ ૩ ॥
પવન ભખીંત અમૃત વરખીત, દરખત ઉનમુની આનંદારે
કહે રવીદાસ અજરાયલ અબધુ, બેઠે નીરંતર પ્રેમ પદારે ॥ ૪ ॥

———:o:———

પદ ૩૨૭ રાગ પરજ

દેખો હરીચંદ્ર ચાલ્યા બજારે, સતવાદી સતને સાટેરે
રાજા થકા રૂપી શેરે વેચાણા, બાના તણા બરદને માટે ॥ ટેક ॥
નાસત કહું તો મારો નાથજી લાજે, વચન દઇ વળીયા વાટે
રાણી તારા રોહીદાસ વેચાણા, ભકતી ભલાની શીર સાટે ॥ ૧ ॥
કુંવર રોહીદાસને સરપે ડસીયો, વાત વંચાણી કાસીને ઘાટે
કાઢી ખડગને સ્ત્રી પર ચાલ્યો, મનથી ન બીના મુવાને માટે ॥ ૨ ॥
ધ્રુજે ધરણીને કંપે કૈલાશા, વાલમ રૂપ ધર્યું વીરાટે
નીમ ધારી તો નીમ ન મેલ્યાં, સનમુખ ચાલી ચરણા ચાટે ॥ ૩ ॥
પાછા પગલા નવ હોય પુરાના, વહી નીકલ્યા વસમી વાટે
કહે રવીદાસ ગુરૂ ભાણ પ્રતાપે, જઇ પુજાણા ધણીને પાટે ॥ ૪ ॥

———:o:———

પદ ૩૨૮ રાગ પરજ

બલખ બુખારેકા સર સુબા, સમશેરબહાદુર સુલતાની
પટા લખાયા સાહેબ હજુરી, કયું રોકેગા દરવાની ॥ ટેક ॥
દલ વાદલ તુરી લક્ષ અઢારા, એક સહસ્ત્ર છસો રાની
સો સબ ફીકા લગ્યા પલકમેં, કોઇ કીસીકી ન રખી કહાની ॥ ૧ ॥
કરૂણા મહેર કરી કબીર ચેતાયા, વેર તીસરે શીખ માની
દાસીકા રૂપ લીયા હે દયાવંત, તોડી જાલ દયા આની ॥ ૨ ॥
મનસે લડીયા સુનપર ચઢીયા, ગોદડીઆ નીજ જન જ્ઞાની
અમૃત પીયા ઉનમુની રીયા, જુગો જુગ જીયા જુગત જાની ॥ ૩ ॥
એસે સદગુરૂ મીટાઇ હરફેર, બેઠે તખત અધર ઠાની
રવીદાસ સો કલા કીરતારકી, નીજ કરતામાં સમાણી ॥ ૪ ॥

———:o:———

પદ ૩૨૯ રાગ પરજ

ફકીર ભયા જબ બલખ બુખારૂંકા, શીરપર ટોપ હજારૂંદા
ઇતના છોડકર લીની ફકીરી, ધન ધન અકલ વખાણુંદા ॥ ટેક ॥

જીનકી આગે ફોજા ચલતી, તુરી લક્ષ અઢારંદા
સોઇ નર જંગલ ફીરને લાગ્યા, પયદલ પાવ ઉઘાડુંદા ॥ ૧ ॥
બત્રીસ ભાતકા ભોજન જમતા, મેવા દ્રાખ મીઠાયુંદા
સોઇ નર ટુકડા ચાવન લગ્યા, વાસી સાજ સવારંદા ॥ ૨ ॥
ફુલાંહુંદી સેજ બીછાવતા, કલીએ કલીયું નારંદા
સોઇ જમીપર લોટન લાગ્યા, કંકર કોણ બુહારંદા ॥ ૩ ॥
સવા ટાંકભર જામા પહેરતા, દરપનમે મુખ ન્યારંદા
સોઇ નર ગોદડી ઓઢન લાગ્યા, અધમણ ભાર કંથાયુંદા ॥ ૪ ॥
કરી બંદગી સાચા સાહેબકી, મોલા પ્રેમ પીછાનુંદા
કહે રવીદાસ ગુરૂ ભાણ પ્રતાપે, મલીયા પીર અખાડુંદા ॥ ૫ ॥

———:o:———

પદ ૩૩૦ રાગ પરજ

અન્ન દેવ સબકા અધીકારી, શીર નમાવે સુર તેતીસા ॥ ટેક ॥
સપ્ત પાતાળ નાગ લોક સબહી, કરત આરાધ અનકા શેષા
સ્વર્ગ લોક ગાંધર્વ ગુણ ગાએ, ઇંદ્ર સહીત બ્રહ્માંડ એકવીસા ॥ ૧ ॥
બ્રહ્મા વીષ્ણુ મહેશ્વર સરખા, કરતા સેવ અનકી એસા
નવનાથ રૂષી સહસ્ત્ર અઠાશી, ઘડી સોળમે પાડત ચીસા ॥ ૨ ॥
હરીકા ભક્ત દેવ દેવનકા, સદા સોહે જુગદીશા
રવીદાસ નમત કરજોડી, આવો પધારો અન્ન ઇશા ॥ ૩ ॥

———:—:———

પદ ૩૩૧ રાગ પરજ

તપસી કહેકું તપ આદરે, તપસે નીજ તંત હે ન્યારા ॥ ટેક ॥
પંચ મુખે અગ્ની પરજાળે, ઉંધે મસ્તક ખાગે ઝુલારા
બહોત કષ્ટ દેવે કાયાકું, કબહુ ન રીઝે કીરતારા ॥ ૧ ॥
એક અંગુષ્ટે શરીરકું તોલે, સુન ગ્રહી બંધહી બારા
ઉંચ હરત નખ બેંત બરાબર, પરસત નહી પરીબ્રહ્મ પ્યારા ॥ ૨ ॥
જડ બુધ્ધીયે ફીરત જગતમે, ભગવા કર લીના ભારા
નહી નીજજ્ઞાન ચઢી ગયા માના, અંતે નર્ક માંહી નીરધારા ॥ ૩ ॥
ખેંચાતાણે જોર પરાણે, ઉલટે પવન ચઢે સુન દ્વારા
કહે રવીદાસ રંરકાર ભકતી વીન, નહી છુટે ભાઇ જમ મારા ॥ ૪ ॥

———:—:———

પદ ૩૩૨ રાગ પરજ

જોગીયા કાયકુ જોગ કમાવે, કાયકું કષ્ટ હે કાયા ॥ ટેક ॥
જયાં જયાં જાપહે ત્યાં ત્યાં થાપહે, ધ્યાન ધરતહી ત્યાં માયા
સુન મંડળમેં શકતીકા વાસા, તીન પુત્ર જનની જાયા ॥ ૧ ॥

ઇંગલા પીંગલા સુખમના સાધી, નેન બીંદુ તેજ ઝલકાયા
સોતો પરમાતમ નીજ નાહી, સબ તત્વકા સોભાયા ॥ ૨ ॥
શ્યામ સો ગગના નીલ સો પવના, અરૂણ અગનકા રૂપ લાયા
શ્વેત અનીલ પીતસો પૃથ્વી, વસ્તુકું નહીં ધુપ છાંયા ॥ ૩ ॥
જાગ્રત સુપ્ત સુસોપ્તી તુરીયા, અંતઃકરણમાં લે લાયા
મન બુધ્ધીચીત અહંકારસુ ખેલે, મહા ભુતકા અંશ લગાયા ॥ ૪ ॥
શબ્દ સ્પર્શ રૂપ રસ ગંધા, પંચ ઇંદ્રીકા સબ વસાયા
ઓ અક્ષર અવાધું વરસે, દેખાદેખ ફસ બંધાયા ॥ ૫ ॥
જાદીન પંચ પ્રપંચહી નોતા, તાદીન અદ્વૈત અનાયા
નામ રૂપ રહીત રવીદાસા, સોહી નીરંતર ગીતા ગાયા ॥ ૬ ॥

———:—:———

પદ ૩૩૩ **રાગ પરજ**

એસા પદ હમ પાયા સાધુ, નીગમ નેતી નેતી ઉચાર્યા ॥ ટેક ॥
ન રાચું જ્ઞાન ન ચલહુ અજ્ઞાના, રહું પંડ બ્રહ્માંડસે ન્યારા
પાંચ પચીસકુ ઠેર લગાવું, ઝીલું અગમ ઘર ઝણકારા ॥ ૧ ॥
નવભી સોહં દસભી સોહં, સોહં સહસ્ત્ર અઠાસી સારા
સોહં તેત્રીસ ક્રોડમે વ્યાપક, સોહં નીજ વીરલે નીરધારા ॥ ૨ ॥
છઠા પદ સકલમેં શોભીત, સદગુરૂસે પાવે પારા
જીવન મુકત હોઇ સો રહહી, આવે ન જાવે વારંવારા ॥ ૩ ॥
સુક્ષમ પદ કોઇ વીરલા પાવે, સહેજ સમાવે સ્વે સુત્ર ધારા
લક્ષ જાઇ અલક્ષમે સમાઇ, નહી મુની નહી ગીતારા ॥ ૪ ॥
રામ કૃષ્ણ કપીલ અવતારા, સમજ સમે નીજ પદ ઠારા
પ્રકૃતી પુરૂષ કે પાર સો ખેલે, નીગમ આગમસે નીરાળા ॥ ૫ ॥
નીજ પદમેં કોઇ સંત સમાયા, ભેખ ઊપાધ નહી વેવારા
રવીદાસ જોગી ભોગી નાહી, નીરખ્યા હમહી હમારા ॥ ૬ ॥

———:—:———

પદ ૩૩૪ **રાગ પરજ**

આતમ બોધ કહું ગુરૂ જ્ઞાની, જેથી પીંડ માંહી પ્રકાશા ॥ ટેક ॥
કરૂં નીવેડો અરથ જુજવા, શીવ શકતી કેરા વાસા
તીન શકતી એક નામ અનાદી, તીનુકા જુદારે ભાસા ॥ ૧ ॥
એક જાંગ દુજી મુલદ્વારા, ત્રીજી નામ વીષ્ણુ વાસા
ઊનકે ઉપર આદ નીરંજન, તીન ટીકાને એક લાસા ॥ ૨ ॥
હીરદે કમળમેં અંતર આતમા, બાજે નાદ અખંડ વાસા
કંઠ સ્થાન જીવ સોહં બ્રહ્મ આતમા, જહાં દેખા ખાલંક ખાસા ॥ ૩ ॥

ભ્રકુટી કમલ પર જોત સરૂપી, ભીન ઉપર પદ નીરાશા
નીગમ શાસ્ત્ર અનુભવી વીચારો, ભાન ચરણુ કહે રવીદાસા ॥ ૪ ॥

———:—:———

પદ ૩૩૫ રાગ પરજ

પંડ ખોજા વીના પાર ન પાવે, કયા પઢતા પુસ્તક માંહી ॥ ટેક ॥
નીરખે પદકા નહી નીવેડા, પાખંડ કર પરલે જાઇ
દમડી કારણુ દે પરમોદા, પેટ ભર્યાકી પંડીતાઇ ॥ ૧ ॥
ખટ શાસ્ત્ર ઓર પુરાણુ અઢારા, ભાગવત ગીતા ગાઇ
કહે અદ્વૈતા કર્મ કરે ન ચીંતા, સો નર નરક પડે જાઇ ॥ ૨ ॥
લગે લોભકે લોક સુનાવે, દેત દોટ બીન ધીરજ ભાઇ
બીન વીશ્વાસ સ્વાંગ ધર ભુલે, અ તકાળ જમ પુર જાઇ ॥ ૩ ॥
જેસે મસાલચી મસ્ત તેલ ભર, મગડી મસાલ ઉભા આઇ
આપ ઓરનકું કરે અજવાળા આપ અંધેરે અંતરાઇ ॥ ૪ ॥
કાજી કુરાન કીતાબ વખાણે, નીવાજ પંચ વખત જાઇ
સાંજ પડે તબ છુરી ચલાવે, ગુરૂગમ વીન હે ઘુમરાઇ ॥ ૫ ॥
કાયા કમાયા બીન કથની કથતહે, મુરખ મનમેં મરડાઇ
કહે રવીદાસ સત નામ ચીન્યા વીના, અંધા આડા અફલાઇ ॥ ૫ ॥

———:o:———

પદ ૩૩૬ રાગ પરજ

સુન પરદેશી વચન હમારા, જુગસે પ્રીત કબુ નહી કરના ॥ ટેક ॥
જુગસે પ્રીત કીયે બહોત પસ્તાવા, હરી ભજન હરદે ધરના
કરલે બંદગી સબ છલ છાંડી, ગુરૂ શબ્દ હીરદે ધરના ॥ ૧ ॥
રામ હે તેરા તુંહી રામકા, રમતા રામ તારણુ તરના
સદગુરૂ શબ્દે લગે સમાધી, પદમાસન કુંભક કરના ॥ ૨ ॥
હો અસવરા ઉતર ભવ પારા, નુરતે નીરખ ગુરૂ પદ રચના
પુરવકી ગંગા પશ્ચીમ ઉલટાઇ, ભીંજત પૃથ્વી ગગન ઝરના ॥ ૩ ॥
શુભ પ્રકાશ સબ ઘટ વાસા, ત્રીગુણુ કાલકા નહી ઉરના
રવીદાસ પહોચે ઉન દેશા, પાવે સત પુરૂશકા ચરના ॥ ૪ ॥

———:o:———

પદ ૩૩૭ રાગ પરજ

ઘરઘર પ્રીતસે હોવે ખુવારી, કરસાચા સદગુરૂ સજના ॥ ટેક ॥
રાગ રંગ સબ હરી વીન જુઠા, તાણાતાણી સબહી તજના
લે સરણા સતગુરૂ સંતકા, દીયે ભેદ ગગનુ ગરજના
ચે તેરા મન કર ગુરૂ અરપન, અમૃત વચન સંતકે સજના
કુલ મરજાદા છોડ પસારા, દુષ્ટ લોકસે નહી લજના ॥ ૨ ॥

હંસ ઉબારન ધરાવ ધારન, શબ્દ સીંધુસે મનકુ મંજના
જાય મેલ સબ ઓળખ રામ રબ, નીરખ ભાઇ નીરભે ત્રજના ॥ ૩ ॥
હદકા કરતા બેહદવાસી, ગમનાહી માયા તજના
નહી રવીદાસ બેહદ છોડયા, મીલ્યા પુરૂપ અબ કયા ભજના ॥ ૪ ॥

———:o:———

પદ ૩૩૮ **રાગ પરજ**

લગી પ્રીત સદગુરૂ સાહેબસે, સો કયું અટકે બ્રહ્મ જ્ઞાની ॥ ટેક ॥
સુરત શબ્દકી સીડી પકડી, ચઢી સહેજ પર અસ્માની
હુવા પ્રકાશ પરમ સુખ પાયા, મુખ બોલ્યા અમૃત વાણી ॥ ॥
જરીયા પારા ઝલકયા તારા, અંતર ભાગ્યો ઉભરાની
મીટ ગયા ડોલા ભીતર ખોલા, નીકસી હર હીરા ખાની ॥ ૨ ॥
ત્રુટા ઘાટા હુવા નીરાટા, ફુટયા પાટ ફેલ્યા પાની
ઉલટા સીંધુ સુભર ભરાના, એક દ્રષ્ટી એસીઆની ॥ ૩ ॥
દીના ડંકા કબહુ ન શંકા રાજા રંકકા નહી કાની
કરી પરખીયા હરી નરખીયા, ઉન વાત મેરી માની ॥ ૪ ॥
ડરૂં ન અબ મેં ખેલું સબમેં, રમતા રબમેં જાઇ ઠાની
કહે રવીદાસ મેદાન ન આપું હુઇ પાદશાઇ પરવાની ॥ ૫ ॥

———:—:———

પદ ૩૩૯ **રાગ પરજ**

મેં સીપાઇ સદગુરૂ સાહેબકા, લહું તોપ બખતર પેરી ॥ ટેક ॥
શીલ સંતોષકા બખતર પેહરૂં, લઉં શમસેર સતગુરૂ કેરી
સાત સાહેરકા ઘુંટ ભરાઉ, મારૂં કાળ દુસ્મન વેરી ॥ ૧ ॥
સીંધ બકરી ભેળા ચરાવું, રાજા રંકકા એક શેરી
પાંચ પચીસ કોઇ જાન ન પાવે, બ્રહ્મ મોહોલમેં જોઉં હેરી ॥ ૨ ॥
સત શબ્દકી લગી ખુમારી, સુન શીખર સુરતા મેરી
પરી બ્રહ્મકે પરચે ખેલું, કરૂં ટેલ સત સબુરી ॥ ૩ ॥
આદુ રાજને આદુ દુહાઇ, હોઇ છાપ પાદશાહી કેરી
કહે રવીદાસ સદગુરૂકે આગે, માગું મોજ ચાકરી મેરી ॥ ૪ ॥

———:o:———

પદ ૩૪૦ **રાગ પરજ**

લગ્યા કલેજે છેદ ગુરૂકા, વેદન જાણે એની વાતુ ॥ ટેક ॥
પતીવૃતા હોય નાર પદમણી, સો જાણે પીયુંકી ખાંતુ
વ્યભીચારીણી હીંડે વલખતી, અણુલેખે ખાવેલાતુ ॥ ૧ ॥
ટુટપડે ભલે ધરણી આકશા, સુક જાઇ સમુદર સાતું
તોય વીછવા હોઇ ન પીયાસે, નીરભે નેહ તણું નાતુ ॥ ૨ ॥

પલ પલ મેરા પીયુજીકું નીરખું, ખંડત નહી દીવસ રાતું
તીન ભુવનકા અજવાળા, અહોનીશ વરસતે સ્વાંતુ ॥ ૩ ॥
પ્રેમ ગલીમેં મેરા પીયાજીકું પામી, અનેક સુર તણી ક્રાંતું
પાપ પુન્ય મટી ગયા સખી મેરા, ભુલ ગઇ સરવે ભ્રાંતુ ॥ ૪ ॥
તાલી લાગી ભ્રમણા ભાગી, તારે તાર મીલ્યા તાંતુ
કહે રવીદાસ સખી સદગુરૂકા, મન ન દોડે અબ ધાતુ ॥ ૫ ॥

---:o:---

પદ ૩૪૧

મુખ કહું તો મહાસુખ હોવે, જ્યાંથી ઉપજી મન વાણી ॥ ટેક ॥
પ્રથમ આદ ગુરૂ અવીગત એકલા, નહી સ્રષ્ટી મન મંડાણી
પ્રકૃતી પ્રાણ પીંડ નહી વાણી, ન ઉપજે પવન ને પાણી ॥ ૧ ॥
સહેજ સુનથી હંસ પ્રગટીઆ, પ્રાણ થકી મન ને વાણી
વાણી મનમે મન પ્રાણમે, પ્રાણ અલખમે અલપાની ॥ ૨
જહાંકા ઊપના તહાં સમાયા, જેણે સાન સદગુરૂકી જાણી
ગૌકી જાત જણાય જુજવી, દુધ દેખો એક દર્શાની ॥ ૩ ॥
જ્યારે રવી શશી ઘર આયા, એ પહોચેકી પરવાની
પવન ગગનમે રહ્યા સમાઇ, ઉનમુનીએ ડેરાની ॥ ૪ ॥
નીરખ્યા નીરગુણ નાથ નીરાલંબ, વસ્તુ પુરાતનકે માણી
સદગુરૂ કહે રવીદાસ સમજ લે, વીન સમજે ફીરે હે હાંણી ॥ ૫

---:o:---

પદ ૩૪૨ રાગ પરજ

મતકર નીદ્રા જીવ અભાગી, થોડા જીવન સારૂ કયા સોવે ॥ ટેક ॥
મનખા જનમહે રતન પદારથ, એહી જુગત ફીર નહી હોવે
હરી ભજ્યા વીના ધીક હે જીવના, કયા મનખા એળે ખોવે ॥ ૧ ॥
સાહેબ સુમરન સાબુ છોડકે, કાદવ કપડા કયું ધોવે
હરી સાગરકું દઇ પાગથી, ખાઓચીયામાં કયું ડોવે ॥ ૨ ॥
મુકતા ફળકા ખેત છોડકે, જવાસ તરણા કયું ટોવે
અંબ સરીખા અમૃત પરહરી, થડ થોવરકા કયુ બોવે ॥ ૩ ॥
અનભે સરખા અનંદ છોડકે, કરમ ક્રીયામે કયા મોવે
અછા નીર ગંગાજળ કેરા, સુતે મુખડા કયા ધોવે ॥ ૪ ॥
એહી શીખામણ સમજુ જનકું, મુરખ મનમે નહી ગોવે
કહે રવીદાસ ભાણ પ્રતાપે, કરમ કાળ ધોખા ધોવે ॥ ૫ ॥

પદ ૩૪૩ **રાગ પરજ**

સત ભજનસે કરલે ગુજારા, મેરામ, સદ્દગુરૂ માંહી બોલે
માંહીલા શહેરમાં રતન અમુલખ, વસ્તુ છે માંહી અણમોલે ॥ ટેક ॥
દીલ દરીઆમાં અખંડ દીવો, દીઠા વીનાના દીલ ડોલે
ભ્રાંતીના ભરીયા ભવોભય ભુલ્યા ગુરૂ વીના તાળા કોણ ખોલે ॥ ૧ ॥
ગગન મંડળમાં ગુપત ગેબી, બાવન બાહેર સોહી બોલે
નુરત તખત પર નામ નીરંતર, નુરતે સુરતે નટ ખેલે ॥ ૨ ॥
આદ અનાદની જેને ઓળખાણો, મુળ ભજન તે નહી મેલે
લાગી પ્રીત સદ્દગુરૂ સાહેબસે, ફળ લાગ્યા જેમ બહુ વેલે ॥ ૩ ॥
આ મારગડે આવતાં ને જાતાં, આનંદ ભયો હવે મન મેરે
આ સંસારમા ચેતો મારા ભાઇલા, સંત પોકારે અવસર છેલે ॥ ॥
પટા લખાયા સરકાર હજુરી, અવર દીલ હવે નહી ડોલે
કહે રવીરામ ગુરૂ ભાણ પ્રતાપે, અમર પીયાલા અહોનીશ પીલે ॥ ૫ ॥

———:o:———

પદ ૩૪૪ **પરજ**

હર દરીયામાં હમેશ નાતા, મન મેલા તેરા કયુ રેતા ॥ ટેક ॥
શ્રાધ સરાવતા બહોત જુગ વહી ગયા, મુવા પીછે મુખ નહી જોતા
આયા પુરૂષકું આદર નહી દેતા, મુવા બાપકુ કયું રોતા ॥ ૧ ॥
ઉગે ત્યાં તો કબહુ ન વાવે, ઇંગારે બીજ જઇ બોતા
ખાય પીયે ને મારે ખાસડે, ખરા માલ મુરખ ખોતા ॥ ૨ ॥
આંબા વૃક્ષકી છાયા છોડકર, આકડે આસન કયું સોતા
હંસ સભામે કયુ ન બેઠા, બગ સાથે ખાવે ગોથા ॥ ૩ ॥
પર ત્રીયા સાથે પ્રીત કરતા, કુડી નજરે કયું જોતા
પતીવ્રતા ઘેર નાર પદમણી, ગુણકાસે મન કયું મોતા ॥ ૪ ॥
કર લે બંદગી સાચા સાહેબકી, અમર રહે તેરા તન તોતા
કહે રવીરામ ગુરૂ ભાણ પ્રતાપે, એ અવસર ફીર નહી હોતા ॥ ૫ ॥

———:o:———

પદ ૩૪૫ **પરજ**

દેખો કુદરત ખેલ ગેબકા, બન્યા હે ન્યારા ન્યારા ॥ ટેક ॥
એકકું મેડી છજાં અટારી, એક સુવે બજારા
એક હાથીકે હોદે બેઠે, એક ઉઠાવે બહુ ભારા ॥ ૧ ॥
એક વણજ વેપાર કરતહે, એકે કીયા પસારા
એકે સીરપર ટોપી ડારી, એક ભયા હે વણજારા ॥ ૨ ॥

માત પીતા ભાઇ બેન ભાણેજા, એકું બની હે ઘર દારા
એક જનુની જનમ જનાયા, એસા જુગ નીરધારા ॥ ૩ ॥
સ્થાવર જંગમ કીટ પતંગા, જકતનકા સબ લારા
કહે રવીદાસ એ મનકી બાજી, તાપર પદ અપરંપારા ॥ ૪ ॥

———:o:———

પદ ૩૪૬ પરજ

દેખો માયા બહુ બળવંતી, પંડીત પરગટ કર જોડે ॥ ટેક ॥
રાજા રંક ફકીર જોગી, માયા દેખી સબ કોઇ દોડે
જ્ઞાની ધ્યાની સબહી માહી, સબહી લીયા ચડતે ઘોડે ॥ ૧ ॥
અબોલ મુની આસન ધારી, દેખી મહોર મુખહી મોડે
ધન આયા જબ ધીરજ નાહી, એસા તાન માયા તોડે ॥ ૨ ॥
સરૂપ નારી શોભાવંતી, હરીફને મારે હોડે
કઇ નરપતી નજરમેં લુંટયા, લઇ ખપર માયાં લોઢે ॥ ૩ ॥
સદગુરૂના બાળક આગળ, માયા કામ કરે કોડે
કહે રવીદાસ સોઇ સંત સીરોમણી, માયાકા બંધન ત્રોડે ॥ ૪ ॥

———:o:———

પદ ૩૪૭ પરજ

ચરણ ગ્રહ્યાં જેણે સદગુરૂ સાહેબનાં, ત્યાંથી જમડા રહ્યા હારી ॥ ટેક ॥
કરણીનો કોટવાળ બેઠો કાયામાં, નામની નોબત વાગી ભારી
ઉલટી ફોજ એક ચડી ગગનમાં, જઇ બેઠી દશમી બારી ॥ ૧ ॥
નવ દરવાજે નાંગળ નાંખ્યા, વસકીની વસ્તી સારી
ઉસ નગરીકો રાજા પકડયો, તુરત સુરતસે ઘર નીહાળી ॥ ૨ ॥
શીલ સંતોષ આઇ બેઠા કાયામેં, દોટુ દીયો ત્યાં દયા નાહી
સુખમણા નારી સેજ બીછાવે, ત્યાં નહી લાગે લોભની લારી ॥ ૩ ॥
રવી ઉપરે રહ્યા અજવાળા, ત્યાં ન ચલે ચોરની કારી
કહે રવીરામ ગુરૂ ભાણ પ્રતાપે, સોઇ સંતનકું બલીહારી ॥ ૪ ॥

———:o:———

પદ ૩૪૮

જાગો મન તમે ચેતો આતમ રામ, દેખો નજર પાછળ ફેરી
ઘડી ઘડીના ઘડીયાળા વાગે, કાયાનો ઘટ તારો લેશે ઘેરી ॥ ટેક ॥
માતા પીતા તારા કુટુંબ કબીલો, બેની બંધવ સુતની ઘેરી
તેમાંથી કોઇ સંગ નહી ચાલે, નહી ચાલે ઘરની નારી ॥ ૧ ॥
દશ દરવાજા બંધ કરી લેશે, ચોપદાર ઉભો તારો ચોક ઘેરી
પુન વીના કોઇ પાસ નહી આવે, કોણ કરે વહી તેરી ॥ ૨ ॥

એક દીન જમડા શેહરમે ઊલટસે, ધમસાણુ ચડસે એની સ્વારી
આ કાયામાં ધધુકાર લાગી રેહેશે, આવ્યો અશાઢે જેમ ઘન ઘોરી ॥ ૩ ॥
મનમાં વીચારી તનમાં તપાસી, મનખા જનમ નાવે વેરી વેરી
કહે રવીરામ ગુરૂ ભાણ પ્રતાપે, એક અલખ આશા તેરી ॥ ૪ ॥

———:o:———

પદ ૩૪૯ પરજ

સુણ એ સુંદરી તેં સબ જુગ ધુતા, મેં સદગુરૂકા અડગ પુતા ॥ ટેક ॥
તેરા માન મોહ નહી મોપે, સહેજ સુન ઘર જઇ સુતા
તીન ભુવનમાં તું મારે તરફોડા, મેં સત શબ્દે રહું રતા ॥ ૧ ॥
તેરા માન ત્યાં તેરા પસારા, કરે ચતુરાઇ નાતા ગોતાં
આછા ચોકાને મન મલીના, તા ઘર જઇતું દે ડોટા ॥ ૨ ॥
ફોગટ ફુલ્યા ને ભ્રમણાંએ ભૂલ્યા, જમ કીંકરસે જઇ જુતા
અદ્વૈત બ્રહ્મકી ખબર પડયા વીન, ખરી વસ્તુમાં જઇ ખુતા ॥ ૩ ॥
જાણ બુઝકે તુજમે વળગ્યા, વીણ ક્રીયાયે જ્યું કુતા
આ કાળામોં ભોગ કરીને, જઇ સરજે જંગલ ભુતા ॥ ૪ ॥
ભાણ સદગુરૂએ ભેદ બતાયા, મલીયા અવીનાશી અવધુતા
કહે રવીરામ પુરા ગુરૂ પાયા, સબઘટ દેખું એક તુંહી તુંહીતા ॥ ૫ ॥

———:o:———

પદ ૩૫૦ પરજ

દેખો ફુલ ફકીર વેરાગી, કેસા ખેલ મચાયા હે ॥ ટેક ॥
મુળ કમળકું દ્રઢ કરી બંધ્યા, પવન ગગન પર છાયાં હે
નાભી કમળ બીચ કીયા નીવાસા, સોહંતાર મીલાયા હે ॥ ૧ ॥
સુખમણા સાસ અજંપા દોરી, બીન બાદલ બરસાયા હે
ચમકે બીજ મોતી ઝડ લાગી, દીલ દરવેશ દરશાયા હે ॥ ૨ ॥
ઇંગલા પીંગલા સુખમણા સાધી, ગંગ જમન બીચ આયા હે
ત્રીકુટી સંગમ તાર મીલાયા, નીર્મલ નીરે નાયા હે ॥ ૩ ॥
જળહળ જ્યોતી અખંડીત ઝળકે, અનહદ નાદ બજાયા હે
બ્રહ્માડ ફોડકે આયા મેદાના, તકીયા એક ટેકાયા હે ॥ ૪ ॥
તુર તુર જ્યાં કહ્યુ એ નાહી, મહાપદ મન બંધાયા હે
કહે રવીરામ સદગુરૂ જેસા, નામ અનાદી પાયા હે ॥ ૫ ॥

———:o:———

પદ ૩૫૧ પરજ

નીરંતર દેશ નીરંતર વાસા, નીરંતર નામ હે અખંડ નુરા ॥ ટેક ॥
અબ મેરી સુરતા લગી નીરંતર, સોહે પુરૂષ હે ભરપુરા
નુરત સુરત થકી અસ્થીર ઘરમે, પાય પદનીજ પ્રેમપુરા ॥ ૧ ॥

થકયા અજંપા માહી થકી ત્રીવેણી, થકી સુખમણા તુરીયા થાકી
જબ રૂલમલ પુતના સુત લાહુત, આયુ તપ રહે હરી હજુરા ॥ ૨ ॥
અસ્થુલને સુક્ષમ સબસે ન્યારા, પવન પાણી નહી ચંદ સુરા
ધરણુ ગગન કછુ નહી નીશાની, સદા સ્વતંત્ર ગુરૂ હે પુરા ॥ ૩ ॥
પુરવી ગંગા પછમ જાય ઉલટી, વાકા પ્રકાશ હે અંબુરા
કહે રવીરામ નીરંતર વાસા, નહી ઘર ભીતર નહી દુરા ॥ ૪ ॥

———:—:———

પદ ૩૫૨ **પરજ**

વાદ વીવાદ મત કરો ભાઇ, અંતર થી આપું ટાળો
પુરણાનંદ પરીબ્રહ્મ પુરૂશોતમ, બાહેર ભીતર એક બ્રહ્મ ભાળો ॥ ટેક ॥
ભ્રાંતી ભેદ અને ભીતર ભ્રમણા, છોડી દીયો ચીતનો ચાળો
મોટા પુરૂષના વચન વીચારો, જ્ઞાન હીમાળે મન ગાળો ॥ ૧ ॥
લીલોને પીલો લાલ સફેદો, ચૈતનથી વર્ણ કાળો
પાંચ તત્વને પડદે બોલે, વાદળ ઓથે જેમ વરસાળો ॥ ૨ ॥
ઊંચ ને નીચમાં એક છે આતમ, વૃધ્ધ જોબન ને નહી બાળો
હીંદુ તુરકનું એક છે આશ્રમ, જેમ ધાતુનો ઢાળેલ ઢાળો ॥ ૩ ॥
નીજ ધરમમાં તમે જુવો નીહાલી, પ્રેમ ભકતીના પરવટ વાળો
કહે રવીરામ તમે કાંથી આવ્યા, મુળ શબ્દને સંભાળો ॥ ૪ ॥

———:o:———

પદ ૩૫૩ **પરજ**

દેખા દેખી તમે મતકરો ભાઇ, સાન ગુરાંકી ગત હે ન્યારી
વાકા મતા હે અગમ અપારા, કયા જાને દુનીયા સારી ॥ ટેક ॥
વીના સુરત નટ ખેલ કરત હે, ડોર ડંગેતો ભુપર ડારી
મોજ ન પામે જાએ એના જીવથી, એક પલકમા જુગ ગયો હારી ॥ ૧ ॥
કોઇ કહે શ્રીષ્ણુ બાળ બ્રહ્મચારી, સોળસે ગોપીની ગ્રેહે હારી
એસા દેખી કોઇ આપ દોડાવે, નરકે જાવે નરને નારી ॥ ૨ ॥
દુરવાસાને આસને આવ્યાં, થાળ ભરી વ્રજવાસી
ભોજન હતાં તે જમી ગયા વાલો, કહેવાણા સદા અપવાસી ॥ ૩ ॥
જનક વીદેહીએ આતમ ચીન્યો, રાજ કરીને દુબ્ધા ટારી
એક હાથ સ્ત્રીના ઉપર, દુજે હાથે અગ્ની ઝારી ॥ ૪ ॥
સમજ્યા વીના સબ મલી ખાવે, ઊદર ભર્યાના અધીકારી
જ્ઞાન ન જાણે વીષય રસમાણે, એક ખપરમાં એકાકારી ॥ ૫ ॥
સમજ્યા સોઇ સમ દ્રષ્ટા રહેવે, સોઇરે સંતનકુ જાઊં બલીહારી
કહે રવીરામ સત ભાણુ પ્રતાપે, ખેલ ચુકેતો થાય ખુવારી ॥ ૬ ॥

પદ ૩૫૪ પરજ

આંટીલા આંટી નહી છોડે, ખેલકરે સબ દીલ ખોટે ॥ ટેક ॥
ઘી સકર કગવાકુ ચુગાવે, ઊડી ચાંચે નરકે ઓટે
મુકતા ફળ બગકું ચુગાવે, લે મછલી બગકી હોટે ॥ ૧ ॥
બીલીકુ મોદક ખવાવે, મુસા મુખમેં ગ્રહે ચોટે
ચર્ચીએ ગર્ધવકું ચંદન, ધુળમાં જઇને લોટે ॥ ૨ ॥
ભોરીંગકુ પય પાય પ્રીતકર, ઝેર અંગથી નવ છુટે
કુતાકુ સેજે સુવાવે, લઇ હાડ બેસે ઓટે ॥ ૩ ॥
મુરખ મુખ વાણી બોલે, દીલમાંહી વીખડી છુટે
સદગુરૂકા શબ્દ નહી માને, મોહ જાળ કહો કેમ ત્રુટે ॥ ૪ ॥
પરમાતમ પરગટ નહી સુજે, જઇ મડદે માથો કુટે
કહે રવીદાસ સદગુરૂ કયા કરહી, કુબુધી મારગ એ લોટે ॥ ૫ ॥

———:—:———

પદ ૩૫૫ પરજ

જોગી અજરાયલ અનભે ગ્નાની, હું ટાળી સોહં વરીયા ॥ ટેક ॥
નમણુ ખમણુ શીતળ શબ્દ સુખ, નરગુણુ નર જીવત મરીયા
અસલી જાદા સદા ઉજાગર, નાવે નીત્ય નીરમલ દરીયા ॥ ૧ ॥
અંધકાર આથમીયો સરવે, હુવા અખંડ અજરા જરીયા
સાધન સરવે ગયા સમાઇ, પ્રગટી જોત અમૃત ઝરીયા ॥ ૨ ॥
દ્રષ્ટા દ્રષ્ટથી હુવા વેગળા, મારી મન ઊનમુની ઠરીયા
રાગ રંગ કવીતા છંદ કથની, છુટ ગઇ સબહી કરીયા ॥ ૩ ॥
આવરણુ અંતર નહી જા ઘટ, સો પદ ગ્રહે કારજ સરીયા
સરવ શાસ્ત્ર નહી કામકા, હુવા સમદ્રષ્ટી સબે હરીયા ॥ ૪ ॥
મીટયા વાદ વીવાદ વાણી વીચારા, થાપ ઊથાપ સબ તાપ ટળીયા
કહે રવીદાસ સત ભાણ પ્રતાપે, ભાજ્યા બ્રહ્મ સુભર ભરીયા ॥ ૫ ॥

———:—:———

પદ ૩૫૬ પરજ

મેં બંદા સદગુરૂ સાહેબકા, કુડ કપટસે રહું ન્યારા ॥ ટેક ॥
સંત સીપાઇ જુગસે જાણીયા, ઉનસે મેરા હે લારા
તૃષ્ણા તોફાન ચડે હે બીચમે, નીજતંતકે તેગે માયા ॥ ૧ ॥
તખત બેઠ તંતકું તોડયા, નેહકા નજરે નીહાળ્યા
જગત જુડી વીખયા લોભે, બાંધ નરકમે લઇ ડારા ॥ ૨ ॥
ચલના બીકટ અગમ પંથ હે, ખેલના ખુબ ખાંડા ધારા
સુરા થાસો સન્મુખ આયા, હટયા કાયર સબહી હાર્યા ॥ ૩ ॥

હજુરી ચાકર હક હરદમકા, અરથે બતાયા અણસારા
કહે રવીદાસ મેં જુઠ ન બોલું, નહી માને વા શીર ભારા ॥ ૪ ॥

———:—:———

પદ ૩૫૭ પરજ

ભકતી કરના સુમરણ કરના, દેખોજી ઊંનકા કહું ટાળા ॥ ટેક ॥
સંત સુહાગી રમતા રામા, ફરે જગતમે મતવાળા
કોઇ કીસીકી પરવા ન ધરહી, રહે અચેત નરગુણ ન્યાલા ॥ ૧ ॥
કામી પુરૂષ ઘર જાય કામની, પેટમાં નહી પડત ફાળાં
મનમાં સંશય કબુન ઊપજે, જાકુ પ્રગટીયા જે ચાલા ॥ ૨ ॥
ચોર મહેલ ફોડ મધરાતે, તાંકે મુગટ રખ વાળા
મરણ તણો ભે રતી ન ઊપજે, માથા સાટે કાઢે માલા ॥ ૩ ॥
નટડીકી રમત બહુ અધરી, બોરાચલે કબુન ખ્યાલા
કહે રવીદાસ ભકતી મહાવંકી, સદ ગુરૂસે ઊઘડયા તાલા ॥ ૪ ॥

———:—:———

પદ ૩૫૮ પરજ

ચાહ ચંડાલી વીપરીત વળગી, પકડ સ્વાંગ સબહી ખાયા ॥ ટેક ॥
ચાહે ગુરૂ શીષકુ પરમોદે, વીષય પ્રીતમેં વંલ માયા
ચાહે વૃક્ષપાન મતવાળા, ચાહે કવીત છંદ ગીત ગાયા ॥ ૧ ॥
ચાહે નાચત તાન મીલાવત, ચાહે રંક સબહી રીઝાયા
શબ્દ બોલે બ્રહ્માંડ ડોલે, મન મેલે ધન દ્રઢાયા ॥ ૨ ॥
ચાહે તીરથ વ્રતકી આશા, ચાહે ચારો ખુંટ ધાયા
શત્રૂ મીત્ર પુરૂષ પાપ પાખંડા ચાહે અનંત વાધી ઊપાયા ॥ ૩ ॥
ચાહે સાધત ચાહે બાધત, ચાહે ઘટત મન અબ રાયા
જ્ઞાન ધ્યાન ચાહે માન અમાના, બંધ મુક્ત માનત માયા ॥ ૪ ॥
ચાહ અચાહ મટયા જે જનકું, અર્ક તેજ અર્ક રહાયા
રવીદાસ એક નામ અખંડીત, નહી કબુ ગયા નહી આયા ॥ ૫ ॥

———:—:———

પદ ૩૫૯ પરજ

લગી પ્રેમકી ઝડી સખીરી, કયુ કર નીકસું મેં બહારા ॥ ટેક ॥
જ્ઞાન દીપક દીલ અંદર દીના, અખંડ હુવા ઊંજીયારા
ગુરૂ ગમ ગેબ જડયા ગુરૂ શબ્દે, મીટ ગયા સબ અંધીયારા ॥ ૧ ॥
વેરાગે વ્રેહ સમી ગયા સબહી, શીતળ અંગ હુવા સારા
શશી ઊંગ્યો શીરપર મેરે, પંચ ચોર પકડ મારા ॥ ૨ ॥
જોગ કલા સી જુગલે સાધી, ત્રીકુટી પર ઊંઘડયા તાળા
દ્રઢ કર આસન વાળી બેઠે, ઊન્મુનીસે લાગ્યા લહારા ॥ ૩ ॥

ઊલટી સુખમન સાધી સુરતસે, પછમકા ખુલીયા બારા
શશી સુરકું જઇ મીલાયા, તેજ હુવા અપરંપારા ॥ ૪ ॥
શસી સુર છોડ ચલીયા, માલમ કીયા મે કરતારા
પરમાતમ પરગટહી પેખ્યા, સદગુરૂ કેરી અણુસારા ॥ ૫ ॥
લીંગ વાસના નવ તત્વકી, બ્રહ્મ અગનમે પરજારા
કહે રવીદાસ એસા પીયું મેરા, વ્યાપક હે સચરાચારા ॥ ૬ ॥

———:—:———

પદ ૩૬૦ પરજ

લહે સદગુરૂકી વસ્ત અલોકીક, લોક વાદ સબહી જુઠા ॥ ટેક ॥
મોહ નીદ્રા મોહ્યા નર મુઢા, માત ઉદર આયે ગુઢા
ભાતે રસાયા નર ભોદડ, રોદડ કયું સાહેબ રૂઠા ॥ ૧ ॥
સત શબ્દસુ ભયા પરીપુરણુ, મન બુદ્ધી ચીત તોરંગ ઉઠયા
અહંકારે અથડાયા આત્મા, ઠગઠગી લગી ઠરીઆ ઠુંઠા ॥ ૨ ॥
કનક કામનીસે કબુલાયા, સરવસ લઇ ઉનકુ સોયા
બાજે બજાવે લોક રીઝાયા, ચીને વીન નહી હરી ત્રુઠા ॥ ૩ ॥
હરદમ હેર પરખલો પ્યારા, જીભ્યા હાલત નહી હોઠા
રવીદાસ સમ્યા સદગુરૂમેં, વ્યતીરેક પદ નીજ વેકુંઠા ॥ ૪ ॥

———:o:———

પદ ૩૬૧ પરજ

દેખો પરપંચ અંધક બંધક, જત મત શત સબહી ભાગા ॥ ટેક ॥
સદગુરૂકી દ્રઢ ભકતી ચુકયા, મન અવીદ્યામેં જઇ લાગ્યા
કંચન કેવળ નામ પરહરી, પાખંડ પીતળસે મન લાગ્યા ॥ ૧ ॥
દંભે આઇ દેરા દીના, અરડ મરડ કુબુદ્ધીકા કાગા
માન બડાઇ ઇરખા ઉભી, સત પુરૂષકા રૂકા માગ્યા ॥ ૨ ॥
મતલબ માયામેં આશકતી, દુબધાકા ડંકા વાગ્યા
મહાનુભાવકા શબ્દ શુણતહી, દેહા ભાવ તત્વ ત્યાગ્યા ॥ ૩ ॥
અસ્ત્રીસે પ્રીત ભુત હોઇ ભમતા, ધનસે પ્રીત અવતરે નાગા
રવીદાસ સુપન સંગ છોડયા, ભાણુ પ્રસાદે અખંડ જાગ્યા ॥ ૪ ॥

———:—:———

પદ ૩૬૨ પરજ

સદગુરૂ એક અખંડ અવીનાશી, ખંડ ખંડ મૃગજળ ભાસે ॥ ટેક ॥
ઇંદ્ર ધનુષ્ય બુદ બુદા વીજળી, જળ તુરંગ અભ્ર આશે
પાટ વીદ્યા બાજીગરેકા અંબફળ, મીથ્યા દોલત મુઢ મતીસે ॥ ૧ ॥
મૃગજળ રાજા રંક અરૂ જોગી, ભોગી રોગી ભલા બુરાસે
મૃગજળ ગુરૂ શીષ મીત્ર મીલાપી, માયા થાપ મૃગજળ ભાસે ॥ ૨ ॥

અંતઃકરણ ઊભે સબ ઊરમી, વીષય વીલાસ કરત તાસે
બીન ગુરૂગમ અંધ નહી સુઝે, બાંધ્યા જીવ આશા પાસે ॥ ૩ ॥
ધાગા લાગ્યા નામ નીરંતર, ત્રુટયા પછી કોઇ સમાસે
ભરમ કરમ છુટયા રવીદાસા, અખ.ન જાઉં ઉલટ દર્શાસે ॥ ૪ ॥

———:o:———

પદ ૩૬૩ પરજ

દેખો કુબુધ્ધિ કે રૂદે વસત હે, હરખ શોક રોગ ભય ભ્રાંતી ॥ ટેક ॥
ચંચળ ચપલ અરડ ચીત મેલા, દુખે દાઝત નાવત શાંતી
સદા કાળ વીકરાળ કુવચની, મહાપુરૂષસે કરત ક્રાંતી ॥ ૧ ॥
સુકર કુકર ઊલુક સમ દ્વેસી, ખલ વીદ્યાસે બહુ ખ્યાતી
કામી કુમતીયા અંધ કુઅહારી, પાપી શીરમે સોબત ભ્રાંતી ॥ ૨ ॥
કંથ દેખી મન અતી પ્રુલત, મોહ ઊપજાવે વખત ગાતી
સત શબ્દ સો વીખ સમ લાગત, રોશ ભરી અંખીયા રાતી ॥ ૩ ॥
અપના આપા કહત બડાપા, ભાવ દેખાવત બહુ ભાંતી
કહે રવીદાસ સો જમસે નહી બચત હે, ગુરૂસે કપટ સંતસે ક્રાતી ॥ ૪ ॥

———:o:———

પદ ૩૬૪ પરજ

જીવન મુકત સંત મરજીવા, સો રામ સેજે ગાવે ॥ ટેક ॥
કરમન ક્રોધ લોભ ન માયા, જન જ્ઞાની રહે નીરદાવે
નીસ્પ્રેહી નર દ્વેષન રત, સમદષ્ટી સબકું ભાવે ॥ ૧ ॥
પક્ષ પાત નહી પર આપકી, ઘમંડ છોડ અગમકુ ધાવે
શીલ સંતોષ ક્ષમા દયાવંત, ઊગ્રજ્ઞાની ઊંમ્ત નાવે ॥ ૨ ॥
ભુમ ઉપર સજ્યાં સાથરા, કબહુક પાંચ જમત પાવે
ખુશ ગુજરાન ચલાવે ચેનસે, હરી ગુરૂસે ગમ પાવે ॥ ૩ ॥
અદ્વૈત રૂપ જ્ઞાન કે સાગર, અસંગી ચીત અડગ કહાવે
કહે રવીદાસ સોઇ સંત સચ્ચીદાનંદા, ગર્ભવાસ બહોર નહી આવે ॥ ૪ ॥

———:o:———

પદ ૩૬૫

ઓધવજીરે એક અરજ હમારી, વાલાજી એક વીનંતી હમારી,
કહેજો જદુપતી રાયને ॥ ટેક ॥
કેમરે થયા મારા નાથ નમેરી રેહાં
જીવન કેમ રે જીવાયરે, જળ વીના જેમ મીન વસોયાં
એમરે અમારા દીન જાયરે ॥ ૧ ॥
ત્રીકમજી તમે કેમ તરછોડોરે હાં, મરીએ મહાવીખ ખાઇરે
આતમ હત્યા હમે દેશું હરીને, ઓર નથીરે ઉપાઇ રે ॥ ૨ ॥

તમે છો મારે ધાટ ઘરેણા રેહાં, જાણોછો જદુરાય રે
નીરધનીયાને ધન નામ તમારૂં, કોટી ધ્વજ કહેવાયરે ॥ ૩ ॥
પુરવ જન્મની પ્રીત હમારે હાં, મોહન કેમ મેલાયરે
કહે રવીદાસ સત ભાણુ પ્રતાપે, આવા ગમન મટી જાયરે ॥ ૪ ॥

——:o:——

પદ ૩૬૬

## ગરબી

( હરીભજન થકી છોટા હોય તે એ રાહ )

સંડે સરમાં પ્રીતમ પ્રેમ સુહાગી દર્શન દીજીયે
નીત નીરખે જ્ઞાન, માન રહીત તણા સુખ લીજીએ ॥ ટેક ॥
નીત સ્નેહ સંત મંડલી આવે, તેને સર્વ મળી સન્મુખ જાવે
પ્રીત સહીત લઇ પધરાવે ॥ સંડે સરમાં ॥ ૧ ॥
તે રૂદે કમળમાં બહુ હરખે, તે નેણ ભરી સંતને નીરખે
તે સુખ આપે સહુને સરખે ,, ॥ ૨ ॥
શીલ ધીર સાચા શુરા, જેણે કર્યાં કામ ક્રોધ ચુરા
તે ભજનસેં રહે ભરપુરા ,, ॥ ૩ ॥
શીરોમણી સુખ સાગર છે, સંત જ્ઞાન તણા મહા આગર છે
તે અનભે અખંડ ઊંજાગર છે ,, ॥ ૪ ॥
બ્રહ્મ સ્વરૂપ મન વચ કાયે, સંત એ ભાગ ફળે પાઇએ
રવી દર્શનથી કુલી મલ જાએ ,, ॥ ૫ ॥

——:o:——

પદ ૩૬૭

## શેરખી મુકામેથી રવીદાસજી મહારાજે સંડેસરમાં પ્રીતમદાસજી ઉપર લખેલ પત્ર

પ્રીતમ પ્રેમ સોહાગી મીઠા, એવા વીરલા પૃથ્વી પીઠા
નેણા દર્શન કરવા ઇચ્છે, તમને તત્વ દર્શી પ્રીછે ॥ ટેક ॥
ચાર ખુંટ સંધેસર સંધે, બીહારીલાલ બીરાજ્યા
રશીયા કેરૂં ધામ રમણનું સંતો તણા સમાજા ॥ ૧ ॥
સાચા સદગુરૂ મળીયા બાપુ, સાચી કીધી સેવા
દશધા ભકતી પુરણ પ્રગટી, અંતર ટળ્યા અહમેવા ॥ ૨ ॥
મહા અધીકારી પાસે પુરા, જેસમ આતમ જોગી
આઠ પહોર રહેવે અનુભવમેં, બ્રહ્મ રસ કેરા ભોગી ॥ ૩ ॥
મળવા ઇચ્છે મન રવીનું, પળ પળ ઘડીએ ઘડીએ
પ્રારબ્ધમાં કાંઇ એક ખામી, જો ન અવાયું હડીયે ॥ ૪ ॥

સમદ્રષ્ટી શીતળ સુખકારી, સરળ સભાવે ગરવા
વીખીયા રોગ સમુળો કાપી, રહ્યા નીરંતર નરવા ॥ ૫ ॥
કલ્પ વૃક્ષ શોભે અતી સુંદર, જે માગે તે આપે
વીધી નીશેધ રહ્યું છે જેમાં, તેથી તમો અમાપે ॥ ૬ ॥
દીનકર ઉગે દીનદીન પરતે, સઊને કરે અજવાળું
ઉદે અસ્તથી સ્વરૂપ તમારૂં, નીરગુણ પદ નીરાળું ॥ ૭ ॥
અર્ણવ ઉંડો પણ અતી ખારો, ગંભીર પણે અતીભારી
એ ઊપમાં સંતથી રહી ઓરી, જળ નીધીથી લક્ષ ન્યારી ॥ ૮ ॥
કમળ ભ્રમર હંસ પંડીત વખાણે, શોકન છુટે આશી
તેથી ચાલ તમારી ઉલટી, સદાય શુદ્ધ નીરાશી ॥ ૯ ॥
બહુ રસ ગાયો પીધો પાયો, છેક ઉડાડયો છોળે
જે રસ સનકાદીકને દુર્લભ, તે રસ માણ્યો ભોળે ॥ ૧૦ ॥
હેતે પ્રીતે હળતા મળતાં ઘણાં દીવસ ગયા વીતી
ગોષ્ટી કરવા મન અભીલાખે, અંતર ગતમાં પ્રીતી ॥ ૧૧ ॥
સરગુણ ઊપર વહાલ વીશેખે તે સરૂપ છે કેહવું
કેઇ ઠોર રહે છે કહી દાખવો, કઇ રહેણીયે રહેવું ॥ ૧૨ ॥
સરગુણનું કારણ છે નીરગુણ, કઇ પેરે તે ભાસે
ગુણ નીરગુણથી પદ છેન્યારૂં, તેનો કહીયે આશે ॥ ૧૩ ॥
સરગુણ નીર્ગુણ સાક્ષીનુ રૂપ, કીપા કરીને કહીયે
સંત વીના સંશય કોણ ટાળે, સમજી સુખ બહું લહીયે ॥ ૧૪ ॥
શંકરે કહ્યું હસ્તામલકને, ઓળખી બ્રહ્મ સ્વરૂપા
બોલાવા મન આનંદ ઊપન્યો, રસ પીવા બ્રહ્મ કુપા ॥ ૧૫ ॥
ગામ શેરખી થકી વીનતી, લખી ઘણી અનુરાગે
રવીદાસ કહે હસ્ત કમળનું, પત્ર પ્રેમનુ માગે ॥ ૧૬ ॥

———:o:———

પદ ૩૬૮

## પ્રીતમદાસજી મહારાજે આપેલો પત્રનો ઉત્તરઃ—

રવીને રૂપે રજની જાય, અંતરમાં અજવાળું થાય
દર્શન કરતાં દુસ્કૃત ટળે, સેહેજે સુખના સાગર મળે ॥ ટેક ॥
બ્રહ્મ સ્વરૂપી પ્રેમ વીચારી, બ્રહ્મ અજર રસ ભોગી
બ્રહ્માનંદ અખંડ એક વરતે, શુદ્ધ સનાતન જોગી ॥ ૧ ॥
સ્થાવર જંગમ અણુ અજ આદે, એક આતમા દર્શે
અધમ ઓધારણ તાપ નીવારણ, વચને અમૃત વરશે ॥ ૨ ॥
પરમ સનેહી પર ઊપકારી, પરમારથમેં પુરા
જ્ઞાન ભકતી વૈરાગ વાશેકે, હરી સુમીરણ મે શુરા ॥ ૩ ॥

એકાદશ ઊતરને અંતે, સંત કહ્યા ગણી મુખથી
તે માંહીલો જો અંસ હોય તો, ઓળખાયે નીજ લક્ષથી ॥ ૪ ॥
જે જે ઉપમા તમને દીજે, તે ઓરી રહી જાય
દીનકર ઉપર દીપક શશીયળ, શી પામે શોભાય ॥ ૫ ॥
સુરસરી સુરતરૂ ચંદ્ર વીશે ગુણ, એક એક વેદ વખાણે
સહુ ગુણ સંપન્ન સંત બીરાજે, જે સેવે તે જાણે ॥ ૬ ॥
ગંગાજી પ્રાયશ્ચીત પરજાળે, ચંદ્ર તાપને ટાળે
કલ્પ વૃક્ષ ઇચ્છા ફળ આપે, સંત જન્મ દુઃખ ટાળે ॥ ૭ ॥
કમળ ખરૂં પણ કાંટા અંગે, ભ્રમર ખરો પણ ભોગી
ચંદન ખરૂં પણ વશીઅળ વીંટાયો, ચંદ્ર ખરો પણ રોગી ॥ ૮ ॥
પંડીતો પરને પરમોદે, આપોપું નવ ટાળે
હંસ કરે મોતીને ચારો, સમીપ બ્રહ્મ ન ભાળે ॥ ૯ ॥
ગુણ ને દોશ રહ્યા છે સર્વમાં, સંત સર્વથી ન્યારા
શીવ ચતુરાનન સેવે સંતને, વૈકુંઠ પતીને પ્યારા ॥ ૧૦ ॥
નીરગુણ નીરાલંબ નીલેંપી, નીજાનંદ નીરદાવે
શુદ્ધ ચીત્તે સત સંગ કરેતો, ભવસાગરમાં નાવે ॥ ૧૧ ॥
સંત શીરોમણી સબ સુખદાયક, સકળ ધર્મની સીમા
કોટી કલ્પ લગી કથે શારદા, તોય અગમ સંત મહીમાં ॥ ૧૨ ॥
સરગુણ બ્રહ્મ કૃષ્ણ રામજી, સદગુરૂ સંત સ્વરૂપે
તેહ તણું દાસાતન કરવું રેહવું આપ સ્વરૂપે ॥ ૧૩ ॥
નીરગુણ નીરંતર દરીઓ, કોય માને મરજીવા
સદગુરૂ ઘાટે આવી ચડસે, તે પામે રસ પીવા ॥ ૧૪ ॥
મન વાણી પહોચે નહી જેને, તે કીયે પ્રકારે કહીયે
કહે પ્રીતમ રવીદાસ સમજીલો, અરસ પરસ મલી રહીયે ॥ ૧૫ ॥

———:o:———

## પદ ૩૬૯ રવીદાસજી મહારાજે અંજાર નરભેરામજી ઉપર લખેલો પત્ર

નરભેરામ ઘણું શુ કહીયે, શીશના ભારે બેસી ન રીએ
સાધુ શ્રવણે સુણી ત્યાં જઇએ, મળી રસ પીજે હરી ગુણ ગાઇએ ॥ ટેક ॥
પ્રીત ખરી પણ પરખા નાવી, માને ન ઉઠયા મળવા
અહંકૃતી ઇયળ પડી આનંદમાં, ફળ ન દીધુ ફળવા ॥ ૧ ॥
ગુરૂ શ્વાન ને શીષ ગીંગોળા, આપ્યું પાછું લે છે
રતન માળ ગ્રંથમે એમ દાખ્યું, ચોંટી લોહી પીએ છે ॥ ૨ ॥

શીખ શાખા છે ગત સંસારી, રૂદે બંધાયા નાતા
મોટા નજરે ન આણે તેને, જે હરી રંગમે રાતા ॥ ૩ ॥
જેદેવે નથી જગત રીઝાવ્યો, સુર ન ફરીયા ફેરી
નરસીંગે ટોપીવાળા પુજ્યા, દ્રષ્ટી વીશયથી ફેરી ॥ ૪ ॥
આજ પછી એવું નવ કરીએ, અનુભવસું અંતરાઇ
રામ કૃષ્ણ એ સંત સેવ્યા, સનમુખ ભેટયા જાઇ ॥ ૫ ॥
એ શીખામણ હેતુ જનને, માની લેજો સાચું
જ્યાં લગી સંત સેવ્યા નાહી, ત્યાં લગી કથવું કાચું ॥ ૬ ॥
વાયક જાજમે રખે વીંધાતા, ભજની હરીને પ્યારા
સખી ભાવની ભકતી કરજો, વૃંદાવન રસ ન્યારા ॥ ૭ ॥
ખુદ ખાવંદના છો ખેપીયા, માટે ડંખો દીધો
રવીદાસ ઝીણા થઇ નમીયા, તેણે પ્રેમ રસ પાધો ॥ ૮ ॥

——:o:——

## પદ ૩૭૦ નરભેરામજી ઉપર પત્ર બીજો

નીજ જ્ઞાની છો નરભે રામ, તમને રવી કરે પ્રણામ
તમારી વાણીમાં બહુ વાલ, એવી શુદ્ધ ચાલવી ચાલ ॥ ટેક ॥
ઉતાવળા અંજારે આવ્યા, મન મળવાને તરસ્યું
જાણ્યું તું હરીજનની સાથે, મનની વાતો કરશું ॥ ૧ ॥
સત શાસ્ત્રમાં શાખ દીએ છે, શ્રી સુખ બોલ્યા એવું
સત સ્નેહી શ્રવણે સાંભળી, તીહાં તતક્ષણ જાવું ॥ ૨ ॥
કલીયુગનું કારણ છે એવું, માને માનત બુડયા
આવ્રણમાં અંજાયા તેને, અનુભવ ન પુર્યાં ઊંડા ॥ ૩ ॥
પ્રેમ સુધા પ્રગટીઓ જેને, રૂદે ચક્ષુ ખોલી
ગોકુળની ગોપી સહુ સરખીયુ, દેહ દશા ગઇ ભુલી ॥ ૪ ॥
શ્રી રઘુનાથ અજોધ્યા પ્રગટયા, વેદ શાસ્ત્ર સુખ કહે છે
રાસ રામ્યા ગોકુળમાંહી, તે હમણા કયાં રહે છે ॥ ૫ ॥
સંત વીના સંશય કુણ ટાળે, કીપા કરીને કહીગે
સંત તણી ગુંજાર ગોષ્ટી, સમજી સુખ બહુ લઇએ ॥ ૬ ॥
મળ્યા હતા ગીરનારના મેળે, એઠા રતી ન ફાવ્યું
વરતી કરી નહી પણ નીશ્ચળ, ચર્ચાનું સુખાનાવ્યું ॥ ૭ ॥
આદઅંત મધ્ય મળી, રહ્યાછો વ્રેહને વૈરાગે
રવીદાસ કહે કીપા રાખજો, પત્ર પ્રેમનો માગે ॥ ૮ ॥

પદ ૩૭૧

## રવીદાસજી મહારાજે ગોવીંદદાસજી ઉપર લખેલો પત્ર

ગોવીંદદાસ છો ગુણનાધામ, તમને રવી કહે જયરામ ॥ ટેક ॥
ભકત દ્વારકા કેરા સેવક, અમને છો બહુ પ્યારા
મુખમાંથી વાણી બોલો છો, અમૃત કેરી ધારા ॥ ૧ ॥
અણથડમાં અમે ભકત સંઘાથે, ચરચા કરી એકાંતે
એકતા મલી ત્યારે આંટી મેટી, અરસ પરસની વાતે ॥ ૨ ॥
તમો બાળક છો સીંહોનું, માટે પ્રેમે પુછું
પુરા હોય તે શબ્દ પારખે, છલકે વાસણ ઓછું ॥ ૩ ॥
પક્ષપાત તણું નહી કારણ, પશ્ન ઊપન્યું પ્રીતિ
ભેદ નહી નીરગુણ સરગુણમાં, અનુભવ કેરી રીતે ॥ ૪ ॥
ગુરૂગમસે નીજ જ્ઞાન વીચારી, કહેજો કાંટે તોલી
કોણ નીરગુણ કોણ સરગુણ, જોજો ઘટમાં ખોલી ॥ ૫ ॥
પરમ ધામ તે કહો કયાં છે, જયાં નહી દુખંને શોક
શ્રી વૃંદાવનનું કીયું સ્થાનક, કયાં વસે ગઊલોક ॥ ૬ ॥
મથુરામાં કહ્યુ રૂપ ચતુરભુજ, સહુતે ગોકુલ કહે છે
એ લીલા કરી વૃંદાવન, તે હમણા કયાં રહે છે ॥ ૭ ॥
કહાંસે આયા કહાં સમાયા, કહાં ધર્યા અવતારા
સમજ વીના કાંઇ બાહેર આથડો, ગોથા ખાય ગમારા ॥ ૮ ॥
જ્ઞાનીની ગત જ્ઞાની જાણે, જ્ઞાતા આગળ કહીએ
અરથ કરે ગ્રહે આધે ન બાધે, સમજી સુખ બહુ લઇએ ॥ ૯ ॥
પત્ર લખ્યું છે મહાપ્રેમથી વાંચજો દીલ ધારી
રવીદાસ કહે સાધુ ઉપર, તનમન નાખુ વારી ॥ ૧૦ ॥

———:o:———

પદ ૩૭૨

## રવીદાસજી મહારાજ ઉપર ગોવીંદદાસજીએ લખેલ પત્રનો ઉત્તર

રવી સમગતી સોજી રવીદાસ, ગોવીંદ મળવા ધારી આશ
પ્રેમે માનજો પ્રણામ, હમને હૈયામાં છે હામ ॥ ટેક ॥
હામ અમારી છે હૈયામાં, મળવા મન લોભાયે
પ્રેમી પ્રેમ પાત્રને નીરખી, પુરણ સુખીયા થાય ॥ ૧ ॥
ભાણુ પ્રસાદે મટી શ્રમણા, તે અમે કીધી નરણે
સર્વ પ્રકારે છો શીરોમણી, કવી કથી શું વરણે ॥ ૨ ॥

પ્રીત કરીને પત્ર પહોંચાડયું, તેતો શીશ ચડાવ્યું
સાર વસ્તુ શોધન કારણુ, એ અંતરમાં આવ્યું ॥ ૩ ॥
પ્રીત પ્રગટ કરવા માટે, પ્રશ્ન લખ્યા છે પ્રીતે
હેતુ જનને હરખ ઉપજે, રસીક સમજે રીતે ॥ ૪ ॥
નીરગુણુ માયાગુણુ ન વ્યાપે, સરગુણુ ભકત વત્સલતા
એક રૂપ નહી કાંઇ અંતર, અજ્ઞાને આકુળતા ॥ ૫ ॥
કરમ કાળને ઊતપત પરલે, હરખ શોક નહી વ્યાપે
ચઊદ લોકને પારપુરૂષ રહે, અખંડ ધામએ સ્થાપે ॥ ૬ ॥
ચઊદ લોકની નહી સામગ્રી, પરમધામ એ કહીયે
ઠામઠોર જાણીને લેવો, હરીજન કેરે હૈયે ॥ ૭ ॥
ભારતમાં ભગવાને ભણ્યું છે, અર્જુન નારદ પ્રત્યે વાણી
ભકત જનને રૂદેવાસો નીશ્ચે લેજો જાણી ॥ ૮ ॥
ઇચ્છા રહીત ઇચ્છા ઉપજાવી, કરૂણા રૂપી કેલી
સેવક સેવા સંગ આણુંદ, નીજ વૃંદાવન મેલી ॥ ૯ ॥
આપો આપ આનંદ ઊપજાવ્યો, નીજ વૃંદાવન ચોકા
થોકા થોક સજ્જન સંગે, એ જાણો ગઊલોકા ॥ ૧૦ ॥
આદ અનાદી સજ્જન સંગે, લીલા સાર બીરાજે
વધે ઘટે નહી ગુણુ અનોખી, સદૈવ છબી તે સાજે ॥ ૧૧ ॥
ચારભુજ બે ભુજ વખાણી, અનંત ભુજા અપારા
આવે જાય તે એના કહાવે, એ અવલોકીક અવતારા ॥ ૧૨ ॥
પાંચ તત્વનો નહી પસારો, દીવ્ય રૂપ ભગવંતા
બાજી ભેદ જંબુરો ન જાણે, સમશા સમજે સંતા ॥ ૧૩ ॥
ખોગળ ભુગોળ એક વીચારે, લીલા એમની એમ
પીંડ બ્રહ્માંડ વ્યાપક પુરૂશોતમ, સુત્રમણીએ જેમ ॥ ૧૪ ॥
સમદર ભેદી જમના આવે, સંગી મચ્છ તે આખે
સીલર મચ્છ ખારૂ જલ પામી, સ્વાદ પોતાનો દાખે ॥ ૧૫ ॥
સુરજ કીરણુ સમીપ છે પણુ, કાંઇ એક હોઇ સામી
પુંઠ પડી ત્યારે વીમુખ ભાખે રૂપ વીશેછે ખામી ॥ ૧૬ ॥
સરવે વસ્તુ સંત સમાગમ, તે મધે લઇ નીરણે
દ્વારકાદાસ પ્રતાપે પરખી, ગોવીંદ જશગુણુ વરણે ॥ ૧૭ ॥

——:—:——

### પદ ૩૭૩ રવીદાસજી મહારાજે ગોરજી ઉપર લખેલો પત્ર

વાલાગુણુ ગરજીના ગાય, પ્રેમીજનને મહારસ પાય
બળ શકતીનું છે આ જગમાંહી, મોટા લુટયા બહુ એક ટગ માંહી ॥ ટેક ॥

સુરત ડગાવે હરીચરણથી, મેલાનું મુખ દેખે
સુરનર ડગીયા મોહ વળગીયા, સમરણ ગયુ અલેખે ॥ ૧ ॥
બ્રહસ્પતી ચંદ્રની વાતું, તે સંતાથી નહી છાની
સંત થકી શીખામણ ઝાઝી, જ્ઞાની લેશે માની ॥ ૨ ॥
લલના કેરા લોચનીયામાં, અહંમુખ બહુ અંજાયા
મહા અનુભવમાં આડ કરેછે, શબ્દ પ્રકૃતી માયા ॥ ૩ ॥
કટાક્ષ લોચન કામની, તે દેવ તણી છે દુતી
બ્રહ્મા શંકર પારાશરને, પલમાં લીધા ધુતી ॥ ૪ ॥
નૃત્ય કરો મન માન મેલી, ભેળી મન મોરારી
લક્ષ ચુકે હું કેથી ન્યારો, કારણ કુંજ વીહારી ॥ ૫ ॥
વેદ વેદાંત ભાગવત કેરા, અર્થ કરે અતી ઝીણા
કનક કામની હાથ વેચાયા, પંડીત પડીયા ઝીણા ॥ ૬ ॥
કામની રૂપે કાળ ભમે છે, વૈષ્ણવને તે વેરી
નારદ સરખા મોહ પમાડયા, દષ્ટે હરખે હેરી ॥ ૭ ॥
અહીને પય પાય અતી પ્રીતે, દુધતણુ વખ થાય
એવખ અજાણ્યા નર આરોગે, નીશ્ચે પ્રાણ પલાય ॥ ૮ ॥
સંગીને પરમોદ કરીને, જતન કરીને ઝડીએ
ખાશે વાધણ વાટ ઘાટમાં, જો લવ ચડીયા હડીએ ॥ ૯ ॥
કમલ ભ્રમરને હંસ તણી ગત, જુજવી ચાલે વરતે
કમળ ઉદાસી ભ્રમર સુવાસી, હંસ પરખીગે ચરતે ॥ ૧૦ ॥
રૂપ પ્રેમનું છે અતી ઝીણું, ખગાકાર વૃતી થાય
દેહ ભાન ભુલ્યાં ગોપીજન, ચીત્રમણની કાય ॥ ૧૧ ॥
પ્રેમ પુરૂષ તો સદા આનંદી, અબલા અંગે રીજે
પુરૂષે પુરૂષ મળે દુખભારી, ઊલટા ખાલી ખીજે ॥ ૧૨ ॥
જપ તપ તીરથ જોગ જગ્નવ્રત, સુપને હરી ન રાચે
પ્રેમભકતી પુરૂષોતમ રીઝે, રવીદાસ નેહ સાચે ॥ ૧૩ ॥

——:o:——

## પદ ૩૭૪ રવીદાસજી મહારાજ ઉપર ગોવીંદદાસજીએ લખેલો પત્ર

રવી તમો ગુણના ગ્રાહી, સંત લક્ષણ સર્વદાહી
ગોવીંદ કહે છે વાત વખાણી, શુધ બુધી જન લેશે જાણી ॥ ટેક ॥
સુગંધ ભ્રમર કમળ કેરી, ચાહ ઘણેરી જાગે
કમળ બ્રહ્મ ચરણમન મધુકર, ઊપમા કહું શીઆગે ॥ ૧ ॥

નીર સદા એક રસ ભર્યું છે, જોકજ ચાલે ટેડી
જળો બુધ્ધી જન જુગત ન જાણે, મન ઉપજાવે જેડી ॥ ૨ ॥
કમળ સદા જલ મધ્યે માલે, જળની ગત તે જાણે
અરસ પરસ કારણ આનંદી, પોતાને પરમાણે ॥ ૩ ॥
જલજ જોકનો ગુણ છે ન્યારો, જલ તે સદેવ સારા
સ્વાંત બુંદ સુખ સીપ જામે, અહી મુખમેં ઉરધારા ॥ ૪ ॥
સ્વાંત બુંદ સદગુરૂની કૃપા, પાત્ર પ્રમાણે પોખે
શુધ્ધ બુધ્ધી વસ્તુને પામે, નીચ જડ મન તે ધોખે ॥ ૫ ॥
સાર અસારને અસત સત, ભેદી જનને ભાસે
વીધી પ્રપંચ વીસ્તાર સઘળો, જાણે તેનો આશે ॥ ૬ ॥
કમળ ભ્રમરને હંસ સમ્યા છે, સાર વસ્તુ શોધી
હંસ બુધ્ધીએ કરો નીવેડો, નરનારી પરમોધી ॥ ૭ ॥
સાર વસ્તુ કરી સંગ્રહી, અસત દીધું ત્યાગી
આઠ પહારે અખંડ ઝડ લાગી, અધીક બ્રહ્મ અનુરાગી ॥ ૫ ॥
અષ્ટ પદારથ સ્વરૂપ દીસે, ભેદુ જનને ભાસે
રસીકની ગત રસીક સમજે, જાણે તેનો આશે ॥ ૯ ॥
હરી હરીજન કેરો તોલ વરણવ તે કેમ થાય
શેશ સહસ્ત્ર સમતોલે આણે, મેરૂ કેમ કહેવાય ॥ ૧૦ ॥
અરસ પરસ અનુભવની વાતે, પુરણ સુખડું આપ્યું
બાલક બુધ્ધી પરી ઊતર આપો, તે સાચું કરી થાપુ ॥ ૧૧ ॥
સંત સમાગમ સદગુરૂ સેવા, સાર પાયા સારા જનથી
જન ગોવીંદ નમે કર જોડી, મહેર કરોને મનથી ॥ ૧૨ ॥

———:o:———

પદ ૩૭૫ **ગામ વેડચથી**

### નાગર ભકતે રવીદાસજી મહારાજ ઉપર લખેલો પત્ર

નાગર લખે છે રામ રામ, રવીદાસ ધન તમારૂં ધામ ॥ ટેક ॥
અવની ઊપર ઊદય થયા, ભકત નામ ધરાયું
પતીત જનને પાર કરાવી, નીરભે નામ ફેરાવ્યું ॥ ૧ ॥
વીચીત્ર વૈષ્ણવ વેષ સુંદર, દીસંતા દયાલ
ભાલ તીકલને માલાકંઠે, હંસનો છે હાલ ॥ ૨ ॥
પરમારથમે વસ્તુ જાણી, સદગુરૂની સમસ્યાસ
અનભે અંકુર ઊગ્યો સારો, આવી છે મહાદશાય ॥ ૩ ॥
જાણો છો સર્વેના મનની, વારે વારે શું કહીયે
અગીયાનું અજવાળું કેટલું, તે જાણવું હવે ॥ ૪ ॥

અધુરાને પુરા મળેતો, ચીત ચોખું થાય
પારસમણી લોહાને પરસે, કંચન તે કહેવાય ॥ ૫ ॥
હંસ મંડળી શોભતી સુંદર, જ્ઞાન થી આપુ ગળે
દર્શન થી દુખ જાય સર્વે, રઘુનાથ સ્વામી મળે ॥ ૬ ॥
શેરખી ગામ સદાય તીરથ, જહાં તમો તો વશીયા
દર્શનથી દુર જાય પ્રાયશ્ચીત, અઘના ઓઘ ખસીયા ॥ ૭ ॥
પ્રીત કરીને પત્ર લખ્યું છે, મનમેં માની લેજો
દાસ નાગર કહે કર જોડીને, એકવાર દર્શન દેજો ॥ ૮ ॥

## સાખી

અવની ઉપર ઊદય થયા, પવીત્ર કીધો ખંડ
રવીદાસ રવી રહસ્ય છો, દુષ્ટને દેવા દંડ ॥ ૯ ॥
મેં અજ્ઞાની કંઇ જાણું નહી, તુમહો બડે દયાળ
નાગર રંક શરન આયો, ઊનકે કોન હવાળ ॥ ૧૦ ॥

---:o:---

## પદ ૩૭૬ રવીદાસજી મહારાજે આપેલો નાગર ભકતને ઊત્તર

નાગર ભકત ભજાવ્યું નામ, કહે છે રવીદાસ જેરામ ॥ ટેક ॥
સેન વંસમાં ભકત નીપન્યા, રાખી સહુ મરજાદા
સ્વર કરી કીર્તન કરો છો, આણી પ્રેમ અલ્હાદા ॥ ૧ ॥
સાચો આશરો રાઘે વરનો, લીધો છે લેહ આંણી
કુલકરણી કુટારો મેલી, ઊંચર્યા અમૃત વાંણી ॥ ૨ ॥
ઇચ્છા છે મળવાની મનને, હેતે હરી રસ પીજે
સત સંગતનો મોટો મહીમા, લાહો ઘણેરો લીજે ॥ ૩ ॥
વાલ પણાની વાતુ કરીયે, શ્રવણ ધરી સાંભળજો
તનની તનતા મેલી કરીને, એકવાર આવી મળજો ॥ ૪ ॥
સમસા સેજે સદગુરૂ કેરી, તે સહુથી છે ન્યારી
સનકાદીકને અતી અગાધ, વસ્તુ અપાર વીચારી ॥ ૫ ॥
વેડવમાં વાસ તમારો, સાધુજન આયા
ધનં તમારા માત તાતને, જેણે તમને જાયા ॥ ૬ ॥
રવીદાસ કહે છે મહા પ્રેમે, જોજો પત્ર તપાસી
પરખો નરખો સઘળે સરખો, અખંડ એક અવીનાશી ॥ ૭ ॥

---:o:---

## પદ ૩૭૭ રેખટા

દેખ દીલદાર દીલમાંહી દેદાર કર
નાભીકે બીચ નીજ નામ હે

સુરત નુરત શેરી સો જાળ દે
રદય કમળ મન માર ગ્રેહે
જલ મલ જ્યોત અનહદ વાજા વાગે
કામ ઔર કરોધ બ્રહ્મ અગન દહે
બેઠીયા તખત તબ અદલ પાદશાહી હે
ગ્નાન ગુરૂ ગમસે ગેલહે
દાસ રવીરામ બ્રહ્મ મગન મહેબુબ
પોચીઆ સંત કોઇ અંત હે ॥ ૧ ॥

———:o:———

પદ ૩૭૮

કોઇ મુલકું બંધકર પવન ચઢાવહી
ઊલટ નાભી ચઢી રદય આવે
સુરત નુરત કર મન પવન લે
નાસીકા અગ્રસે ધ્યાન લાવે
દશમે દ્વાર દેશ બીચ દેખકે
ભ્રકુટીમે ઠીક જ્યોતી ઠેરાવે
નેત્રકે મધ્યમે ઝારી ઝલકાવહી
અરથ અનુમાન અનુભવ ગાવે
કહે રવીદાસ ભરમે સબ ભટકીયા
નામ નીશ્ચે બીના ખતા ખાંવે ॥ ૨ ॥

———:—:———

પદ ૩૭૯

જાકું નામસે તાર લાગ્યા રહે જગમે
કામ ઔર કરોધ મદ લોભ નાવે
નીદ્રા અહાર મઇથુન ભય રહીત હે
સકલમાં રામ એક દ્રષ્ટ આવે
ગ્નાન વીચાર વીવેક ધીરજ ધરે,
વરતે નરદ્વાવ નીરવેર કહાવે
શુન્યમે શબ્દ જગાય આગે ચલે
ગ્રહી નીજ દોરસે લક્ષ લાવે
શુન્ય એ કાલકી જ્યોત છોડી હંસા
અમર ઘર આવીયા આપ સમાવે
કહે રવીદાસ સતપુરૂષ વીતરેક પદ
મનકી સુરત લે ઉંહાં સમાવે ॥ ૩ ॥

પદ ૩૮૦

હાલ ફકીર હમ ફીરે ત્રીલોકમાં
દયાકી અલફી પહેર આયા
શાંતીકા ટોપ ગુરૂજ્ઞાનકી પાવડી
ખમીયા ખડગ લે ખુબ ખહાયા
કમંડલ પ્રીત ઓર દંડ હે જોગકા
પઢે પ્રેમ અંક ગુરૂગમ ગાયા
સહેજકી શેલી ફંદ રહીત ફુલ માલહે
સ્વાસોસ્વાસ મનકા ફેરાયા
ક્રીયા કોપીન દઢ મુલ બંધીયા
ધ્યાન અલેખકા અટલ લાયા
ફીરત દશ ઠારમે સહજ ભીક્ષા કરૂં
ગગનકે મહેલ પર મઠ છાયા
બાજીયા નાદ જહાં વાદ મીટયા સબે
નીરખીયા સત એક રામ રાયા
કહે રવીરામ બ્રહ્મનુર દરીઆવમાં
ભયા ગરકસો બાહેર નાયા ॥ ૪ ॥

———:o:———

પદ ૩૮૧ **શ્રી રવી સાહેબ કૃત છપા.**

રામ નામનીજ સાર, રામ ગુરૂ અખંડ ઉજાગર,
રામ નામનીજ ટેક, રામ સુખહીકે સાગર,
રામ ગરીબ નવાજ, રામ સખદુઃખકે ભંજન,
રામ પરમકૃપાળ, રામઅરી દલકે ગંજન,
સુણ્ સનેહી રામ ભજ, તજ માયા અવીદ્યા ફોજકું,
રવીદાસ એક નામસે, માનતુ અખંડીત મોજકુ. ॥ ૧ ॥
રટયા રામ કબીર, નામસે ભયા લોલીના,
શાહ શીકન્દર બોલાઇ, પલપલ પરચા દીના,
તોએ ન મુકયા તન, આપ અગ્ની નહી જલીયા,
રામ નામ પ્રતાપ હસ્તી ઝુંડ પીછે ખળીયા,
ભયા નીઃશંક મન જીતકે, નામ નીશાના બાજીયા,
રવીદાસ એક નામસે, સકળ જુગત ભય ભાજીયા. ॥ ૨ ॥
સુણો પુરાતન શાખ, નામ પ્રતીતન જાઇ,
ગજ ગુણીકા ઓર ગીધ, નામસે ભયે સહાઇ,
વ્યાધ ઊલટા સુલટ, હરખ વેમાન બેઠાઇ,

અજામેલ મહાદુષ્ટ, તુરત વૈકુંઠ પઠાઇ,
પ્રેમ પ્રીત વ્રજનારસું, મહાકંસ મારણ કીનો,
મહા ક્રોધ શીશુ પાલતે, અંતહી પરમ પદ દીનો,
રામનામનીજ મંત્ર હે, સંત સંગતે શીઘ્ર ફળે,
રવીદાસ નીજ ઓખદી, રોગહી ભવ સાગર ટળે. ॥ ૩ ॥
નામ મહાનીધી મંત્ર, નામ હે સેવા પુંજા,
જપ તપ તીરથ નામ, નામ વીના ઓર ન દુજા,
નામ પ્રીત નામ વેર, નામ કહી નામી બોલે,
નામ અજામેલ સાખ, નામ બંધન તે ખોલે,
નામ અધીક રઘુનાથ પે, નીગમએ મત પ્રગટ કીયો,
કબીર કૃપાતે પરમ તત્વ, પદમનાભં પરચો લીયો. ॥ ૪ ॥
નામ નીરંજન દેવ, ભેવ જાણે શીવ શંકર,
રાત દીવસ લોહ લાઇ, રામ નામ નીજ અક્ષર,
ઉમાકુ ઉપદેશ કીયો, છુટયા શબહી શુલ,
રામ નામ નીજ સાર, તત્વ સબહીકા મુલ,
રામ રઘુવંશી સકળ, અખીલરૂપ આનંદ હે,
રવીદાસ એક નામ બીન, ઓર સકલ જુગ ફન્દ હે. ॥ ૫ ॥
જે સબ જુગ જીત, શ્રીએ સબ સૃષ્ટી હુયા,
રેરા રમતા રામ, મમા નીજ બ્રહ્મકી માયા,
જીવ કહે જે રામ, નામસે અઘ સબ ભાગે,
શ્વાસો શ્વાસે રટન, સ્વપ્નમેં સુરતા લાગે,
જય શ્રીરામ મુખ ઓચરે, હરદામાં હેતે કરી,
રવીદાસ તંત ચીનતાં, જનમ જેની નાવે ફરી. ॥ ૬ ॥
ગો કહતહે પ્રથ્વી, ગો ઇન્દ્રી મન ધેનુ,
ગો સકળ ત્રીલોક, ગોચર અચરહે ગ્રેહેનું,
વવા વ્યાપક સર્વ સૃષ્ટે, ઇષ્ટ અનેક હે વાકાં,
દરસે દરસહી આપ, નીગમ નેતી કહી થાકા,
ગોવીંદ નામ ઉચ્ચારતાં, પાપ સકળ પ્રલે કરે,
રવીદાસ ધન સંતસો, કહે કહેવડાવે સો તરે. ॥ ૭ ॥
સેજ સમાધ વીવેક, ટેક વીના મંદીર દેખ્યા,
બીન ટાંકીકા દેવ, રૂપ બીના રૂપ વીશેકા,
બીના મુખ બોલે બેન, દેહ વીન અમર કાયા,
બીન જલ સબ હરીયાળ, વૃક્ષ વીન શીતળ છાંયા,
કારણ કોઇ લહે નહી, મેરમ સદગુરૂ સો ખરા,
રવીદાસ ઉસમેં ગરક, સકળ રામ સુભર ભરા. ॥ ૮ ॥

રામ એક અવીનાશી, તન દશરથ ઘર દ્વારા,
સોહં સદા પ્રકાશ, પરમ જોત ઉજારા,
ધરણુ ગગન નહી સુર, નુર જહાં આપ બીરાજે,
સોઇ નંદ ઘેર ગૌન, બ્રજ ગોપીસંગ સાજે,
અજબ ખ્યાલ અવીનાશકા, કોન લહે સતગુરૂ પખે,
રવીદાસ એક નામ સત, નામ રત નામી લખે. ॥ ૯ ॥
હે રઘુવંશીરામ નામ ત્રીલોકી તારણ,
દીયા બીભીશણ રાજ દુષ્ટ રાવણ સંઘારણ,
અંગદ ઓર સુગ્રીવ નલ નીલ જાંબુવંતા,
હનુમાન શીર મોર, વાલી વૈકુંઠહી પોંતા,
શીવરીકો મહીમા અધીક, નીરગંગ નીરમલ કીયો,
રવીદાસ નીજ ભકતીસે, નીચ જાતકું નીજ પદદીયો. ॥ ૧૦ ॥
ગોલોકી ગોવીંદ અખંડ બ્રહ્મ આનંદ કારી,
ખેલે બાલ મુકુંદ, રમણ રાસ કુંજ બીહારી,
સોલ સહસ્ત્ર અષ્ટ સત, ગોપી વૃંદ સદા સોહાઇ,
દીન બાવન વર્ષ અગીયાર, કીની રસ પ્રેમ લીલાઇ,
નટવર ભેખ લીલા ધરે, અખંડ રાસ બ્રજમેં કીયા,
રવીદાસ સોહી રસ ગ્રહી, રસહી રૂપ આપે ભયા. ॥ ૧૧ ॥
રટણ રટે દીન રેણ, રામ રહે જીભ્યા અગ્રે,
શ્વાસો શ્વાસા પલટે, સુરત નીશાને લગ રહી,
રસના થાકી લખ્યા, ઉંડે નાભીસે રેરાં,
હૃદે કમળ પ્રકાશ, થાઇ ધુન અનહદ હી ઘેરા,
અમૃત ધારા વરસે અખંડ, પરમ જોત ઝલકત,
રવીદાસ મહા તેજમેં, મલી રહ્યા મહંત. ॥ ૧૨ ॥
નામ વીના જ્યું જ્ઞાન, ગરત વીના અસત અસુરા,
વાચા વીના જીમ દેહ, નાક વીના શોભ ન બુચા,
વાસ વીના જ્યું પુષ્પ, જ્યું મીસરી બીન ખીરા,
બીના ચઢાઇ કમાન, સન મુખ લગે ન તીરા,
જ્ઞાન દીપ વૈરાગ, શશી જ્યોં અરક સમ જાણીયે,
રવીદાસ નામ સહીત, ભકતી મણી પ્રમાણીયે. ॥ ૧૩ ॥
સરૂપે રહે નીજ દાસ, તોએ પણ દીનતા દાખે,
કરવું મટયું સબ કરમ, ધરમકી દ્રઢતા રાખે,
નીર વસણ થયું મન, નામકી આશ વીશેકા,
ભજનાનંદ ભરપુર, ભજનકી રાખે ટેકા,
ભકતી વીના અંધ ત્રય, જ્ઞાન વેરાગને જોગા,
રવીદાસ એક નામસે, પામે બ્રહ્મ રસ ભોગા. ॥ ૧૪ ॥

પદ ૧ કુંવરજી કૃત

## રવી સાહેબ તથા ખીમ સાહેબની જ્ઞાન ગોષ્ટી

સદ્દગુરૂ ભાણ તણા દો બાલક, ખેમદાસ રવીદાસા
ઊનકી ગોષ્ટી કહું ગુરૂ ગમસે, અંતર પ્રેમ પ્રકાશા ॥ ૧ ॥
ચવે ગાયને ચીતમાં ધરે, દુરમત થાએ દુરા
કહે કુંવરજી નજરે નરખ્યા, પ્રગટ જ્ઞાની પુરા ॥ ૨ ॥
ગુરજર ખંડમે મહાગુરૂ જ્ઞાની, ધીરા ગુણ ગંભીરા
મળ્યા મહંત ને થઇ આતુરતા, તુરત લગાયા તીરા ॥ ૩ ॥
મહી કાંઠે હે ગામ શેરખી, મળીયા દો ગુરૂ ભાઇ
પ્રેમ સહીત પુછે ખીમદાસા, અંતરકી ઓળખાઇ ॥ ૪ ॥
ખીમઃ—આરાધ કરતે આયા તુમ પાસા, સદ્દગુરૂ કહ્યા સમઝાય
રવીદાસ ગુરૂભાઇ તુમારા, ઊનકૂ મીલીયો જાય ॥ ૫ ॥
મળતાં મહા સુખ ઊપજ્યા, તાપ ત્રીવીધી ટળીયા
ખેમ કહે અબ કરો ગોષ્ટી, મનકા મેરામ મળીઆ ॥ ૬ ॥
પશ્ચીમ દેશસે હમ ચલ આયે, દર્શન કરન તીહારા
શ્રવણે સુણતા નજરે નીરખ્યાં, હૃદા ઠર્યાં હમારા ॥ ૭ ॥
રવીઃ——બહોત કીપા હમપે કીની, આપહો બડા બડેરા
દેદારે દુખ સબહી ભાંગ્યા, બડબાળક ગુરૂ કેરા ॥ ૮ ॥
ખીમઃ—છોટા બડા જગતકી રીતી, બુઝે સો બડ જ્ઞાની
સત સ્વરૂપ કહો ગુરૂ શબ્દે, સો હમ લેવે માની ॥ ૯ ॥
રવીઃ——હમ પુછત હે પ્રેમ પ્રીતસે, અંતરકી ગત કહીયે
જેસી હોઇ તેસી સત ભાખો, લક્ષ તણી ગત લહીયે ॥ ૧૦ ॥
ખીમઃ—જ્ઞાન ધ્યાનમેં જોગ ભોગ મે, રમી રહ્યા રામઇયા
સકલ ભુવનમેં સાહેબ વ્યાપક, હમ સુણીયા સો કહીયા ॥ ૧૧ ॥
રવીઃ——અગમ અગોચર નામ નીરંતર, સત સ્વરૂપ હે સ્વામી
સો કેસે કરી હરદે પ્રગટે, અનુભવ અંતર જામી ॥ ૧૨ ॥
ખીમઃ—પંચ તત્વકા સબ વીસ્તારા, કહો ઉનકા ઠીકાના
તત્વ તત્વકા કરો નીવેડા, તો પ્રગટ પરમાના ॥ ૧૩ ॥
રવીઃ——લીંગ તોયને નાભી પૃથ્વી, રદે પ્રગટ આકાશા
કંઠ પવન ગત ગુરૂગમ પેખો, નેણે તેજ પ્રકાશા ॥ ૧૪ ॥
પૃથ્વી ખેંચી ગુરૂ શબ્દસે, આકાશ પેઠી જાઇ
તત્વ તત્વસે જાય મીલાયા, અરધ ઉરધ સમાઇ ॥ ૧૫ ॥
જોત અખંડીત નાર સુખમણા, વાંહા સીંધુકા મેળા
ઉનકી આગે જો બતલાવે, સો સદ્દગુરૂકા ચેલા ॥ ૧૬ ॥

એ કુંચીહે સદગુરૂ કેરી આપ અબી દેખલાવો
બડે ભ્રાતહો સદગુરૂ જેસે, સાચ કહી સમજાવો ॥ ૧૭ ॥
ખીમઃ—ખરી નીશાની સદગુરૂ કેરી, પ્રગટ આપો પરચા
અરધ ઉરધકી કીતહી આગે, ચુપ કરત હો ચરચા ॥ ૧૮ ॥
રવીઃ—નાદ સરૂપી જોત કહાવે, તહાં તુમ મનવા રાચો
આદ પુરૂષકી ખબર ન જાની, તબ લગી મતો હે કાચો ॥ ૧૯ ॥
ખીમઃ—નાદ બુંદકા એકહી ખેલા, મનમે કરો વીચારા
ઉનકે આગે કછુબી નાહી, સબ ઉનકા વીસ્તારા ॥ ૨૦ ॥
રવીઃ—હમ તુમકુ કહા કહી સુનાવે, ગુરૂ ચેલા બડભાઇ
નાદ બુંદ મીલી એક વીસ્તારા, સબહી પરલે જાઇ ॥ ૨૧ ॥
ખીમઃ—પરલે પીંડ કીયા તુમ પરગટ, શબ્દ બહારહી બોલે
નાદ સરૂપી સચરાચરમે, થઇ રહ્યા ઝાકમ ઝોલે ॥ ૨૨ ॥
રવીઃ—નાદ બુંદ તુમ કયા કહતહો, નાદ નીરંજન રાઇ
અંતે જાતા એજ પરલામાં, અસંખ જુગ અથડાઇ ॥ ૨૩ ॥
ખીમઃ—સોહં શબ્દ સદગુરૂ બતાયા, અનંત કરોડ સંત ઓધરીયા
આદ અંત મધ્ય એ વીશ્વાસે, ઠીક કરીને ઠરીયા ॥ ૨૪ ॥
રવીઃ—સોહં શબ્દ તુરીયાને નાકે, મેરમને મન આવે
ગુરૂ શબ્દ ખોટા નવ થાય, વીશ્વાસે વળગાવે ॥ ૨૫ ॥
ખીમઃ—વીશ્વાસી સબહી તે જીતે, જે ગુરૂ શબ્દે રહીયા
નાદ સરૂપી સચરા ચરમે, અખંડ આતમ લહીયા ॥ ૨૬ ॥
રવીઃ—જ્ઞાન ઉપાસના કર્મ જોગસે, સદગુરૂકા ઘર ન્યારા
તુમતો સમજી માહી સમાયા, જુગ કયું ઉતરે પારા ॥ ૨૭ ॥
ખીમઃ—વર્ણ અવર્ણ સચરા ચરમે, હમરે સબહી એકા
તુમ તો અર્થ અભીમાન લઇ બોલો, દીલ ભીતર હે ટેકા ॥ ૨૮ ॥
રવીઃ—ટેક હમારે એક નામકી, સમદ્રષ્ટી મન આણું
પાર બ્રહ્મસે પરચા હોવે, સોઇ સંત પરમાણું ॥ ૨૯ ॥
ખીમઃ—બાર પંથને ખટ દરશનમાં, ખાંત કરી સત ખેલા
સબહી માંહી હે અવીનાશી, સો કયું જાય મેલા ॥ ૩૦ ॥
રવીઃ—વાડા માંહી જે વીંટાયા, વામારંગે તુમ રાચા
બાના રાખે સબકુ માને, સો સાહેબકા સાચા ॥ ૩૧ ॥
ખીમઃ—કોણ તમારા બાના બોલીયે, કોણ તમારી ભેખા
કોણ તમારો શબ્દ બોલીયે, કોણ તમારી ટેકા ॥ ૩૨ ॥
રવીઃ—બીરદ હમારા બાના બોલીયે, સત હમારી ભેખા
સદગુરૂ શબ્દે સોહી ઘર પાયા, નામ હમારી ટેકા ॥ ૩૩ ॥

ખીમઃ—કોણ તમારી માળા બોલીયે, કોણ તમારી કંઠી
કોણ તમારી શ્રવણી બોલીયે, કઇ પ્રકારે પેઠી ॥ ૩૪ ॥
રવીઃ—મન હમારી માળા બોલીયે, પવન હમારી કંઠી
સુરત હમારી શ્રવણી બોલીયે, ઉનમુની લેકે પેઠી ॥ ૩૫ ॥
ખીમઃ—કોણ તમારી ટોપી બોલીયે, કોણ તુમારી ફેંટી
કોણ કલંગી શીરકે ઉપર, કેસે સેલી વીંટી ॥ ૩૬ ॥
રવીઃ—ત્રીગુણ રહીત મેં ટોપા પહેરૂં, મનછા બાધુ ફેંટી
કર્તા કલંગી શીરકે ઊપર, સેજ સેલી વીંટી ॥ ૩૭ ॥
ખીમઃ—કોણ સુમરણી તુમ સુમરતહો, કોણકુ બજાકર થાપો
પીછી લેકે જગત પરમોદો, ઉનકા જવાબ આપો ॥ ૩૮ ॥
રવીઃ—સમાધ સુમરણી કુબજા દાસી, પીંછી પ્રેમ રસ ભીની
સદગુરૂ શબ્દે લહુ નીરંતર, પરમાતમકું ચીની ॥ ૩૯ ॥
ખીમઃ—પાખંડ પરપંચ કુગુન માનું, મન ધોળા તન લાલા
શબ્દે શબ્દે દીયો બતલાઇ, કયું ઓળખ્યા દર હાલા ॥ ૪૦ ॥
રવીઃ—સાચ તણા તુમ શબ્દ પરખલ્યો, દેખો દીલમે ખોળી
ઘર ધંધામાંહી ગુચવાયા, તુમ કહા જાનો બોલી ॥ ૪૧ ॥
ખીમઃ—ધરમે બને નહી લીનતા, સુનમે સુરત લગાયા
તન જોગી મન જુગત જાણો, માયામેં ભરમાયા ॥ ૪૨ ॥
રવીઃ—સુન્ન સુન્ન કહી સબહી ભુલ્યા, તીન દેવ સંસારા
સુન્ન વીશવાસે જે નર રહીયા, નભ અવતર્યા તારા ॥ ૪૩ ॥
સુન્ન ગગન પેઠ પરલે ગીયા, કહા સાધ કહા સીધા
જબ લગ સાચી વસ્તુ નચીની, ઊડે આકાશે ગીધા ॥ ૪૪ ॥
સુન્ન સુન્ન તુમ કહા કહતહો, મનછા મન ડોલાવે
કોઇક અલંગી આપ ઓળખે, સુનમે નાદ સમાવે ॥ ૪૫ ॥
સુનમે નાદ સમાવે સદગુરૂ, મેં કહા જાનું ગોતી
ચંદ સુરજ એક ઘર આણો, પ્રગટી ઝગમગ જ્યોતી ॥ ૪૬ ॥
એહી સુન્નમેં શબ્દ સમાયા, ઉનઆગે મગરૂરા
સુરત તુરત થકી નીજ માંહી, ગેબી તુરપર તુરા ॥ ૪૭ ॥
ઇસ ઘરકી કોઇ ખબર બતાવે, સો પારખી હે પુરા
લક્ષકુ જાઇ અલક્ષમે લાવે, વરસે નીરમલ તુરા ॥ ૪૮ ॥
ખીમઃ—અનંત ક્રોડ જે સંત ઓધરીયા, પ્રેમ ભગત પરખાઇ
ઘટ ઘટ માંહી નાદ સરૂપી, અકલ કલ્યો ન જાઇ ॥ ૪૯ ॥
રવીઃ—જબ લગ સદગુરૂકુ નહી પરચા, નામ નીશ્ચેનહી ભાઇ
તબ લગી આવા ગમન નહી છુટે, પ્રેમ ભગત કહીજાઇ ॥ ૫૦ ॥

ઘટ ઘટ માંહી પરબ્રહ્મ ગ્રહોતો આઇ નીકસો મેદાના
શીવ શકતીકા વાડા તોડકે, સાચ લહો નીશાના ॥ ૫૧ ॥
ખીમ:—શીવ શકતીકા વાડા તોડકે, કહો કોન નીકસા બહારા
ધોખે આયા સો પસ્તાયા, મારગ ખાંડા ધારા ॥ ૫૨ ॥
રવી:——ખાંડાધાર તુમ કોન ઠેરાવો, કોન ગુરૂકા ખેલા
ઉન મારગકા મરમ ન જાણો, ભડપણે કરો ઝેલા ॥ ૫૩ ॥
ખીમ:—મીન વીહંગમ તુમકું બતલાયા, સદગુરૂ દીની કુંચી
કીડીકી ગત કોક જાને, તુમકુ બાત ન રૂચી ॥ ૫૪ ॥
રવી:——ઝીણા મારગ રહીત વાસના, મોપે અંદેશા એસા
શીશકું લઇ ચોરાશી ડારો, આપ તરોગે કેસા ॥ ૫૫ ॥
ખીમ:—શ્રમ ભેદી એક જનક વીદેહી, શુકજીને બતલાયા
સુભર ભરીયા સાહેબ ઓળખાયા, અંતે શ્રમ છોડાયા ॥ ૫૬ ॥
રવી:——જનમ તણા એક શુકજી જોગી, ગર્ભ વાસમેં કહાવે
કૃમીષ્ટ પાપા જો પરમોદે, ચોરશીમે જાવે ॥ ૫૭ ॥
ખીમ:—ઊંલટી રીત અવીગત કેરી, જહાં જેસા વહાં તેસા
સાચ જુઠકર જુઠ સાચકર, ઓત ઊંનકા વેસા ॥ ૫૮ ॥
રવી:——એહી અરથ અનોપમ લાગે, પરતીતે ઠેરાઇ
જબ લગ મન માયામેં અટકે, તબલગ આવે જાઇ ॥ ૫૯ ॥
ખીમ:—જબ લગી કાયા તબ લગી માયા, તુમકાયા નહી ધારી
લઇ સરવે સોપી સદગુરૂને, રહીયે આજ્ઞાકારી ॥ ૬૦ ॥
રવી:——કહો ભાઇ માયા અરપીયે તો, મન વસ કદી ન રહેવે
મીઠું બોલે સબકુ રીઝાવે, અંતર માયા ગ્રેવે ॥ ૬૧ ॥
ખીમ:—જો કરતા સો સદગુરૂ કરતા, સંત ન આણે આપા
શીરકે ઊપર બોજ ન લેવે, કબહુ ન લાગે પાપા ॥ ૬૨ ॥
રવી:——મનસા નારી ઠગની ભારી, વીન ધારીકુ જાગે
વાસના પ્રગટે મન લુભાવે, સંત પુકારે આગે ॥ ૬૩ ॥
ખીમ:—માયા બ્રહ્મમે બ્રહ્મ માયામે, અરસ પરસ હે ભાઇ
અમારે મનતો એક બ્રહ્મ હે, તુમ બહોત કરત હો ચતુરાઇ ॥ ૬૪ ॥
રવી:——એક બ્રહ્મ બોલે નહી ચાલે, તુમ રાહ પકડીયા આડા
વીખીયા માંહીં બહુ વીંટાયા, શીષ્ય ચોરાસી પાડયા ॥ ૬૫ ॥
ખીમ:—વધ ખોટ આવે નહી હમકુ, કુડ કપટસે ન્યારા
જો કોઇ બોજ લેવે શીર અપને, બચે નહી બીચારા ॥ ૬૬ ॥
રવી:——કુડ કપટ તુમરે દીલ નાહી, તબ વીખીયા કાંહી બતાવો
આકાશેથી બુંદ ઊંતરી, ફેર બંધાગો દાવો ॥ ૬૭ ॥

દાવા તુમકું દુખ દીખલાવે, ચેલા બંધન માંહી
તુમ જા પડો સુરત તમારી, ચેલા છોડો કે એકલાઇ ॥ ૬૮ ॥
ગુરૂ કરે ને પડે વીજેમેં, તારે અંધા ચડશે
બચને બાંધ્યા સુન ગુરૂ ભાઇ, ગેથું ખાવુ પડશે ॥ ૬૮ ॥
ખીમઃ—ઇતની સમજણ હમકું નાહી, એ ઘુંચવણ હે ભારી
મહા વસ્તુકી ચાલ તમારી, ક્યું કર હોવે ન્યારી ॥ ૭ ॥
રવીઃ—સર્વે નીવેડા શબ્દે શબ્દે, તુમકુ બતલાયા ન્યારા
અબ વાડાકા બંધન તોડો, નામ ગ્રહો નીરધારા ॥ ૭૧ ॥
ખીમઃ—એક બુંદકા જુગ ઊપાયા, જોગી પીર ફકીરા
એક બુંદ સકળ ઘટ વ્યાપક, કહા રંક કહા મીરા ॥ ૭૨ ॥
રવીઃ—સમજણ સાચી કરી લો શબ્દે, છોડો જુઠી આશા
એહી બુંદકુ થીર કરી રાખો, નીરભે થાઓ નીરાશા ॥ ૭૩ ॥
નીરભે થાઓ નીરાશા ભાઇ, હોઇ કર્મકા નાશા
મોહ બંધન છુટે જબ હંસા, કટે કાલકા ત્રાસા ॥ ૭૪ ॥
તીન પોર લ્યું ચરચા ચાલી, શબ્દ માર બહુ લાગ્યા
ખીમદાસકું ખરા બતાયા, સંશય સબહી ભાગ્યા ॥ ૭૫ ॥
મણીન ગ્રહી બેઠે દોઊભાઇ, શીઘ અટોલુ આયા
દેહી વીદેહી જ્ઞાન અપારા, ખેમદાસ સમઝાયા ॥ ૭૬ ॥
અટોલુવાચઃ—અવાચ વાણી અબોલ બોલે, રંગ બેરંગી રીઝો
અગાધ વસ્તુ રવીદાસ બતાવે, સત શબ્દ ગ્રહી લીજો॥૭૭॥
હમ આયે પરદેશી પંખી, કુડું કયુ ન બોલા
નેહ તંત તુમકુ બતલાયા, હમહી શબ્દ કો તોલા ॥ ૭૮ ॥
ગેબીવાચઃ—ગેબીકહે ખતરા મત રાખો, ખીમખરી નીશાની
સતશબ્દ જેણે નહીં લહ્યો, માયાએ લીના તાણી ॥ ૭૯ ॥
એ ગોષ્ટી હે ગુપ્ત ગુંજકી, જોની સંકટ નાવે
રતી રેખ જો સંશય રેવે, ફેર ચોર્યાશી પાવે ॥ ૮૦ ॥
ભાણ કબીર રવી એકહી અંગા, જુગત કરીને જાણો
રૂપ અરૂપી વ્યાપક વસ્તુ, સો પરગટ પરમાણો ॥ ૮૧ ॥
ખીમદાસકા ખતરા ભાગ્યા, આયા અનભે માંહી
બાહેર બીતર શબ્દ સત પાળે, આવાગમન મીટાહી ॥ ૮૨ ॥
તબ ખીમદાસે શીશ નમાયા, ભાગ્યા દીલકા ધોખા
સેજ સુન્યમે જાઇ સમાયાં, મટીયા હખંર શોકા ॥ ૮૩ ॥
ખીમ કહે અબ ખતરા ભાંગ્યા, શામદાસ સાચ પાયા
જીવન પ્રતીત આઇ દેહકી, અમર પુરૂષમાં સમાયા ॥ ૮૪ ॥

સદગુરૂકા શબ્દ ગ્રહીને, વાડા તોડી ચલીયા
બ્રહ્મ અગનીમાં બાળી વાસના, અમર પુરૂષમાં ભળીયા ॥૮૫॥
સદગુરૂ શબ્દે પ્રેમ પ્રીતસે, રવીદાસ રંગ લાયા
આન ધરમકા રાહ છોડાયા, મનકા મતા તોડાયા ॥ ૮૬ ॥
સદગુરૂકી સાન ગ્રહીસો પોંચ્યા, સત નામ પહીચાના
સદગુરૂ સમીપ કહે કુંવરજી, સેજે સેજ સમાના ॥ ૮૭ ॥

પદ ૧

## છપા

ભાણુ લહ્યો સત ભેદ, છાપ સત નામકો અંકો
ખેલા સબહી માંહી, મેહા વરતી પુરણ ડંકો
આપે ન્યારા હોઇ, મોટપ ઓરન સીર દીની
શબ્દ ગ્રહ્યો સત જાણી, ધ્વજા ધરમકી લીની
પરમોદી સબ જહાંન ભેદ નીરાલા રાખીયા
નમીયા કઇ નરેશ દલકા કાંઇ ન દાખીયા ॥ ૧ ॥

પદ ૨

આયા અલખ અવાજ, ચલનકું ચેતન હોઇ
અકલાયા દલમાંહી, ગુંજ સો કહું સુનાઇ
ખોજ વીચારીમાંય, અંસ અપના સંભારીયા
કોન દેશપે જાંઊ, ધ્યાન હરદામે ધારીયા
આયા પુરસ પહીચાન, દક્ષણમે ચલે ગુંસાઇ
સોધ લીયા તબ અંસ, મીલી અંતર ઓળખાઇ ॥ ૨ ॥

પદ ૩

કરી ગુંજ પ્રગટ, ઉજાગર ભેટે રવીદાસા
ગ્રહ્યા નેજા જબ હાથ, કાલકુ પડીયા ત્રાસા
આતમ તત્વ વીચાર, બાત ઓર ન ધરે કાના
દર્શન ખટ પંથ બાર, ભેખસે રહે સનમાના
આપે ન્યારા હોય, નીરંતર નેણે આપા
શબ્દ ગ્રહ્યા સત ભાણુ, ફેરા, તુરંત મીટાયા ॥ ૩ ॥

પદ ૪

ભાણુકે ઘરેમે સંત, પ્રથમ પરતીત વખાનું
ઊજાગર રવીદાસ, સંત ટેક પ્રમાણું
સતગુરૂકે શીશ હુવે, મહા નીરમલ દરીયા
મનમાં આણે ભ્રાંત ભવસાગર કબુ ન તરીયા
રવીયે સુનાયો શબ્દ, ગ્રહોસો જીવનદાસ
મન જોબનકો માર છુટયો, તનમાં હુવો પ્રકાશ ॥ ૪ ॥

પદ ૫

સદગુરૂ ગ્રહે બે હાથ, દેશમે પહોંચે જાઇ
મુલ પ્રતીતી ઉપદેશ, પંથકે બાર સમાઇ
ફેર માસ છત્રીસ, શબ્દ ગ્રહ્યા શામદાસા
ભાંગ્યા સબહી ભરમ, અંતરગત ભયો ઊજાસા
ગ્રહીહે નામકી ટેક, સત સ્વરૂપ પ્રકાશ
મરજીવા સદામન, સદગુરૂ રૂપ સમાસા ॥ ૫ ॥

પદ ૬

પોત્યા પરગટ દેહ, આંટી જબ મનકી છુટી
મટીયો થાપ ઉથાપ, કરમકી સાંકળ ટુટી
ખીમ ગ્રહ્યાનીશાન, પ્રગટ આરતીમેં ભાખ્યા
અનહદ કેરીસુધ્ધ ભઇ, જબ આપા નાખ્યા
સતનામકી લહારસે, ભાણ કબીર કેરાઇયા
જાકા જાહી મન, તાકા તાહી સમાઇયા ॥ ૬ ॥

પદ ૭ દોહો

શીખર કળસ ચઢાઇયા, સુણોસંત ચીતલાય
કુંવરજી તામે ભળ્યા, કલસ ચઢયો હે જાઇ ॥ ૧ ॥
સતાશી દોહરા આદકે, ખટ છપા પુની તાસ
ઊભે દોહરા અંતકે, કહે કુંવરજી દાસ ॥ ૨ ॥

## કુંવરજી કૃત જ્ઞાન ગોષ્ટી સંપુર્ણ

———:o:———

## રવી સાહેબના શીષ્ય લાલ સાહેબ ની વાણી
## ચીંતામણી.

પદ ૧ દોહા

ગુરૂગમ જ્ઞાન પ્રકાશીયા, પ્રગટી વાણ પ્રકાશ
સદગુરૂ સાહેબ રૂપહે, દીયા દાસ ફર્માસ ॥ ૧ ॥
ગુરૂ દેવી ગુરૂ દેવતા, ગુરૂ દેવનકા દેવ
ચેલા ગુણી જાણ લહે, કર સદગુરૂકી સેવ ॥ ૨ ॥
મે ગુરૂ એસા જાણીયા, જેસા ઊગ્યા સુર
પ્રગટી જ્યોતી પ્રેમકી, નીરમલ વરસે નુર ॥ ૩ ॥
સદગુરૂ સંત કૃપા કરી, ચેલા ઉપર ચીત
ઓ અવીનાશી પુરૂષ મલ્યા, સો મે કીના મીત ॥ ૪ ॥
સદગુરૂ મેરા મેરમી, શબ્દ બતાયા મોય
જ્ઞાન પદારથ પાઇયા, શબ્દ બતાયા સોય ॥ ૫ ॥

લાલદાસ કરી વીનંતી, માગી ગુરૂ ફરમાન
તુમે ભર્યાં ભરપુર હો, મે ગાઇ કરૂ વખાણ ॥ ૬ ॥

### છંદ ચોપાયા

શોભા ગુરૂકી ગાઊ, ઓરૂં દેવકો નહી ધાંઉ
સતગુરૂ સંત અસરણ હાર, તાકા કરૂ મેં દીદાર ॥ ૭ ॥
મનખા જનમ પામ્યો પ્રાણ, નખશીખ શ્રવણ શીશ જાણ
માંહી પુરૂષકા મંડાણ, નેણ નાસીકા જીભ્હા જાણ ॥ ૮ ॥
એતા ઇષ્ટ દીના તોય, હરીસું હેત રાખી જોય
અનેક પ્રકારકો સ્થુલ, મધ્યે પોહણીકા મુલ ॥ ૯ ॥
ગ્રહીલે ભકત કેરા ભેદ, પાંચુ ચોર બાંધો કેદ
દો દીન ફુલ કેરી બાસ, કરલે કમલમેં કવલાસ ॥ ૧૦ ॥
મનવા સમજ લે ભાઇ, સદગુરૂ કહે સમઝાઇ
એસો અવસર નાવે ફેર, મનખા જનમ સરખી મેર ॥ ૧૧ ॥
વંદુ સર્વ નંદુ નાય, બારે બીરદ રાખું માંય
સહુ વીસ્તાર વસ્તા રાગ, બાંધુ તુળશી કંઠે રાગ ॥ ૧૨ ॥
ગોપીચંદ તીલક નામ, કીના સરસ્વતી સ્નાન
તામે પાવન હુવા પ્રાણ, વામે ચડેગા નીર્વાણ ॥ ૧૩ ॥
પુરણ હાર સર્વ દયાલ, ભકતાં બીડ ભંજન હાર
અવગુણ મેટીઓ મેરા, બાંધ્યા તુમસુ છેરા ॥ ૧૪ ॥
પુરણ પ્રીત રાખો પુણ્ય, હમકું કીજીયો પાવન
દાસી ગુણેતેરા ગાય, દુજા નહી આપે દાય ॥ ૧૫ ॥
સરવે માલમી છો તુમ, સેવું નામ સો કરશન
મેં તેરા હુવા રામા, સનમુખ જુવો મમ સામા ॥ ૧૬ ॥
દર્શન તણી છે પ્યાસા, જીવત મરત તુમ દાસા
હેતે હરી ગુણ ગાંવુ, નીશ્ચેં નામ કેરાવું ॥ ૧૭ ॥
પુરણ રાખજો ત્યાં પ્રીત, તાકી તુમકુંહે ચીંત
મેલી ગોહની માયા, જુઠા જગત ભરમાયા ॥ ૧૮ ॥
સુરતી શીલમાં સારી, તુરતી હુઇ નીરધારી
આલસ અજસ અજાણ, ચોથી ભરમ નાખી ખાણ ॥ ૧૯ ॥
વાદે તેડીઓ વીવાદ, ઇર્ષા આવીગો ઉપાદ
એતા ભોમીયા ગઢમાંય, ભકતી કરન પાવે નાય ॥ ૨૦ ॥
રહીયે સદગુરૂની ઓટ, જમકી લાગે નાહી ચોટ
નેજા નામકા ભારી, ધ્વજા ધ્યાનકી ધારી ॥ ૨૧ ॥

નીરગુણ નોબતા બાજે, કાયર દેખતાં ભાજે
જાગે શબ્દ ઝણકારા, શુરા લડત હે સારા ॥ ૨૨ ॥
ચઇતન આવીયો હેરી, માર્યો મોહકું ઘેરી
ખમીયા ખડગ હે હાથા, કાટયો કાલકો સાથા ॥ ૨૩ ॥
આયો ભકતી વીશ્વાસા, તેડી શીલકુ પાસા
દોનુ ભડ હે ભેળા, જાનર ઝરમ હે ઝેલા ॥ ૨૪ ॥
ઝગડા કર જીતીયા નામા, પાયો શુન્ય વીશ્રામા
બાજયા જ્ઞાન નીશાના, પડીયા ભરમ ભંગાણા ॥ ૨૫ ॥
સત ધર્મ સુરમા ભાઇ, ઉભા ખડકકું સાઇ
ભકતી બીરદ રખપાસા, ચાશે નામકા દાસા ॥ ૨૬ ॥
ભાગ્યા ભોમીયા ભાઇ, વરતી નામકી દુહાઇ
પુંજું હરી ગુરૂકા પાઇ, જીતું જમ કીંકર દાઇ ॥ ૨૭ ॥
જાસું ઉતરૂ પારા, દર્શ દેવ દીદારા
અંધા જુવે ઠામહી ઠામ, અંતર માંહી આતમ રામ ॥ ૨૮ ॥
તાકી સોધના નાહી, દર્શ દેવલાં માહી
દેવલ પથરકા જોઇ, તાતે મુકતના હોઇ ॥ ૨૯ ॥
મુકત હોય સાચકે મન, વહા જ્ઞાન પાસો તન
સેવો હરી ગુરૂ સંતા, આદી નામ અનંતા ॥ ૩૦ ॥
અનંત ભકતી આધારા, સન મુખ જોઊં સરજન હારા
એસી અરજ દાખું તુંજ, દરસન આપી દાખો મુજ ॥ ૩૧ ॥
પલમે સર્વ પુરણ હાર, ભકતી બીરદ સામુ સંભાર
તોહી સંગ વીછડુ નાહી, રાખું રૂદીયા માંહી ॥ ૩૨ ॥
નીરભે નેહ રાખહું નામા, અંતર ભજું આતમ રામા
આસન અગમ વીચારા, શબ્દ ચડો સોહં સબ સારા ॥ ૩૩ ॥
ફુલ્યા કમળ હુવા એક, અલખ રાખી એહ ટેક
એસા નામ પરતાપા, હરદેમેં હરીકા જાપા ॥ ૩૪ ॥
નાભી કમળ નુરતે નુર, પ્રગટયો શબ્દ ચઢીયો પુર
અખંડ જોત અલખ નામ, સુરત એક દર્શ ધામ ॥ ૩૫ ॥
જાકી સેવના ચાહું, દર્શન દેવકા પાઊં
એસા મારગ આદુ, પહુંચે સુરમા સાધુ ॥ ૩૬ ॥
જાકા મતા અગાધા, દરશકી અંતર દાધા
બપૈયા કેર મન આશા, પીયુપીયુકરે ચોમાસા ॥ ૩૭ ॥
એસા હોય હરી ગુણ ગાય, વૃતી આકાશ સુરતી લાય
પાવે પ્રેમકા પ્યારા; હો રહે દેહસે ન્યારા ॥ ૩૮ ॥

ન્યારા હોઇ લેતહે નામા, મુંદ દ્રષ્ટી દેખહી ધામા
રૂપ અરૂપી શબ્દ રંગા, જાપ અજંપા કર સંગા ॥ ૩૯ ॥
આપે શબ્દસે જોતે, આપે આપ ઉદ્યોતે
મેં ન જાણું તેરા પારા, તુમ જાણે અલખ ખ્યારા ॥ ૪૦ ॥
મેં કંગાલ દાખું વાણી, તુમ ચઢીયો નીરવાણી
પહેલે ભકત રાખી હે માળા, ધ્રુવ પ્રેલાદ રસાલા ॥ ૪૧ ॥
નરસીંહ રૂપ ધરીયો આપ, માર્યો હીરણ કસ્યપ પાપ
એસી વહાર કીની હે વીર, પુર્યા દ્રુપદીકે ચીર ॥ ૪૨ ॥
તો મેં કહુ દુલંભ દાસ, રાખો ભકત જનની પાસ
રવીગુરૂ કીની હે કીપાય, કીનો પ્રકાશ હરદે આય ॥ ૪૩ ॥

દોહા

મહી કાંઠે શુભ શેરખી, ભેટયા પુરી આશ
પુરવ લેખે પામીયા, સદગુરૂ શ્રી રવીદાસ ॥ ૪૪ ॥
સદગુરૂ કે પ્રતાપસે, ખોજી નીરગુણ વાણ
લાલદાસ ચીંતામણી, સત શબ્દ નીર્વાણ ॥ ૪૫ ॥
કર્તા સબહી આપહો, મેં નવ જાણું તોય
લાલ દાસકી વીનંતી, શરણે રાખો મોય

ઇતીશ્રી લાલદાસ કૃત ચીંતામણી સંપુર્ણં

———:o:———

## અથ રૂઠ ચીંતામણી પ્રારંભ

પદ ૨ દોહા

સદગુરૂ શબ્દ પ્રકાશીયા, ભેઘા સકલ શરીર
ઘટ ભીતરમે ચીનીયા, ગુરૂ મુખ જ્ઞાન સત શીર ॥ ૧ ॥

ચોપાઈ

સદગુરૂ સંત સાહેબ જાણ, પુછી ખબર કર પહીચાન
રમતા ચીન આતમ રામ, સારી કરો સંત સલામ ॥ ૨ ॥
આદે અંતે ધણી સે કામ, સુણીયો હીન્દુ મુસલમાન
ભાવે ભેખ સંસારી, કુદરત કલાહે ન્યારી ॥ ૩ ॥
કુદરત કલાહે ન્યારી, ચલના બેહદકી બારી
ખમીયા ધીર ખુમારી, વીરલે વસ્તુ વીચારી ॥ ૪ ॥
કોઊ ડુબ્યા કોઊ તરીયા, કોઊ ચડીયા કોઊ પડીયા
કોઊ ભાગ્યા કોઊ ભડીયા, કોઊ ગુરૂજ્ઞાનમાં ગળીયા ॥ ૫ ॥
કોઊ બાંધ્યા કોઊ છુટયા, કોઊ ખરા કોઊ ખોટા
કોઊ સાજા કોઊ માંદા, કોઊ ઝીણા કોઊ મોટા ॥ ૬ ॥

કોણ સાધુ કોણ ચોરટા, કોણ હંસા કોણ બગટા
ઓઘટ ઘાટકી બાજી, દેખી ફુલીયા પાજી ॥ ૭ ॥
શીરપર સાહેબ રહ્યા ગાજી, નાઠા નહી છુટે પાજી
રેજો રામસે રાજી, સુણ પંડીત સુણ કાજી ॥ ૮ ॥
સદગુરૂ શબ્દ હે સાચા, તેરા પંડ હે કાચા
કરલે પુરૂષસે પરચા, પાલો ગુરૂકી વાચા ॥ ૯ ॥
રરંકાર સો રંચા, નીરભે નામકા નેંચા
ધારણ ધરમકી બાંધો, કરણ ધાર ગુદ્ર સાધો ॥ ૧૦ ॥
તારક મંત્રકો સાધો, ભકત મણીકું આરાધો
જત જીન ખોજા તીન લાધો, ગુરૂ બીન સબ હેં કાંચો ॥ ૧૧ ॥
કાયા નગરમાં કરતાર, બંદા દમકી દીદાર
ડરીયા સો તરીયા પાર, ગાફલ ખાય જમકી માર ॥ ૧૨ ॥
ઘટમે શબ્દ કર વીચાર, છોડદે જગતકા જંજાળ
તેરા દીપતા દરબાર. કરલે હદીકા દેદાર ॥ ૧૩ ॥
અનભે શબ્દ તબ જાગે, ભીતર ભરમણા ભાંગે
સુરતા નામસુ લાગે, તીનો લોકકું ત્યાગે ॥ ૧૪ ॥
સદગુરૂ સંતકી આગે, ભકત શીરોમણી માગે
અછતા રહે અણુ આગે ॥ ૧૫ ॥
પ્રથમ મુળ બાંધો મન, નાભી કમળ રો ચઇતન
રહેણી રહે તાકુ ધન, વીરા વોહોરીયો વચન ॥ ૧૬ ॥
રાખો રામકા રતન, ઝાઝા કરી જો જતન
હરદા કમલમા હીરા, દીલમાં દેખ સધીરા ॥ ૧૭ ॥
કરણી સાચ ફકીરા, ચેતી જાગ લે સવેરા
છુટે જન્મકા ફેરા, તુંહીમાં દેખ લે તેરા ॥ ૧૮ ॥
મુખ કમલમાં મોતી, પેરો પ્રેમકી પોતી
ધારણ ધ્યાનકી ધોતી, સમરલે તંત નામ જોતી ॥ ૧૯ ॥
ઇંગલા ઓળખો ઓહી, પીંગળા પરખ પ્રેમ પ્રોઇ
નરખો પુરૂષ નીરમોહી, સુખમણ સહીકરો સોઇ ॥ ૨૦ ॥
જુગપતી શામ લો જોઇ, મટે આવા ગમન તોહી
ચારૂ ધામ વીચે દ્વાર, ચીંતામણી ખાંડાધાર ॥ ૨૧ ॥
વણ જીબ્હા પોકાર, નેન વીના જોવો નીરધાર
શ્રવણ વીના સુણ ઝણકાર, દશમે મોલ કર દેદાર ॥ ૨૨ ॥
બાંધો નવે દરવાજા, અનહદ ધુન સુન વાજા
શીલ સંતોશમાં રેજા, સતવંતા ધરમ કરજા ॥ ૨૩ ॥

દાન સુપાતરા દેના, કારજ સુફલ કરલેના
તારક રામ હે રાજા, તાકી રાખહી માઝા ॥ ૨૪ ॥
તખત ત્રીવેણીકે ઘાટ, ખોલો પચ્છમ કેરી વાટ
હંસા ચલો હરીકે હાટ, તાંહે પદમ કેરા પાટ ॥ ૨૫ ॥
ખમીયા ખરાકી હે ખાટ, સદગુરૂ મળે શીરકે સાટ
ઉન્મુન જીવના મરના, ખોટાકું ખરા કરના ॥ ૨૬ ॥
ઊલટા બ્રહ્મ અજર જરણા, નીજમન ધીરજસું ધરના
ભવ સાગરમાં તરના, પંખી અગમકુ ચલના ॥ ૨૭ ॥
ચંદ્રા સુર દીપક કીજે, સોળ કળાકું સાંધીજે
નવસો નદીયાં ગરજે, સાયર બ્રહ્મમાં ભળજે ॥ ૨૮ ॥
પ્યાલા પ્રેમકા પીજે, તન મન દાનમાં દીજે
સદગુરૂ સાચ પતીજે, ધ્યાના ગગનમાં ધરજે ॥ ૨૯ ॥
નાવો ધોવો નીર્મલ નીર, ફરક રહે જુ ફુલ ફકીર
હંસા માન સરોવર, સુખ સાગર સોહં સીર ॥ ૩૦ ॥
ઝીલે રવી ભાણ કબીર, ચેતન ચુગે ચુગતા હીર
વરસે અગમકી વાણી, લેજો તંતમાં છાણી ॥ ૩૧ ॥
પીજો સુખમણા રાણી, સદગુરૂ કહે સેલાણી
નરખો નામ નરવાણી, પોતે પુરૂષ પુરાણી ॥ ૩૨ ॥
દેવલમાં નીરંજન દેવ, કરલે સદગુરૂકી સેવ
નરભે નામ ધ્રુકી ટેવ, સુનમે ધ્યાન ધુપ ઉખેવ ॥ ૩૩ ॥
પુરે શાખ સો સુખ દેવ, અગોચર અલખ અભેવ
અંતરમાં નીરંતર આપ, તાકા જપો અજંપા જાપ ॥ ૩૪ ॥
થાણા થરસુ થરકર થાપ, તેરા મીટે તીન ગુણ તાપ
છુટે લાલ કરમ સંતાપ, મલે તોકુ આદુ બ્યાપ ॥ ૩૫ ॥
સોહું શબ્દ વાગે ઘોર, તાહાં કોઇ ચલે ચંદ ચકોર
જેસે નટ ચડીયા દોર, નામ નીશાન દોકર જોર ॥ ૩૬ ॥
દેવે મોજ નંદકીશોર, ઉગેભાણ ભાગે ચોર
પંડ બ્રહ્માંડ જોત પ્રકાશ, ઊંચા મહેલ ઘર કેવલાસ ॥ ૩૭ ॥
વીરલે કીયા અમર આશ, દર્શન કરે હરીકાદાસ
જાકું હે પીયાકી પ્યાસ, હંસા કરે રંગવીલાસ ॥ ૩૮ ॥
સો ઘર જુગસે ન્યારા, મેરૂ શીખર પર મેળા
આઠે પહોર અંજવાળા, ઝલમલ જોત ઝણકારા ॥ ૩૯ ॥
નરખો નામ નીરધારા, આપો પુરૂષ અવંતારા
કરણીધર કીરતારા, કહે આપહી ન્યારા ॥ ૪૦ ॥

પુરા સંત પરખંતા, કાયર કુડા ભાગંતા
પુરણ ભાગ જન પાયા, લાલમે લાલ મેલાયા ॥ ૪૧ ॥
ધરણી ધરકુ ધાયા, ગગન ગુફામાં ગાયા
વસ્તુ અમુલખ લાયા, ફુલ ફકીર ફરમાયા ॥ ૪૨ ॥
તાકી ધુપ નહી છાયા, અમુરત દરશાયા
સો ઘનસ્યામ સુરત સાર, દર્શન કરો નર અરૂ નાર ॥ ૪૩ ॥
જગપતી જીવકા આધાર, અગમ જોતહે ઓંકાર
શુરા સોન ધઢ ચઢીયા, ભમર ગુફામાં ભળીયા ॥ ૪૪ ॥
આદ પુરૂષ સંગ મલીયા, તાકા કરમ સબ ઝડીયા
સચીયારા સુફલ ફલીયા, જાયકે અગમમે મળીયા ॥ ૪૫ ॥
હરદમ ભેટીયા હરનામ, કીયા શામકુ સલામ
ભાણ કબીર રવી રામ, સદગુરૂ લાલ કરે પ્રણામ ॥ ૪૬ ॥
શબ્દ માનજો સહી, વાર જાએ છે વહી
લાલ બતાવે કહી, રંગ મોહોલમાં રહી ॥ ૪૭ ॥
એ ચેતામણી ચંતસાર ભકતી હે ખાંડાધાર
સદગુરૂ સેવીયો નર નાર, અમર મોજ કરતાર ॥ ૪૮ ॥

દોહા

રૂઢ ચીંતામણી રસ રૂપ હે, સાર સીરોમણી સોય
અનભે વસ્તુ અમોલ હે, ચીનત વીરલા કોય ॥ ૪૯ ॥
ગંગા કાશી દ્વારકાં, બીચ શેરખી ગાંવ
રવી કબીર પ્રગટ હુવા, રાખ્યા જુગમે નામ ॥ ૫૦ ॥
કબીર સાહેબ સત્ય હો, સુખ સાગરકી સીર
લાલદાસ લવ લાયકર, સુમરે રામ કબીર ॥ ૫૧ ॥
લાલદાસ કરે વીનંતી, માગી ગુરૂ ફર્માન
તુમ ભરીયા ભરપુર હો, મહીમાં ગુરૂ વખાન ॥ ૫૨ ॥

ઇતી શ્રી લાલદાસ કૃત રૂઢ ચીંતામણી સંપુર્ણ

———:—:———

## પદ ૩ અથશ્રી પ્રાણ સાંકલી પ્રારંભ

નમો સદગુરૂ આદ પુરૂષ, નીરાધાર
કરતાર જોતી સરૂપી આતમ ઓધાર
તામે પ્રગટે અલખ નીરંજન નીરાકાર ॥ ૧ ॥
મન પવન તેજ તંત સારા, ઇચ્છા શકતી કીયા પસારા
ઓહં સોહં રરંકારા, ચંદ સુરજ નવલખ તારા
સત શબ્દકા કરો વીચારા, અનભે સંતો ઉતરો પારા ॥ ૨ ॥

આગે બ્રહ્મા વીષ્ણુ મહેશા, આદ પુરૂષકા લીયા ઉપદેશા
સદગુરૂજીકી ચરણે આયા, સબ સંતન મીલી સાહેબ પાયા
પુરા હોયસો પરખે વાણી, ઠીક બાત સો કહાં ઠેરાણી ॥ ૩ ॥
સદગુરૂ ઓલ્યા અમૃત વાણી, સો ચીને કોઇ તંત પીછાની
નવ દરવાજા બાંધો બારા, દશમે દેવ કરો દેદારા
અંતરમાં નીરંતર વાસા, તંત શબ્દકા દેખ તમાશા ॥ ૪ ॥
જ્ઞાન ધ્યાન સે ખોલો તાળા, અનભે શબ્દ કરો અંજવાળા
પેલા ઘર પ્રણામ કરીજે, સતગુરૂ સંતકી સેવા કીજે
પ્રેમ જોતમાં પર ઉપકારા, રહેણી કરણી ખાંડા ધારા ॥ ૫ ॥
જતી સતી કોઇ જાગે શુરા, જાકુ સદગુરૂ મલીયા પુરા
આદ અંત મારગ લીજે, સો સાયબકું યાદ કરીજે
ખારા મીઠા દરીયા ભારી, તાવીચ હંસા બેઠત મારી ॥ ૬ ॥
સાચ જુઠકા કરો નીવેરા, તો કહાવો સદગુરૂકા ચેરા
દલ દરીયામાં દેખો ભાઇ, લહેર મહેર સો કહાં સમાઇ
બાહેર ભીંતર ચીનો કાયા, રમતા રામ કહો કહાં પાયા ॥ ૭ ॥
સુણીયો હીંદુ મુસલમાન, અનભે ચીનો આતમ રામ
એકો અલ્લા એકો રામ, ન્યારા ન્યારા ધરીયા નામ
પક્ષ બાંધી કીના પરવાર, કોણુ તમારા સરજન હાર ॥ ૮ ॥
ભકત મણી સામુ નહી ભાલે, પથરા સાથે રત્ન પછાલે
એસા જુગમેં કથ્યો અંધેરા, પાર બ્રહ્મકા કુંન પગેરા
મન પવન પુછો પરધાન, કોન પુરૂષકા લાગે નામ ॥ ૯ ॥
દેખા દેખી પંથ ચલાયા, પીર પેગમ્બર સીધ્ધ કહાયા
પક્ષા પક્ષીસે ખેલો ન્યારા, તબ દેખો કુદરત કરતારા
કાયા કાશી મુળ અસ્થાન, દીલમેં સદગુરૂ શબ્દ પીછાન ॥ ૧૦ ॥
નહી હે હીંદુ મુસલમાન, ઓળખી લેજો અનઘડ શ્યામ
ઉલટા સુલટા કરો વીચારા, સોધો આતમ ખેલો ન્યારા
કર્મ ઘાત કરે નહી મન, લાલ કહે સો રામ જન ॥ ૧૧ ॥
સો જન હોવે હરકો દાસ, તાકો નહી ખલકકી આશ
આતમ તત્વ લઇએ છાણી, સો પ્રાણી ખેલે નીરવાણી
અંતર ગીયા નીરંતર જાગ્યા, લાલ કહે ભરમ લે ભાગ્યા ॥ ૧૨ ॥
ઘટમે દેવળ ઘટમાં પુંજા, અલખ નીરંજન અવર ન દુજા
ડુંગર પર ચઢ દેખો ડેરા, તહાં બીરાજે સમરથ તેરા
પુછો મંદીર પુછો ધામ, કર સદગુરૂકુ સત સલામ ॥ ૧૩ ॥

સંત બતાવે સાહેબ સોઇ, જન સેવ્યા સો અમર હોઇ
સદગુરૂ સ્વામી અંતર જામી, ગુરૂ ગુંસાઇ હે ઘણુ નામી
શબ્દે નરખો શબ્દે પરખો, સાક્ષીરૂપ સકલમાં સરખો ॥ ૧૪ ॥
ઝીણા તેરી જુગતી જાણે, નરખે પરખે ઠીક ઠેકાણે
પાત્ર સુપાત્રે દીજે દાન, ગુરૂ સંત હે શાલીગ્રામ
સેવા પુજા કરની સાર, માગો હંસા મોક્ષ દ્વાર ॥ ૧૫ ॥
કુડ કપટ છોડો પાખંડ, સુખદુખ મેટો દેહકા દંડ
કામ કરોધકા કટકા કીજે, માન ગુમાન મારી દીજે
પાવ પલકપર લીજે સાના, ઘટ ઘુંઘટ છોડો અભીમાના ॥ ૧૬ ॥
ગુરૂગમ હંસા પદ નીર્વાણ, ચેતો વરતો ચતુર સુજાણ
રમતા ચેતો આતમ રામા, પુરવ ઘરમાં કરો પીછાના
કહાંસે આયા કહાં તુમ જાના, ભવસાગરકા ભેદ ભુલાના ॥ ૧૭ ॥
આવે જાવે ખબર ન પાવે, કોડી બદલે રતન ગુમાવે
ધર અમર બીજ ધારણ ધારી, ખેલ ખેલાવો નર અરૂ નારી
સાબીત કીજે સરજન હારા, મનખા જનમ રતન અવતારા ॥ ૧૮ ॥
હું તું હારો જનમ સુધારો, આપ તરો ઓરનકું તારો
દીવે દીવા દરસન કીજે, લાભ ચોગણો મહીમા લીજે
સુરા પુરા કરો સવાઇ, અરસ પરસકા દર્શન ભાઇ ॥ ૧૯ ॥
ભાવ ભકતીસું કરો ભલાઇ, સંત સમાગમ હંસે ગાઇ
હંસો હંસ મીલે સુખ પાવે, હીરા મોતી ચુગે ચુગાવે
કાગા બગલા કામ ન આવે, હરદમ હંસા કોઇ નીર્ગુણ ધાવે ॥ ૨૦ ॥
ઘાયલકી ગત ઘાયલ જાણે, સત શબ્દ તાકું મન ખુંચે
શીલ સમતાં ખમ્યા ધીરા, હેતે પ્રીતે લેજો હીરા
દરદવંત દરવેશ દીખાવે, ઇશક વંત મહાસુખ મનાવે ॥ ૨૧ ॥
ભેદુ કહે ભેદકી બાતા, બંદી છોડ મુગતકે દાતા
જ્ઞાનીકું જ્ઞાની મીલ જાવે, જ્ઞાન ધ્યાનમેં ગરથ બતાવે
અરથ ગરથ મે શીખ સમાવે, ગુરૂસારે કારજ ગરકાવે ॥ ૨૨ ॥
ભાવ ભકતીકા મારે ભાલા, તબ દેખોગે ઓરહી ખ્યાલા
તંત સ્વરૂપી મારે તેગા, સત સ્વરૂપી લછન લેગા
પ્રેમ બાણ જબ લાગે પુરા, દેહ વીદેહ મન ચકચુરા ॥ ૨૩ ॥
મરજીવાકા મારગ ચોખા, જનમ જનમકા ભાંગો ધોખા
શબ્દે લાગે શબ્દે જાગે, સત શબ્દસુ ભટકણ ભાગે
જાગે જોગી ભાગે રોગી, ઠીક કર્યાં વણ ભડકે ભોગી ॥ ૨૪ ॥

ફના ફદલમાં અદલ ફકીરી, નેચા પરચા નામ જંજીરી
સુલટા બ્રહ્મ અજરમાં ઝરણા, સો જોગી અમરાપુર વરણા
ગગન ગુફામાં ફેરા ફેરા, લખ ચોર્યાસી છુટે ફેરા ॥ ૨૫ ॥
કાયામાં કારીગર રામ, ધરણી ધરકા દેખો ધામ
સબકુ દેખો બ્રહ્મ વીચારી, સસમ વેદકી કથા કરારી
કથતા બકતા પંડીત કાજી, સાચ વીના નહી સાહેબ રાજી ॥ ૨૬ ॥
વેદ વાણીસે ભેદ હે ન્યારા, નીર્મલ નામ ગ્રહો નીરધારા
એક તરૂવરકા સકલ પસારા, મુલતજી મત ખેલો ન્યારા
ચાર જુગમે ચારો વેદ, તાકો લીધો વીલેં ભેદ ॥ ૨૭ ॥
ખટ દર્શનમાં ખટ પટ લાગી, જુગ પતી મે જોયા હે જાગી
જોગી વેરાગી સંન્યાસી, કલુ કરેગો જુગમાં હાંસી
લડે મરે વદી બક વાદ, છોડી આદ કરે ઉપાદ ॥ ૨૮ ॥
ઇતકી કહે બાતુ બનાવે, વાધરકી જે વીરલા પાવે
બારા પંથસે ભકતી ન્યારી, સો લાલ વસ્તુ વીરલે વીચારી
ભાવે ભેખ ભાવે સંસારી, દર્શન કરજો મનકું મારી ॥ ૨૯ ॥
છતે પંડકા હે દેદાર, શીરપર દેખો સરજન હાર
એસા ભેદ લહો તો ભે ભાંગે, નહીતો વાત પડીછે ઠાગે
મત પાખંડી ખટપટ આચારા, સત રામ વીના સબ જુઠ પસારા॥ ૩૦ ॥
વ્રેહ અગ્નીમાં તન જારો, વેરાગમાં વસ્તુ વીચારો
ઉંડા અગમ અગોચર એસા, નીરગુણ બ્રહ્મ નીરંતર જેસા
સદગુરૂ શબ્દે જાગી જુવો, નુગરા પલટી સુગરા હોવો ॥ ૩૧ ॥
ઉંધા કમળ સમ કરી રાખો, ચઇતન થઇ સો રસ ચાખો
આતમ પરમાંતમકું પુછો, સાર શબ્દ વીચારી બુઝો
તંત નામ દીપક કર ધરો, જીવ શીવ નીવેરા કરો ॥ ૩૨ ॥
અજવાળે અંધારૂં ટળે, સંતોષી સાહેબ શું મળે
સત ધરમકી ધારણ ધારો, પાંચ પચીસકું અજરા જારો
રરંકારમાં મન મેળાવે, સાચકે ઘર ન્યાય ચલાવો ॥ ૩૩ ॥
બ્રહ્મ ચીને કોઇ બ્રહ્મ જ્ઞાની, ગુરૂમુખ બોલે અમૃત વાણી
ગુરૂ સબ્દતેં એકો રેણા, કાયા ભીતર કીંમત કરણા
રૂપ સરૂપી દર્શી દેવા, સુરત માંહી સુરત સેવા ॥ ૩૪ ॥
શીવ શકતીકા નીશ્ચલ વાસા, પાંચ તંત કીયા પરકાશા
સુરત તુરતકી સાન ઠેરાણી, ઇંગલા પીંગલા સુખમણા રાણી
કોયલ બોલે અમૃત વાણી, તંત વસ્તુ વીરલે પીછાણી ॥ ૩૫ ॥

તારક મંત્ર ત્રીવેણી બોલે, જન પાયા સો કબુ ન ડોલે
બંકનાળ ઘર સોજો સેરા, ઉગે ભાન મેટે અંધેરા
ગંગા જમુના અમૃત ધારા સુગરા પીવે સનમુખ સારા ॥ ૩૬ ॥
જલમલ જોતી વરસે મોતી, નીરખે હંસા જેની નજર પોતી
હર હરી નરખે પરખણુ હારા, તીન ગુણસે ખેલે ન્યારા
ટંકશાલ પર ઘડે જે ધાટા, કોઇક સાજા કોઇક ફાટા ॥ ૩૭ ॥
ઘંટ ગરજે ઓર વાજે તુરા, લાગે ચોટ ભાજે સો કુડા
ખરા ખોટાકી ખબર કરાવે, સો સાહેબ કો લાલ કહાવે
સત સંગતમે સોબત કીજે, તોલ તપાસી ખરા કરીજે ॥ ૩૮ ॥
ઝીણા મારગ ઝીણા દેશ, મન કાફરકા મુંડો કેશ
પછમ દેશ સાચકા મેળા, ત્યાં ચલો ચઇતન થઇ ભેલા
માન સરોવર માણેક લીજે, અમૃત પ્યાલા ભરભર પીજે ॥ ૩૯ ॥
રતનાગરકી લહેર કરારી, ચલખે પંખી પંખ સમારી
તપત કુંડકી છોડો આશા, દેખો હંસા તખત તમાસા
રંગ મહોલમાં દમ દીદારા, આય દેખો હંસાકા દ્વારા ॥ ૪૦ ॥
તરોજી હંસા તારક તીર, આછાં પીયો નીરમલ નીર
સત્ય નામકી નીરમલ જોતી, પેરો હંસા પ્રેમકી પોતી
મમતા રંડી મેલો રોતી, ગુરૂ નીરંજન લેજો ગોતી ॥ ૪૧ ॥
ગુરૂમે ગરક સેરીમે સરક, લાલ કહેસો મરજીવાકા મરક

———:૦:———

છંદ

જીવન મુકતા, ચઇતન ચુકતા, રંરંકાર હેરાવંતા
ગ્રેહ વેરાગી, તનમન ત્યાગી, આશ નીરાશી ખેલંતા ॥ ૧ ॥
હરદમ હીરા, શબ્દ સધીરા, વેગમ ચાલ ચલાવંતા
ગ્નાન મુનીલાલ, આસન ધારી, ચડી ખુમારી ચઇતનતા ॥ ૨ ॥
ફરક ફકીરા, બાવન વીરા, અનભે વાણી બોલંતા
મન જાગત જાગત જોગી, લહે લાગત લાગત લાગંતા ॥ ૩ ॥
ભે ભાગત ભાગત ભાગેંગી, મેં મન માર મનાવંતા
કાયા કોટ કબજે કીન્ને, થંરકર થાણા થપાઇંતા ॥ ૪ ॥
તોડો ધાટા, ચલો નીરાટા, નહી પંથ નહી પરવારા
ખોલો તાળા, કરો અજવાળા, દશમે દેખો દીદારા ॥ ૫ ॥
ગડ ગડ ગાજે, નોબત વાજે, નવસો તાળા ખોલંતા
ભજન ભડાકા, ધરમ ધડાકા, હનમંત હાક બજાવંતા ॥ ૬ ॥

પથરા ફુટયાં, પાણી છુટયા, પાર બ્રહ્મ પરસાવંતા
કાયા વાડી, મનવા માળી, નીકેં નીર ચલાવંતા ॥ ૭ ॥
નીરગુણ સરગુણ, મધ્યે મારગ, શેષ કલા સમાવંતા
શેષ કલામેં, એક નીરંતર, ખોજંતા સો પાવંતા ॥ ૮ ॥
શબ્દે આયા, શંખ બજાયા, સુતા શેર જગાવંતા
દલી દલીકે, ચોક તમાસા, દેખ અદેખ દેખાવંતા ॥ ૯ ॥
અગમ દમ્મે સે દ્રષ્ટ મુષ્ટીમેં રામ સનેહી રમંતા
અખે મંડળ ઘર, આવો સંતો, સમઝુકા સબ એકમતા ॥ ૧૦ ॥
નીચા હોઇ સો, પરચા પાવે, રામ રમતા સો પારમતા
ધણી મળે, તબ ધોખા ભાગે, લાલમે લાલ મીલાવંતા ॥ ૧૧ ॥
માંયકા માંય ન્યારેકા ન્યારા, સોઇ સંત સાક્ષી વંતા
ખેચરીકા ખેલ અજર જર, ભુચરીકા ભ્રમના એ અજર જરના ॥ ૧૨ ॥
ચાચરીકાચાલ એ અજર જર, અગોચરી ઉન્મુની પાંચે મુદ્રા સાધંતા
સો જોગી જુગમે જાગંતા, ગુરૂજ્ઞાન ધ્યાન ધર જાવંતા ॥ ૧૩ ॥
બ્રેહ અગ્ની પ્રજારંતા, પાંચ પચીસકુ જારંતા
અજર જરતા અબધુતા, ઇંગલા પીંગલા સુખમન સાધંતા ॥ ૧૪ ॥
હંસ ત્રીવેણી બેઠંતા, ચંદ્ર સુરજ ચેતાવંતા
લોહા પારસ લાવંતા, કાગા પલટી હંસ કહાવંતા ॥ ૧૫ ॥
લાલ ઝરૂખે લાલ કહે, કોઇ પુરા સાધુ પરખંતા
હીરા માણેક, મોતી વરસે, નીરાધારમાં નરખંતા ॥ ૧૬ ॥
નીલા પીલા, શ્યામ સફેતા, રૂપ અરૂપે રમંતા
પૃથ્વી તેજ, પવન નભ પાણી, પાંચ તત્વ દર્શંતા ॥ ૧૭ ॥
ચાર વેદકા ભેદ બતાવે, એસા અલખ લખાવંતા
નવે નાથ, સત સમરૂ સંગે, સોહં શંખ બજાવંતા ॥ ૧૮ ॥
ઓહં સોહં, બ્રહ્મ સ્નાના, એક શીખર મઠ છાવંતાં
ઓ અવનાશી, બ્રહ્માંડ વાસી, સોહુ સદગુરૂ ગર્જન્તા ॥ ૧૯ ॥
અનહદ ગાજે, તીમીર ભાજે, સુનમેં શેર વસાવંતા
વેદ ન વાણી, પવન ન પાણી, સત લોક સધાવંત્તા ॥ ૨૦ ॥
જાહેર જોગી જાગંતા, જગત ગુરૂ જન તારંતા
તારક બ્રહ્મ સુનાવંતા, અનંત કોટ ઓધારંતા ॥ ૨૧ ॥
સત નામ ઠેરાવંતા, હર દરીયામાં હેરંતા
પછમ ઘરમે ઘેરંતા, સુખ સતારમે ઝીલંતા ॥ ૨૨ ॥
નીરમલ હોઇ ઘર આવંતા, દશમે મોલ દર્શન પાવંતા
એકમે અનેક સમાવંતા, અમરતમે મેલાવંતા ॥ ૨૩ ॥

તહાં અવીનાશી, આપો આપ, તહાં નહી કોઇ પુન્યને પાપ
દાતા ભુકતા સમરથ સોઇ, તારણ તરણ આપે હોઇ ॥ ૨૪ ॥
આકાર સાકાર, રંરંકાર નીરધાર, નીરભે મુરત નીરંતર
વાસ પરમ જોત શબ્દ પ્રકાશ, ॥ ૨૫ ॥
ત્યાં બેઠે પુરૂષ પુરાણી, લાલ કહે કોઇ ચીનો બ્રહ્મ જ્ઞાની
તાકે રૂપ ન કાયા, ધુપ ન છાંયા, ઉપજે ખપે સોમાયા ॥ ૨૬ ॥
ઓ આદ પુરૂષકા જ્ઞાન આયા, પરમ શબ્દકા પડે પતંગા
સત શબ્દ ઝણકારા, અકલ કલામાં આપ સરૂપી ॥ ૨૭ ॥
અકલ પુરૂષ દેદારા, એક પુરૂષકા સકલ પસારા
જાણે જાણુન હારા, સ્વર્ગ લોકમેં અકલ સ્વરૂપી
અમર લોક અવતારા ॥ ૨૮ ॥
સબમે ખેલે, સબમે ખાવે, સાહેબ જુગસે ન્યારા
લાલ કહે જો વ્રંદાવનમેં, કાન મુરલી વાળા ॥ ૨૯ ॥
સુધા મંદીર, સુધા ધામ, સુધા કુંજ બીહારી
ચાર ખુંટમેં આપા દીસે, કીરતાર ગીરીવર ધારી ॥ ૩૦ ॥
અગમ અગોચર, પરા પારહે, કરનીધર કીરતારા
પદ પ્રમાણા, લેખ લખાણા, સદગુરૂકા ઊપકારા ॥ ૩૧ ॥
પ્રાણ સાંકલી, થઇ સંપુરણ, અરથ ગરથમે આયા
સદગુરૂ મળીયા, રવી રામા લાલદાસ લવ લાયા ॥ ૩૨ ॥
વણ શ્રવણ, સો શબ્દ સુણીજે, વણ જીવ્હાકી વાણી
વણ નેણાસું, નીરખી લેજો, સમરથકી સેલાણી ॥ ૩૩ ॥
વણ વાદલ, વીજ ચમકે, વણ જોતી અજવાળા
વણઘંટા ધુંન, ગગન ગરજે, સદગુરૂ સરજન હારા ॥ ૩૪ ॥
રંગ મોહોલમેં, રવી રામહે, ભીતર ભાણ પ્રકાશાં
સદગુરૂ કબીર, રામા નંદજી, લાલ ચરણકા દાસા ॥ ૩૫ ॥
વરસ પચાસે, પ્રાણ સાંકલી, કહી સંપુરણ સાર
ભેદ અગોચર લાલ કહે, અરથ ગરથ તંત વીચાર ॥ ૩૬ ॥

## પ્રાણ સાંકલી સંપુર્ણ

———:—:———

## પદ ૪ અથ આત્મ બોધ ચીંતામણી પ્રારંભ

### છંદ ચોપાયા

પ્રથમ સમરૂં ગણપત સ્વામી, ભુલ્યા અક્ષર દીયો ભવાની
નમો નમો ગુરૂ આધ પુરૂષ અવતારી, સકલ ભવનમેં જોત તમારી ॥ ૧ ॥

સો જોતીમાં ધરીયા અવતારા, રમતા રામ સકલસે ન્યારા
તીન લોક માયા ફેલાણી, ચોથેકી ગમ વીરલે જાણી ॥ ૨ ॥
લખ ચોર્યાંશી ફરી ફરી આગ્યો, મરી મરી મનખા જનમ પાયો
કારીગર કીયા કમઠાણા, તુટા લાભ સો માંહી લખાણા ॥ ૩ ॥
લખ્યા લેખ મટે નહી લગારા, સમર્યાં નહી તેં સરજન હારા
માત પીતા સુત બંધવ ભાઇ, આ જગમે સબ જુઠ સગાઇ ॥ ૪ ॥
માટી ચુન ચુન મહેલ બનાયા, તાબીચ ભમરા ભરમેં ભુલાયા
ધન માલ ખર્ચે નહી ખાવે, પાછે હાથ ઘસંતા જાવે ॥ ૫ ॥
મુરખ કેતા મેરી માયા, ધન જોબન બાદલકી છાયા
જુવો વીચારી નર અરૂ નારી, ગુરૂબીન બેમુખ બાજી હારી ॥ ૬ ॥
રૂપ દેખીને સબકોઇ રાચ્યા, અરૂપકી કોઇ ખબર ન પાતા
વચન કરી દરગાહસે આયા, સો વચન મુરખ તેં કયું વીસરાયા ॥ ૭ ॥
સાંઇ ઝરૂખે દેખે ખ્યાલા, જીવડા તેરા કોણ હવાલા
સબ જુગ નીચા સાહેબ ઊંચા, ઘડી પલકકા માગે પરચા ॥ ૮ ॥
માન ગુમાન મતકર બંદા, હજુ ન ચેત્યો ગાફલ અંધા
જો તમ દેખો સો ઘર નાહી, છોડ ચલોગે એક પલ માંહી ॥ ૯ ॥
માથે મરણ તણા ભે ભારી, લેખા લેશે કૃષ્ણ મોરારી
રાવણ કંસ અકબર રાઇ, પલમે છોડ ચલે પાદશાહી ॥ ૧૦ ॥
એક દીન કુંચી લેગા દેરા, કોણ પુછંતા હુકમ તેરા
જુઠી બાજી ભુલ્યો પાજી, શીરપર સાહેબ રહ્યા છે ગાજી ॥ ૧૧ ॥
ચણીયા દેવળ ભાગી જાશે, ઉગ્યા છે તે આથમી જાશે
તન મન ધનકા ગર્વ ન કીજે, ભે ડર રાખી ભજન કરીજે ॥ ૧૨ ॥
કુચ્ચા હે કાયા કુમઠાણા, સચ્ચા હે સાહેબકા નામા
ચંદ્ર વીના જ્યું રેન અંધારી, ધણી વીના જ્યું રંડી નારી ॥ ૧૩ ॥
સદ્‌ગુરૂ વીના શબ્દ નહી જાગે, દીપક વીના અંધારો નહી ભાગે
ગુરૂવીના મીટે ન ઘોર અંધેરા, સુરજ ઉગ્યા બીન છપે ન તારા ॥ ૧૪ ॥
કરમ દંડ તો સબ કોઇ ભરસે, ધર્મ નીમ કોઇ વીરલા કરશે
રાજા દંડે અગન પરજાળે, રેન અંધારી તસ્કર તારે ॥ ૧૫ ॥
ભોંપા ભેળી રેન જગાવે, રામ ભજનમાં ઉંઘજ આવે
દારૂ પીવે બકરા મારે, દીલ ખોટા મુખ રામ પુકારે ॥ ૧૬ ॥
આતમ ઘાતી કર્મ કસાઇ, દયા મહેર તો દીલમે ન આઇ
બોલે ચાલે લે ઉસાસા, એતના આતમ રામ પ્રકાશા ॥ ૧૭ ॥
બકરા મારે માટી ખાવે, દાવે દાવે શીશ કટાવે
સદ્‌ગુરૂ સંતકુ સેવે નાહી, સગાકુટુંબકી વંદે બાહી ॥ ૧૮ ॥

ગુરૂકી આગે કછુ ન બોલે, જોર આગળ ગઠડી ખોલે
નટ ખટ બાજીગર ખેલે, ધોતી પોતી સબ કોઇ મેલે ॥ ૧૯ ॥
ભાંડ ભવાયા લાગે મીઠા, અનભે સદગુરૂ વીરલે દીઠા
નાટક ચેટક રૂડાં લાગે, ભેદુ દેખી અળગા ભાગે ॥ ૨૦ ॥
પૃથ્વી પર પાખંડ પુજાણા, ઠેંગા ઠોલી ખલક ઠગાણા
ઠગ ફાંસીયા મળશે ધુતા, રતનમણી તમે રખે ખોતા ॥ ૨૧ ॥
ચોરટા સાથે જગ લુટાણા, આદ્ય મુલકા મર્મ ન જાણ્યા
પાખંડ પુજે મુકતી ન હોવે, સદગુરૂ સેવે વીરલા કોવે ॥ ૨૨ ॥
શોભાકા તો દાન વખાણે, અભ્યાગતકી આદ ન જાણે
સ્વારથકી સબ બની સગાઇ, પરમારથકી કછુ ખબર ન પાઇ ॥ ૨૩ ॥
સાચી કહું તો કોઇ ન માને, જુઠી બાતે જગ પતીયાને
દાવામાં તો દુનીયા દુઝે, બેહદ વાતો વીરલા બુઝે ॥ ૨૪ ॥
ગરજ પડે તબ કરે ગુલામી, પીછે નુગરા હોય હરામી
વાદ વદે સો દોઝક પાવે, પંચ તત્વમાં કુડ ન સમાવે ॥ ૨૫ ॥
છત્ર પત્ર સબમાં લાગી, ત્રીગુણી માયા વીરલે ત્યાગી
થાપ ઉથાપ કરે બહુ તેરા, નરભે પદકા કરો નીવેડા ॥ ૨૬ ॥
પંડીત કાજી ભરમે ભુલ્યા, સત છોડી અસતકુ બોલ્યા
રાજા મજા કાફર જ્ઞાની, ખરાં ખોટાકી ખબર ન જાની ॥ ૨૭ ॥
સબ કોઇ અપના રાહ વખાણે, કુદરત કલા કોઇ વીરલા પીછાંહો
ઘાટ બંધાણા ન્યારા ન્યારા, ઠાકર એકને અનેક પુજારા ॥ ૨૮ ॥
ભણીયા ગણીયા પાછા પડીયા, હર હેમાળે હાડ ન ગળીયા
કુબુધ્ધી કોરા જ્ઞાનજ કુટે, થોથે કરમ જંજીર ન છુટે ॥ ૨૯ ॥
ખોટા કરકર દુનીયા બાંધી, ખરાં ખોટાકી ખબર ન લાધી
જોગી જતી દમડા જોડે, છુટયાહે પણ બંધા બોલે ॥ ૩૦ ॥
પીર પેગમ્બર કરે પોકારા, ઇંડ ફોડ કોઇ નીકસે ન્યારા
ઓરનકું તો કરે ઉજીયારા, દીપક નીચે રહે અંધેરા ॥ ૩૧ ॥
ઓળખ્યા વીના અંધા અથડાવે, પારખ વીના પીયુ કહાંસે પાવે
એક કરી દેખો દુજામત ધારો, જનમ સંગાથી કયું વીસારો ॥ ૩૨ ॥
પીંડ પડે તબ જીવ કયાં જાશે, અંતકાળ તમે જુવો તપાસી
મુવા પીછે જીસ ઘર જાણા, સો ઘર હંસા કરો પીયાણા ॥ ૩૩ ॥
ધણી આગળે જોર ન ચાલે, જોગી વેરાગી સબ કોઇ માલે
જાણપણામાં સબ કોઇ જાડા, અર્થ નીયમમાં ખેલે આડા ॥ ૩૪ ॥
હદ બેહદકી બાત બતાવે, અનહદકી ગમ વીરલા પાવે
નીર નવાણે ધરમ ઠેકાણે, અવીગતકી ગત વીરલા જાણે ॥ ૩૫ ॥

સેવક મલીયા મીઠા બોલે, ઓર ભેખસે ટેડા ખેલે
દમડી કારણ દે પરમોદા, ખબર વીના નર લુટે લોધા ॥ ૩૬ ॥
સત ધરમકી ખબર ન જાણી, સુખ શાંતીમે ભુલ્યો પ્રાણી
જુઠા મઠ મઢી ઓર દ્વારા, છોડ પ્રપંચ ચલો નીરધારા ॥ ૩૭ ॥
ચલબે હંસા સદગુરૂ પાસા, ઘટમે કીજે જ્ઞાન પ્રકાશા
ગુરૂ મીલે ગુરૂ જ્ઞાન બતાવે, ભુલ્યા હોઇ તો ફેર સમઝાવે ॥ ૩૮ ॥
સુનબે પંખી અગમકી વાણી, ઝીણી વસ્તુ વીરલે પાછાની
ભગત ભેદ સબ જુગસે ન્યારા, સો કોઇ સમજે સમઝણ હારા ॥ ૩૯ ॥
કુડા કપટી ધરમ ઘટાવે, પુરા હોઇ સો પ્રેમ વધારે
કરમ ભરમકા ભાંગો તાળા, સદગુરૂ શબ્દે કરો અજવાળા ॥ ૪૦ ॥
અલખ નીરંજન ઓળખી લેજો, દયા ધરમ લઇ દરશન કરજો
સદગુરૂ પુરા પર ઉપકારી, તાકું સેવે શીષ્ય અધીકારી ॥ ૪૧ ॥
પુજાકા ફલ પાવે સોઇ, જાકે ધડ પર શીશ ન હોઇ
ખાંડા ધાર ખરા કોઇ ખેલે, પ્રેમ કટારી ભીતર ઝીલે ॥ ૪૨ ॥
જો તન લાગી સો તન જાણે, વણ લાગી કેસે પતી આણે
કુદરત કલા અકલ ગતી ન્યારી, સો લાલ વસ્તુ વીરલે વીચારી ॥ ૪૩ ॥
સો વસ્તુ અમુલ વીરલા પાવે, મુરખ મીથ્યા જનમ ગુમાવે
હસ્તી મોટા મારગ ઝીણા, કયું કરી પેંહોચે દુર પીયાણા ॥ ૪૪ ॥
પાંચ પચીસકું સરપટ મારો, ભટકલ મનકો ઠીક ઠેરાવો
ગડબડ ગુંડા મતકર મુંડા, અરથ ગરથકા મારગ ઉંડા ॥ ૪૫ ॥
ડગમગ ડોલા મતકર ગોલા, દીપક જોત લગેગા ઝોલા
તનકર દીપક મનકર બાતી પ્રેમ તંત સોજો દીનરાતી ॥ ૪૬ ॥
શબ્દ કુંચી ગુરૂગમ તાળા, અલખ બુધિસે કરો અંજવાળા
મેરૂ શીખર પર સાહેબ કી સેવા, ઘટમાં પુંજો આતમ દેવા ॥ ૪૭ ॥
આતમ હંસ પરમ હંસ કહાવે, જીવ પલટે તબ શીવ કહાવે
ખોજી ખોળી ખરા કરીજે, સોજી સમઝી સહી કરીજે ॥ ૪૮ ॥
નીરખી પરખી નીશ્ચે કીજે, અમૃત નામ અમીરસ પીજે
સત લોક સત ગુરૂકા થાણા, પ્રેમતંતકા હ્યો પરવાના ॥ ૪૯ ॥
આવો હંસા મળીયે ભાઇ, આદી અંતકી કરો ઓળખાઇ
આયા અભ્યાગતકો ગુરૂકરી જાણો, મરજીવા થઇ મેરામ માણો ॥ ૫૦ ॥
ખાવો ખરચો કરો ભલાઇ, હાથ દીયા સો સાથે આઇ
ગુરૂમુખ વાબ્યા હરીમુખ પાયા, અભેદાન અમરાપુર આયા ॥ ૫૧ ॥
સદગુરૂ સાચા અવીચલ વાચા, કોટી જનમ ફલ માગે પરચા
સેવો પુજો સદગુરૂ સ્વામી, તાકું મીલે નીરંજન નામી ॥ ૫૨ ॥

પ્રેમ ભકતી પુરા કોઇ પુજે, શબ્દ સાખી સમજ્યા કોઇ સુઝે
રતન પારખુ તુરત પીછાને, અદલ ખરા સોઇ લાલ વખાને ॥ ૫૩ ॥
જાડા ગલી મળી ઝીણા થાજો, પોચ્યાના પરવાના લેજો
જનમ સુફલ કરજો નરનારી, લાલ કહે છે પ્રગટ પોકારી ॥ ૫૪ ॥
દાન સુપાત્રે વર્તો વેળા, ઉગે ભાન મીટે અંધેરા
સમો વરતે કોઇ સંત સુહાગી, જાકી તુરત સુરત સાહેબસે લાગી ॥ ૫૫ ॥
દયા મહેર આશીશ ઉર ફળસે, તાંકો અમર લોક અવીનાશી મળશે
આતમ બોધ અગમકી વાણી, લાલ કહે છે સાચી સેલાણી ॥ ૫૬ ॥
રવી ભાણ ગુરૂ ભેદ બતાયા, આતમ બોધ લાલ ફરમાયા
સતકા પુત ધરમકા મેળા, ભાવે ભકતી કરજો ભેળા ॥ ૫૭ ॥
સાચી કરણી સાધુ સીધ્યા, ગળીયા મળીયા મહારસ પીધા
દાસ ગરીબી ચરણ પખાળો, ઉન્મુની જરણા સાહેબ નીહાળો ॥ ૫૮ ॥
આદી પુરૂષ અવીનાશી ઓહી, સેવો પુજો સદગુરૂ સોહી
અણછતીઆ થઇ અર્પણ કરો, મરજીવા થઇ સાહેબને મળો ॥ ૫૯ ॥
અલખ પુરૂષમાં સંત સમાણા, પુરે પાયા સો પરમાણા

## દોહા

પરમાના પ્રેમ તંતકા રવી ભાણ લખાયા
મોર છાપ રામ કબીરકી, લાલ ચરન સુખ લાયા ॥ ૬૦ ॥
ભરમ કમરકા ભય મીટયા, આયે સદગુરૂ પાસ
લખી લીયા લાલ દાસ, મીટ ગયા આવન આસ ॥ ૬૧ ॥
આવન જાવન મીટ ગયા, ભાંગ્યા મનકા ધોકા ભારી
લાલ કહે સદગુરૂ મીલા, શુધ્ધ વાત વીચારી ॥ ૬૨ ॥
કરમ સબહીકા મીટા, હુવા નીરાલા નામ
સદગુરૂ આગળ લાલદાસ, બેઠ કરૂં પ્રણામ ॥ ૬૩ ॥
પંખજુ આઇ પ્રેમકી, ઉડ ચલે અસમાન
સદગુરૂ મળીયા સુન્યમેં, ધાય કર્યાં પ્રણામ ॥ ૬૪ ॥
ગુરૂ બીન જ્ઞાન ન પામીયે, ભય વીન ભજન ન હોય
પ્રેમ વીના પોંચે નહી, લાલ પરખીને જોય ॥ ૬૫ ॥
ચડી ખુમારી વ્રેહકી, તાળી લાગી તીર
લે લગનમેં લાલદાસ, પોંચે કોઇ સંત સગીર ॥ ૬૬ ॥
જ્ઞાન ગુરૂકા ગોદડી, શબ્દ ગુરૂકા ભેખ
નામ ફકીરી લાલદાસ, જું વીરલાકું દેખ ॥ ૬૭ ॥
હરીજન હરી દરબારમેં, પ્રગટ કરે પોકાર
શબ્દ પારખુ લાલદાસ, સમજે કોઇ સમજન હાર ॥ ૬૮ ॥

ધારા વર્ષે ધરમકી, મંડીયા મેઘ મલાર
પ્રતીત હોય સો પામશે, લાલ કરે દેદાર ॥ ૬૯ ॥
કરતા રૂપે કૃષ્ણજી, વનમાં વેણું બજાય
સહસ્ત્ર ગોપી લાલદાસ, મોહી રહી મન માંય ॥ ૭૦ ॥
તન મનકી શુધ ના રહી, સુણી શબ્દકી સાન
સહસ્ત્ર ગોપી લાલદાસ, ધર્યું તખત પર ધ્યાન ॥ ૭૧ ॥

ઇતી શ્રી આત્મ બોધ ચીંતામણી સંપુર્ણ

---:o:---

## પદ ૫ અથ ચાંદરણા છંદ લીખ્યતે

કાયા નગરી માંય, મન મેવાસી રાજા
કામ ક્રોધ અહંકાર, બડે હેં હરામ જાદા
કહ્યા ન માને કોય, મમતા મોહીયા
હરહાં લાલ કહેજી, મનખા રતન સાર
ખબર વીના ખોઇયા ॥ ૧ ॥
જગત મોહ જંજાળ, ફોકટ મન ફેરા ખાયા
ચલ્યો અંધકી ચાલ, અખેલી ખેલ ખેલાયા
સમજ્યો નહી લગાર, મુરખા મુંઢ ગમારા
હરહાં લાલ કહેજી, દીયા નામ વીસાર બંધીયા ભેકા ભારા ॥ ૨ ॥
બંધ્યા જુગ સંસાર ત્રીવીધી ફંદમેં
ભુલ ગયો હરનામ, પડયો હે ધંધમે
રંડ દુવાગમણ નાર, ધણી વીના ધકકા ખાવે
હરહાં લાલ કહેજી, માર પડે જમદાર ગુરૂબીન કોણ છોડાવે ॥ ૩ ॥
ગુરૂબીન ઘોર અંધાર, ભ્રમના કીનું ન ભાંગી
હીંદુ મુસલમાન, સુણો જોગી વેરાગી
સદગુરૂ મીલે તબીબ, ઉતારે પડલાં
હરહાં લાલ કહેજી, લગે શબ્દકી ચોટ, કે તાળાં ઉઘડયાં ॥ ૪ ॥
રાજા પ્રજા ભેખ, સબે અપનેકું તાણે
કોરા કુટે ગ્નાન, શબ્દકા ભેદ ન જાણે
ભકતી ખાંડાધાર, મોજ મરજીવા પામે
હરહાં લાલ કહેજી, સમજે વીરલા સંત ઓર સબ જનમ ગુમાવે ॥ ૫ ॥
દગા કુડ પરપંચ, જુઠ ના બોલીયે
પાંચ પચીસુ ચોર, પકડ પરમોદીગે
પરનીંદા પરનાર, ખરાબી લાલહે
હરહાં લાલ કહેજી, સાચો નામ સંભાર, સોઇતો સતહે ॥ ૬ ॥

બંદા મકર ગુમાન, ધણીકા જો ડર રાખો
મેલો મત પાખંડ, દેવકા દર્શન દાખો
સદગુરૂ શબ્દ પીછણુકે, ખમીયા ધીરમે
હરહાં લાલ કહેજી, રમત દેખો રામ, ત્રીવેણી તીરમે ॥ ૭ ॥
ત્રીવેણી કે તીર, પારખું પરખે નાણા
હરી રતન અમુલ, વસ્તુકા કરે વખાણા
ધરે શુન્યમે ધ્યાન, ભજન રહે ભરપુરા
હરહાં લાલ કહેજી, પારખ જનકે પાસ સોઇ જન રહે સનુરા ॥ ૮ ॥
લગન પ્રેમ પરતીત, ખરૂંકા ખેલના
કાયર ભાગ્યા જાય, કબુ નહી છેલના
શુરા પુરા સંત, ઠીક ઠેરાવહી
હરહાં લાલ કહેજી, હરીજન હંસા હોય, હીરા પરખાવહી ॥ ૯ ॥
પ્રેમ હંસકા ભેદ, કહું સાચી સેલાણી
મુખ કમળકે માંય, બોલે અમૃત વાણી
અરથ ગરથ વીચાર કે, કીંમત શું કીજીયે
હરહાં લાલ કહેજી, વસ્તુ અમુલખ ચાહુ, નેનભર લીજીયે ॥ ૧૦ ॥
ચલો દેવ દરબાર, દોડ દર્શન કીજીયે
ઠાકુર મંદીર માંહી, પ્રેમ રસ પીજીયે
સુન મુરલી ઝણકાર, મોલમેં જ્યોત પ્રકાસા
હરહાં લાલ કહેજી, લાલ ઝરૂખે લાલ, દેખીયો અજબ તમાસા ॥ ૧૧ ॥
વણ વાદળ વણ વીજ, વરસે અમૃત ધારા
ચેતન ચતુર સુજાણ, પીવે કોઇ પાવન હારા
વીણ શ્રવણ ઝણકાર, નેણ વીન જોવે નીરધારા
હરહાં લાલ કહેજી, બીન ચંદા બીન સુર, નીરંતર દેખે નીરાળા ॥ ૧૨ ॥
પુરવ જનમકી પ્રીત, પીયા સંગ પરગટ પાઇ
આજ કાલકી નાઇ, આદીકી હે ઓળખાઇ
લહેર મહેરકી બાત, હુકમસે હોતહે
હરહાં લાલ કહેજી, અગમ તમાસા દેખ, નીગમસે કહતહે ॥ ૧૩ ॥
અણઘડ આતમરામ, ઓળખી લીજીયો
સેવા પુજા સાર, પ્રેમ કર પુજીયો
દાન પુણ્ય દેદાર, ધણીકું ધાઇએ
હરહાં લાલ કહેજી, જબ રીઝે કીરતર, પરમપદ પાઇએ ॥ ૧૪ ॥
પ્રેમ ગુરૂકે પાસ, સાચ નરવાણ પતીજે
વાલ પણાની વાત, સમાગમ હલમલ કીજે
દાસ ભાવકી પ્રીતી, હળી મળી મહારસ માણે
હારહાં લાલ કહેજી, આદી પુરૂષ ભરથાર, જેને ભેટયા સો જાણે ॥ ૧૫ ॥

સેજ પલંગપર સોઇ સોહાગણ શામકી
જીન કીયા નીરંતર વાસ, હોઇ હુર નામકી
અવનાશીકે અંગ, સંગમેં સદા સવાઇ
હરહાં લાલ કહેજી, સદગુરૂકે પ્રસાદ, કાયમકી કુદરત પાઇ ॥ ૧૬ ॥
સદગુરૂકે પ્રસાદ, દેવ દેવલમેં દરસ્યા
અરસ પરસ ભયા એક, પીયા સંગ પરસ્યા
મળ્યા ભાવ સુભાવ, શામકે સંગમેં
હરહાં લાલ કહેજી, ખીમ ભાણ રવી રામ, રમે ત્યાં રંગમેં ॥ ૧૭ ॥
ઇતી ચાંદરણા છંદ સંપુર્ણ

———:—:———

પદ ૬ **અથ સાંકલી પ્રારંભ**

કોરમ કોરી કુંડી બાંધે, કોરમ કોરા ભાવ
કોરમ કોરા મન ફરે, સો જીત્યા હાર્યા દાવ
સત શબ્દકા ભેદ ન જાને, ભકત કહાવે સાચા
છાપા તીલક બનાઇ બેઠા, મનકા મતાહે કાચા
કાચે મતે ભકતી ન હોઇ, કીસ વીધ ઉતરે પારા
આવે જાવે ફેરા ખાવે, શીરપર બેકા ભારા
ભાવ વીના ભકતી નહી હોવે, હેત વીના હીહોરા
લાલ કહે એ લગન પખેણા, ઓછા ફરે અધુરા ॥ ૧ ॥
પક્ષા પક્ષીકા પખા છોડો, નર પક્ષ ખેલોં ન્યારા
આતમ સોજો અગમ વીચારો, મગન રહો મતવારા
મતા મતીકા મતા છોડો, મતી સરવે માયા
ખેલ મચાવી ખ્વારી કીના, રંડીયે ઘણા રંડાયા
હું તું માયા જગ ભરમાયા, ઓસો ખોળી ખાયા
અંધે અંધા ઠેલ દીયાસો, લેકરે લેવાયા
જુઠી બાજી જુગ ભરમાયા, ભેખ ભયા મસ્તાના
ઘણા પખેણા ધકકા ખાવે, કહે લાલ દીવાના ॥ ૨ ॥
ખટ દરશનમેં સબ કોઇ ખેલે, મનમુખ માયા ધારી
કહાંસે આયા કહાં તુમ જાશો, દેખો તંત વીચારી
ખબર વીના સબ ખોટી બાજી, ખોટ દુનીયા ખાઇ
જમકે આગે માર પડે તબ, કહો જીવ કહાં જાઇ
કચ્ચી કાયા કચ્ચી માયા, કચ્ચા હે કમઠાણા
ઝપટ જીવકું લે જાવેગા, જમ જાલુમકા થાણા

છોડ દે આશા ખેલ નીરાશા, ક્યું ભુલે મન ભાઇ
લાલ સદ્દગુરૂ કહી સમઝાવે, ચળટ દે બન્નાઇ ॥ ૩ ॥
તન મુંડાયા શીશ મુંડાયા, મન મુંડાયા નાહી
ધોકા પંથે દુનીયા ખાંધી, ફેર ચોર્યાશી માંહી
હે નીરધારા અલખ અપારા, અમથી દીસે માયા
જોગી જતી તપશી મુની, સબ દેખી ભરમાયા
જંતર જીવા મંતર માયા, સબ સીધી વહેવારા
કામણ દુમણ મનકી બાજી, જોગ પંથ હે નીરધારા
ખમ્યા ખલકા સંતોષ ટોપી, સત સબુરી રાખો
ઉન્મુની મુદ્રા પેર અગોચર, અલખ નીરંજન નરખો ॥ ૪ ॥
તુરત સુરતકી શેલી શીંગી, મન પવનકી માલા
જરણા ઘરમે જાપ જપીજે, ભજન કરો નીરધારા
પાંચુ ચેલા રહે અકેલા, કાયા નગર ચેતાવો
સત શબ્દ શંખ બજાવો, સુરતા શેર જગાવો
જીન ખોજા તાકું ખબર મીલેગી, જન દેખ્યા સો જાણે
જોણી છોડ અજોણી આયા, પહુંચા સોઇ પીછાણે
પુરવ દીશા ચલ કર આવો, પછમ કરો પ્રકાશા
રંગ મહેલમાં રેજો લાલા, દેખો તખત તમાશા ॥ ૫ ॥
આપા ત્યાગી મન વેરાગી, સુરત સાહેબસે લાગી
પ્રેમ પીયાલા પી મતવાલા, જખ મારેગા જમ પાજી
હારદ હંસા પાર પુગીયા, હજુર ચાકર હોઇ
નીરાધાર કરતાર બીરાજે, નરખે દરસન ઓઇ
નહી ઓ છોટા નહી ઓ મોટા, નહી હલકા નહી ભારી
સબ ઘટ સાક્ષી અંતર જામી, ઓ બાળ બ્રહ્મચારી ॥ ૬ ॥
સતગુરૂ સાહેબ સત સરવંગી, સુલટા અલખ જગાવો
સત સ્વરૂપી ભીક્ષા માગે, સંતોશ રૂપી પાવો
સદ્દગુરૂ કરતા સદ્દગુરૂ જરતા, સદ્દગુરૂ શબ્દ સ્વરૂપી સ્વામી
લાલ કહે ગુરૂ અંતર જામી, અદલ ફકીરી અનામી ॥ ૭ ॥
હુંબી નાહી તુંબી નાહી, મનબી નાહી માયા
શબ્દ ઉદાસી બ્રહ્મ વીલાસી, લાલ કહે કોઇ વીરલે પાયા
લાલ કહે મોહી સદ્દગુરૂ મળીયા, રવીરામ ગુરૂજ્ઞાની
સત શબ્દકા ભેદ બતાયા, નામ દીયા નીરવાની ॥ ૮ ॥

ઇતી શ્રી લાલ સાહેબ કૃત સાંકલી સંપુર્ણ

પદ ૭ **રેખતા**

ચેત બે ચેત અચેત ક્યું આંધળા, આજ ઓર કાલમે ઉઠ જાઇ
મોહકા છોહમે સાર નહી શુદ્ધકી, અંધકે ધંધમે જનમ જાઇ
કાલકું મારકર કુબુધકું બોધકર, ભરમકા કોટકું ભાંગ ભાઇ
ખબર કર ખબર કર બોલલે નામકું, યાદ કર શબ્દ સંભાળી ગુરૂ જ્ઞાનપાઇ॥૧॥
મુળકું બંધકર સુરતકું સંધકર, તુરતકી ધારપર ખેલ ભાઇ
પ્રેમકા બાણુ કર અગમ નીશાન કર, સંગમમે સતગુરૂ સોજ પાઇ
મનકું સુરકર નજરમે મુરકર, ઉલટે સુલટમેં આઇ ભાઇ
ગગનકે મહેલમે અજ દેદાર હે, લાલકું સોજ કર લાલ પાઇ ॥૨॥
ડારબે ડારતું ડાર ભુંભારકા, માન અહંકાર અભીમાન પ્યારા
મોહ પર પંચમે મુઢ માયા મતી, રાત દીવસ નહી હોત ન્યારા
ખેલ અખેલમે ખેલ ખેલાવતા, ખેલકે ખેલમેં ખુબ યારી
ઝેર માયા વીષે વાસના લહેર, કાલ જમ જાયગો ઝપટ મારી ॥૩॥
ઝપટ લે જાયગા બહોત દુખ પાયગા, ફેર પસ્તાયગા ફેર ફેરા
આયગા જાયગા મારખી ખાયગા, ચેત બે ચેત મન મુંઢ મેરા
પાંચ પચીસકું માર મે જુતકર, છોડ પરપંચ એ ખેલ ખોટા
મનકું જીતકર નામ પરતીત કર, માર ગુરૂજ્ઞાનકા શબ્દ સોટા ॥૪॥
શબ્દ ગુરૂજ્ઞાનકા સત શમશેર હે, માર મેદાનપર ઘેર ઘેરા
આવ બે આવતું અગમકા દમ પર, નજર ભર દેખ સાહેબ તેરા
શબ્દકી સેનમે શબ્દ સમઝાવલે, શબ્દ તો સત હે ઓર માયા
લાલકે તખતપર તંત તાલી લગી, લાલસે લાલ મીલ પુરૂષ પાયા ॥૫॥
સત સાહેબ રવી ભાંણ કબીરજી, જ્ઞાનકા બાણ ગુપત ચલાયા
ગુંજ ગુરૂ જ્ઞાનકા શબ્દ સોઝી મલ્યા, સોજતે સોજતે શહેર પાયા
મુગત મેદાન પર જુગત ભારી કરી, પાંચ ભુતંનકુ ઘેર લાયા
સુલટ મહેબુબસે મન મેળા કીયા, દાળ જંજાળકું ખોજ ખાયા ॥૬॥
નામ નરવાણ નર ધાર નરભે લીયા, પ્રગટે ભાણ ગઇ છોત છાયા
અધર સાકારમે અજબ શોભા કરી, ઝલમલ જોત ઝણકાર લાયા
સુખ સાગરમે સ્વાંત જળ વરસીયા, નીરમલ નીરમેં હીર પાયા
લાલકે તખત પર તંત તાલી લગી, લાલસે લાલ મીલ પુરૂષ પાયા ॥૭॥
ઇતી શ્રી લાલ સાહેબ કૃત રેખતા સંપુર્ણ

———:o:———

પદ ૮ **સવૈયા**

બાહીર સંત કહાવત સજ્જન, ભીંતર મન બીજો બદલાવે
ગુણ ન દોષ લીયે સંગ ડોલત, છાંડી આરાધ વીરોધ કમાવે

કોઇકું નીંદત કોઇકું વંદત, થાપ ઉથાપ ભુલ્યો ભરમાવે
આતમ બ્રહ્મ ચીન્યા વીના મુરખ, ધણીકું છોડકે ધક્કા ખાવે
લાલ કહે સત નામ સહી કર, આપમે ખોજતે આપમે પાવે ॥ ૧ ॥

અન્ન પાણી લાવે આપ ઉપાયા, ને લોક કહે એતો હમ કમાયા
શાહુકા ધન વાણોતર વોરીયા, મુરખ કહે એતો મેરીહે માયા
રાજાકો કુંવર ગોલી ધવાવત, અંધલી કે એતો બંદીકા જાયા
ખરા ખોટાકી તો ખબર નાહીને, દેખા દેખી કરી સબકો ધાયા
લાલ કહે નીરાધાર પુરૂષ, અવીગતકી ગત કોઇ વીરલે પાયા ॥ ૨ ॥

શીખીયા સુનીયા જ્ઞાન બતાવત, પારકી પુંજી તું કરે વેપારા
કથત બકત ઠોર ચલાવત, ઝુઝે સીપાઇ ને ફુલે પીંજારા
ઓરન કું પરમોદ લગાવત, દીપક નીચે રહે અંધીયારા
આપ મુવા વીના મુકતી નાહીને, પીંડ ખોજયા વીના પાવે નહી પારા
લાલ કહે એતો ગેબકી બાત, કુદરત જાણે કોઇ જાણણહારા ॥ ૩ ॥

બાહેર ભીંતર એક નીરંતર, આતમ રામકુ, ઓળખ ભાઇ
શામ સતંતર નામ નીરંતર, જીનકી જોતી સકળ છવાઇ
ગુરૂ સંતકું સેવ સહીકર, ચરણ કમલમેં શીશ નમાઇ
હરી હરીજન આપ નારાયણ, અસતકું મોહી રામ દવાઇ
લાલ કહે રવી ભાણ કબીરજી, તારક મંત્ર દીયા બતલાઇ ॥ ૪ ॥

સત શબ્દ શીશ મેલી તુમ, પ્રેમ પ્યાલા પીવ લો પ્યારા
રામકા રંગ ચઢે દીલ ભીંતર, રોમહી રોમ હોવે રંરંકારા
કમલકુંપલ સાખા મેલે દેખે, ત્રીવેણી ઉપર તત્વ વીચારા
ઉલટી ગંગ સુમેરકા સંગમ, નાહી ધોઇ થાઓ નીરમલ ન્યારા
લાલ કહે નીજ નામ નીરંતર, નીરખી પરખી કરો દીદારા ॥ ૫ ॥

દરસન પરસન ભાંવ સુભાવસુ, હેતે પ્રીતે હરી સંગ મલીજે
શુરા થાઓ સુક્રીત સંભાળો, પુરા થાઓ પરમારથ કીજે
કારજ શુધ્ધ કરો ધરણીધર, શ્યામ આગે સનમુખ રહીજે
હજુરી ચાકર ધણીકું ધાવો, મળી ગળી તુમ મહારસ પીજે
લાલ કહે તેરા જન્મ સુફલ, કરના હોય સો આજ કરીજે ॥ ૬ ॥

સઇતાન તોફાન છોડી દીયો, કુડ કપટ પાખંડ પરહરો
તન મન ખોજો દીલ પાક કરો, હરદમ સાહેબ યાદ કરો
અજર જરો ઉન્મુન રહો, સોઇ સત ધર્મ કું સાંઇ કરો
સત સાહેબકું સાચ પીયારા, પ્રેમ પ્રતીતસે પુન્ય કરો
લાલ કહે ઘટ ઘુંઘટ છોડકે, સાચ વાદી તુમ સેવ કરો ॥ ૭ ॥

પદ ૯ છંદ

આદી અખંડ અલેખ નામસે, નીરભય ગાયા
સત્ય નામકી શીર, સેજમેં શબ્દ સુનાયા
ભવ સાગર કે બીડ, તાર તમ તીરે લાયા
જૈસે ગજકા બંધ, છીનમેં દીયા છોડાયા ॥ ૧ ॥

અપનો જન પ્રહલાદ, રાખીયો તેં રઘુરાઇ
મંદીર ફર્યો, નામ દેવકી ગઊ જીવાઇ
દ્રુપતીયાંકા ચીર, પુરીયાં પલમે આઇ
અમૃત કીના ઝેર, બચાઇ મીરાબાઇ ॥ ૨ ॥

નારાયણ નીરધાર, ભક્ત જન અપને પ્યારા
પંચકીના પાર, કુંતાકા પાંડવ સારા
સવરી કેરા બોર, પ્રીતસુ પાયે પ્યારા
અહલ્યા શલ્યા તાર, કીયે રજમે રણુંકારા ॥ ૩ ॥

ભક્ત અનંત અપાર, તાર તુમ કીના તારા
લાલદાસ આધીન, કહે રવી ગુરૂ મતવારા
સદગુરૂ સરજન હાર, સદગુરૂ હો સતનામી
સદગુરૂ પુરણ બ્રહ્મ, સદગુરૂ પરમ નીશાની ॥ ૪ ॥

સદગુરૂ આદી અલેખ, સદગુરૂ અખે અનામી
સદગુરૂ સબકા દેવ, સદગુરૂ કછુ ન ખામી
સદગુરૂ નામ દયાળ, સદગુરૂ સાહેબ મેરા
સદગુરૂ આય ન જાય, સદગુરૂ ડગે ન ડેરા ॥ ૫ ॥

સદગુરૂ ભાણુ કબીર, અગમસે રવીગુરૂ આયા
કીયા પ્રેમ પ્રકાશ, મીટાઇ મનકી માયા
સદગુરૂ શબ્દ પ્રકાશ, કીયા મટીયા અંધારા
આરપાર એક તાર, ભયા અનભે ઉજીયારા ॥ ૬ ॥

દેખ્યા આદી અલેખ, પુરૂપ અનભે અબધુતા
વાકું રૂપ ન રેખ, નહી કોઇ છાયા ધુપા
અધરદલીચા એક, અનહદ શબ્દ ઉજારા
નીરાલંબ નીરધાર, ઝરે ત્યાં અમૃત ધારા ॥ ૭ ॥

હરી જન હંસ હજુર, પીવે કોઇ પીવન હારા
શીખર સુન્નકે બીચ, સદગુરૂ હે કીરતારા
લાલ કરે પ્રણામ, રવી ગુરૂ સનમુખ સારા ॥ ૮ ॥

પદ ૧૦ અષ્ટ પદી

રી જન હીરા વણઝારા, સાહેબકુ સાચ પીયારા, હે હંસા હીરાકા ॥ ટેક ॥
ાધો બાંધો મુળકું ખોજો, કરજો તંત વીચારા
ાઘટ ઘાટ અગમકા મારગ, સોચે નર સચીયારા ॥ ૧ ॥
ાધો દીલમાં દેખો શબ્દ પરખો, નરખો તન સારા
ટક મોરા કુબુધી કોરા, દુર કરીજો ન્યારા ॥ ૨ ॥
ાધો ખરી કસોટી હીરા, ખમસે ખોટા ભાગે કુડા
ગે ચોટ ભાંગે નાહી, સોઇ સંત હે પુરા ॥ ૩ ॥
ાધો પુરાસો પરમારથ કરશે, પુજે સાહેબ પ્યારા
ડા કાયર ફરે અધુરા, ભુલે જનમ ગેમારા ॥ ૪ ॥
ાધો અવળે કરમે જીવ બાંધીયા, સવળો નહી સોહાવે
દગુરૂ સુધા શેર બતાવે, આંધળા ઉજડ જાવે ॥ ૫ ॥
ાધો સદગુરૂ તબીબ સાધ જગતરા, અંધલારા પડળ ઉઘાડે
ષ્ટ ખુલે દેખે અંજવાળે, ભેદુ ચશ્મે ભાળે ॥ ૬ ॥
ાધો અવગુણ મેટો ભાવે ભેટો, ઓળખો આતમ રામ
તે મળજો સેવા કરજો, પોંચો અમર ધામ ॥ ૭ ॥
ાધો અધર મોલમાં અલખ બીરાજે, ઝલમલ જોત જાગે
ખતા હોય સો દરસન પાવે, ભેટયા ભ્રાંત ભાગે ॥ ૮ ॥
ાધો અષ્ટ પદીકા અરથ અગોચર, ગરથ મોઘા મળશે
ંત ઝવેરી પારખ પુરા, અસલી ઓળખી લેશે ॥ ૯ ॥
ાધો પ્રેમ હંસ મલ્યા પરચા પાયા ભેટયા સમરથ સોઇ
ાલ રવીકા બાળક બોલે, ભકત શીરોમણી જોઇ ॥ ૧૦ ॥

———:—:———

પદ ૧૧

કતી ખાંડાની ધાર રેહાં, કોઇ વીરલા પોંચે પરા પારરેહાં ॥ ટેક ॥
અચળ મન નીશ્ચે ધરો, કાયા ધડકું ઘેરો
ીલ બીચ ડેરા દીજીયો, હરદમ રાખો હેરો ॥ ૧ ॥
વેત ઘોડે નકલંક ચડીયા, ટોપ સંતુકા સાર
રણુારા જામાં પેરીયા, તંત નામ તરવાર ॥ ૨ ॥
સત ધરમ સરદાર હે, ભાલા ભાવરા લીધા
અંહકાર અભીમાન મોહકું, કુબુધી કબજે કીધા ॥ ૩ ॥
નુધ ચડાયા ધ્યાનકા, બાણ પ્રેમકા છુટયા
રમ કરમ ભડ ભાંગીયા, સુરે સાંસા મેટયા ॥ ૪ ॥

દુસ્મન વેરી વશ કર્યા, સદ્દગુરૂ સંત જાગ્યા
સમશેર ઝડપ્યા સાચરા, કુડા કપટી ભાગ્યા ॥ ૫ ॥
લગ્યા શલ્ય શરીરમાં, વીંધ્યા આરો પાર
ઝીણા કરવા નીર્મલા, સોપાયા કીરતાર ॥ ૬ ॥
રરંકાર રંગ મોલમાં, આવો તખત બીરાજે
મરજીવા મોજુ માણસે, સાહેબ સાંચ પતીજે ॥ ૭ ॥
સુરા પુરા પરમારથી, સારત કરણી સુધારીયા
શરણા પાય સત નામરા, ઓરે આવી ઉગરીયા ॥ ૮ ॥
ઇંગલા રાણી ઓળખો, પીંગલા પરખો જોઇ
સુખમણા રાણી સહી કરો, સુરતા સેવો સોઇ ॥ ૯ ॥
આસણ રાસી અણછતા, સદ્દગુરૂ રવીરામ
અનેક સંત ઓધારીયા, લાલ કરે પ્રણામ ॥ ૧૦ ॥

———:—:———

પદ ૧૨

ઘટમાં આતમ રામ જગાય, કુબુંધીને કાઢો તો સુખ થાય
જીવ તારો, જનમ મરણ મટી જાય ॥ ઘટમાં ॥ ટેક ॥
મુળ મહેલમાં ગણપતી થાપું, પુજે પરસન થાય
જ્ઞાન તણા ઘોડા શણગારો, ચઢે નીરંજન રાય ,, ॥ ૧ ॥
તેજ તોપમાં હરદમ દારૂ, ગોલા શબ્દ લગાય
ભજન ભડાકા ધરણી ધરકા, કુડ કપટ ઉડી જાય ,, ॥ ૨ ॥
જરણારા જંબુ, શીલ ગલોલા, પ્રેમ પલીતા પાય
મોહ ભરમકા મોરચા ભાંગો, જીત ઘર થાણા થપાય ,, ॥ ૩ ॥
સતકા રાજા સુનઘઢ ચડીયા, સત શમશેર બજાય
કાળ કશોધકું બાંધ પકડલે, કસણી ખરી કસાય ,, ॥ ૪ ॥
હરીકા બંદા છોડો ફંદા, પોંચે દર્શન થાય
નીરાધાર ગુરૂ અંતર જામી, વાકું શીશ નમાય ,, ॥ ૫ ॥
આપું મીટે સાંસા છુટે, સુરાપુરા સાચ કમાય
હુકમી ચાકર, હજુર રેવે, અમર પટો લખાય ,, ॥ ૬ ॥
દયા મહેર સતગુરૂ સાહેબકી, ખાટે સોનર ખાય
લાલ કહે મેં કછુએ ન જાણું, રવીગુરૂ કબીર ગાય ,, ॥ ૭ ॥

———:—:———

પદ ૧૩

સાહેબ નોધારાં ઓધાર, સાંભળો સાધુના પોકાર ॥ સાહેબ ॥ ટેક ॥
સુવરણ મહેલ સુદામાના કીધા, દયાવંત દાતાર
નરસી મહેતાની હુંડી શીકારી, શામળશા સાહુકાર ,, ॥ ૧ ॥

ારી રાઘેવર લાવ્યા, કપડા અપરં પાર
ખાઇના પુર્યા મામેરા, વરતાણો જે જેકાર ,, ॥ ૨ ॥
સતીની લજ્યા રાખી, ગરૂડ હુવા અસ્વાર
નવાણું પુર્યાં પટોળાં, વ્હેલી કીધી વાર ,, ॥ ૩ ॥
બ્રહ્માંડમાં ધણી તમે છો, સાક્ષી સરજન હાર
સીધી મુકતીના દાતા, ભરી દીયોહે ભંડાર ,, ॥ ૪ ॥
ુગ કાઢી સત જુગ થાપો, આદુ ધરમ સંભાર
મુકતા અલખ નીરંજન કળા કરો કીરતાર ,, ॥ ૫ ॥
સંત તમે અનેક ઓધાર્યાં, અનેક તારણ હાર
જામી ઓળે રાખો, લાલ લગ્યા તોરી લાર ,, ॥ ૬ ॥

———:—:———

૧૪ કાફી

સમરૂરે, મારી આતમનો ઓધાર
ાંગોરે, કાંઇ દરસ કરો દીદાર ॥ ટેક ॥
ા મુરખ મલકાવે, અંધ કરે અહંકાર
તાંકુટ શબ્દ ન માને, ધણી વીના ખાશે માર
શેરે, કાંઇ ખુની થાય ખુવાર ॥ સોઇ ॥ ૧ ॥
ુમરણ કાંઇ ન જાણે, કરે કુટુંબ વહેવાર
ના ભાવે સાધુ ન સેવે, કેમ મલે કીરતાર
કાઢોરે, કાંઇ સાચુ નામ સંભાર ,, ॥ ૨ ॥
સાધુ સન્મુખ રેવે, કાયર ભાજે ગમાર
સાટે સાહેબ સમરો, સુફલ જનમ નર નાર
વાને રે કાંઇ, મોજ મળે દરબાર ,, ॥ ૩ ॥
દાન અમરાપુર મળશે, કારજ સુફળ સુધાર
માંથે હુંડી હંકારો, કબુલસે કીરતાર
ામ ગ્રહુ રે કાંઇ, દીલ અપને નીરધાર ,, ॥ ૪ ॥
સંતોષી નીર્મલ ઝીણા, તે પહોંત્યા પરાંપાર
મ હોઇ સો, ગોતી લેજે, ત્રીવેણી ટંકસાર
ગુફામારે, કાંઇ સુણ ઝીણો ઝણકાર ,, ॥ ૫ ॥
ુરૂ બોલ્યા પડદા ખોલ્યા, પ્રગટ કીયા પોકાર
ાર સીંહાસન આપ બીરાજે, આદ પુરૂષ નીરધાર
ડી મુરત પરરે, લાલદાસ બલીહાર ,, ॥ ૬ ॥

પદ ૧૫ રાગ આરાધી

હંસા કર આદુ ઓળખાણુ, આતમ તંત પીછાણુ ॥ હંસા ॥
કાયા ઘટ ફમકાણુ, મન મોટા મકરાણુ
ઉમર ખોટી આશા મોટી, કર્મ કરે કફરાન ॥
કુબુધી કામ કરોધ મોહ મમતા, માર શીલકા બાન
અજરા જારો ધ્યાન સુધારો, સદગુરૂ આગેવાન ॥
ત્રીવેણી ટંકશાળ લગીહે, ખરા ખમે ખુરસાન
અમર પદી પુરા પામે, કાયરાં પડે ભંગાણુ ॥
કુડ કાઢો સાચ વહોરો, સદગુરૂ જાણ સુજાણુ
હેતે મળજો સેવા કરજો, પોંચાડે નરવાણુ ॥
નહી કોઇ પોચે વેદન વાયક, નહી કોઇ કીતાબ કુરાન
નીરાધાર હે આપ સ્વરૂપી, તાકું કર પરણામ
ભાગ ભલાં જેણે સતગુરૂ સેવ્યા, કીધાં કોટી કલ્યાણુ
પ્રાપત હોય સો દર્શન પાયા, નીરખ્યા નામ નીશાન
નામ નીશાન જોત અંજવાળા, મારે એક પુરૂષ પુરાણુ
જે કોઇ જાણે સો કોઇ માણે, પરસ્યા સો પરમાણુ
તારક સદગુરૂ મેરમ મળીયા, રવીગુરૂ કબીર ભાણુ
લાલ કહે ગુરૂ અંતર જામી, વેર વેર કુરબાન

——:—:——

પદ ૧૬ રાગ આરાધી

નરખો સદગુરૂરા દીદારા, કોઇ પરખે પરખન હારા ॥
કુડ કપટ કાયારા કાઢો, જુઠા છોડ પસારા
ભરમ કરમ બે ભીતર ભાંગો, ચેતો અવસર સારા ॥
માન ગુમાન મતકર બંદા, તજો મોહ અહંકારા
પરપંચ પાખંડ દુર કરીજો, નીરપક્ષ રેજો બારા ॥
દેખો હંસા તખત તમાસા, ગગન જોત અંજવાળા
અલખ નીરંજન ઓળખી લેજો, આતમ પ્રાણુ આધાર
અલખ પુરૂષરી કરો આરતી, શ્યામ વધાવો સારા
હેતે પ્રીતે ભાવે ભેટો, મીટ જાય કર્મ વીકારા ॥
ધન કરણી ધન ધણીયાં આગળ, ધરમ કરો નીરધારા
પુરા થઇ પરમારથ કરીયો, સાંઇકુ સાચ પીયારા ॥
ગુરૂમુખ દાન હેતરી પુજા, સતવંતા સમધારા
તનમન શીશ શામકુ સોંપો, સેવો સરજન હારા

રવી ભાણ નવાજે ભવ દુખ ભાજે, સુફળ ફળે અવતારા
અખંડ મોજ દેવે અવીનાશી, જુગ જુગ જે જે કારા ॥
અમર લોક આદુ સીંહાસન, રામ કબીર શીરધારા
લાલ ચરનમાં ચાકર રાખો, બંદગીદાર તમારા ॥

———:—:———

પદ ૧૭ રાગ આરાધી

સદગુરૂ એસા રંગ રચાયા, તામે પવન પુરૂષ પધરાયા ॥ ટેક ॥
જલકી બુંદ વેલ વીસ્તારા, નખ ચખ તેણ બનાયા
મુખ કમળ નાસીકા દીયા નરકું, શ્રવણે શબ્દ સુણાયા ॥ ૧ ॥
કામ કરોધકું કેદ કરીજે, મોહ ભરમકું મારા
આશા તષ્ણા કુબુધ્ધી કલ્પના, ત્રેહુ અગની પરજારા ॥ ૨ ॥
નાભી કમળમાં નરત કરીજે, તન મન જનમ જગાયા
આતમ ઝાડો અલગ કાઢો, એક નીરંજન ધાયા ॥ ૩ ॥
ગગન ગુફામાં ધ્યાન લગાયા, પાંચુ અજર અજરાયા
પારખ પાયા કુડ મેટાયા, સાચમાં તંત સમાયા ॥ ૪ ॥
સુન શીખરમાં સાહેબ સાખી, આપો આપ ઉપાયા
અકલ સરૂપ રહે અવીનાશી, નીરાધાર દરસાયા ॥ ૫ ॥
આપો આપ અલખ લખાયા, આપો એ જસ ગાયા
સતગુરૂ રવીરામ પ્રતાપે, લાલદાસ લવ લાયા ॥ ૬ ॥

———:—:———

પદ ૧૮ રાગ કેર

ઘનશ્યામ વાલા, તારી મોરલી લાગે પ્યારી
મોહી સુખમણ નારી ॥ ટેક ॥
મોરલી ધુન સુન ઝબકી જાગી, ખરી તો લાગી ખુમારી ॥ ૧ ॥
અકલ કલા તારી વીરલા કોઇ જાણે, ભેદ તમારો છે ભારીરે ॥ ૨ ॥
જેને ખોજ્યા તાકુ ખબર મીલેગી, દર્શન દેવ મોરારીરે ॥ ૩ ॥
પુરણ ભાગ જેણે પીયુવર પામ્યા જો, રંગભર રાસ રમાડી રે ॥ ૪ ॥
લાલદાસ શરણ તમારી, દર્શન દ્યો દાડી દાડીરે ॥ ૫ ॥

———:—:———

પદ ૧૯

સમરથ મેં શરણ તુમારી આયો, રાખો આ સેવક સવાયોરે ॥ ટેક ॥
દયાવંત મહેર કરી ગરીબ નવાજરી, આપ સરૂપ ઓળખાયોરે ॥ ૧ ॥
ઓજો ઓધાર અમને હરીવર તાહરો, પીયાજીનો પાલવ ઝાલ્યોરે ॥ ૨ ॥
સાંઇ મોરા શીર ધણી, મે તેરા ચાકર વાલાજીના વચને વેચાયોરે ॥ ૩ ॥

રથ તુમ સમ અવરન કોઇજો, ઓહી ભરથાર મોહી ભાયોરે ॥ ૪ ॥
ાન ધ્યાન ધરે લાલ કીરતન કરે, જુગપર જસ ગાયોરે ॥ ૫ ॥

———:—:———

## રાગ ભરવાડી

પદ ૨૦ ॥ ટેક ॥
ળીયા મારા નેણા આગળ રેજો, દાસાને દર્શન દેજો ॥ ૧ ॥
સનમુખ સામા દર્શન દેજો, મહેરમ મહેર કરીજો ॥ ૨ ॥
હમ તુમ હળ મલ આપ મલીજો, આદુ ઓળખાણ કરીજો ॥ ૩ ॥
પ્રેમ પીયાલા પાજો અરૂ પીજો, અરસ પરસ સુખ દીજો ॥ ૪ ॥
સદાય સોહાગણ રામ રખીજો, હરી અપના કરલીજો ॥ ૫ ॥
લાલકું સતગુરૂ શરણુ રખીજો, સેવક સુફળ કરી લીજો

———:—:———

પદ ૨૧ ॥ ટેક ॥
સતગુરૂ સાહેબ સેવીયા, જેની પુરણ કમાઇ
તન મન ધન તોકું સાંઇ દીયા, ક્યું મેરા કર ભાઇ ॥ ૧ ॥
પરમારથને કારણે, મનખા દેહી પાઇ
આદુ કેવળ પીછાણજો, કરલો ઓળખાઇ ॥ ૨ ॥
દાન સુપાત્રા દીજીયો, લ્યો ગુરૂજ્ઞાન ભલાઇ
સંત સરોવરા ઝીલીયે, કરમ સબ વધ જાઇ ॥ ૩ ॥
પુરૂષા પાવન થાઇ, એ જાગે જોત સવાઇ
નીર્દોશી થાઓ નીરમળા, નીજ હંસ કહાઇ ॥ ૪ ॥
નીરાધાર એક પુરૂષ હે, જામે રહીયે સમાઇ
અમર લોકરે મેળે મેળો, સાચી પ્રેમ સગાઇ ॥ ૫ ॥
અખંડ અમર વર વરીયો, લાલ કહે સમઝાઇ

———:o:———

પદ ૨૨ ॥ ટેક ॥
સદગુરૂ મેરા સર ધણી, સતનામ સુણાયો
લાગી ચોટ શબ્દકી, ભાંગ્યા કરમકા તાળા ॥ ૧ ॥
તીમીર અંધારા મીટ ગયા, અનભે અંજવાળા
તખત ત્રીવેણીકી તીરમાં, ગુરૂજ્ઞાન બતાયા ॥ ૨ ॥
હંસે હીરા પરખીયા,દીવે દીવા જગાયા
અકલ સરૂપી આપહો, સોહં સકલ સમાયા ॥ ૩ ॥
અલખ નીરંજન ઉરમે, ઘટ ભીંતર પાયા
ગગન ગુફામાં સ્વી ગુરૂ મળીયા, દશમે દરશાયા ॥ ૪ ॥
સુરજ ઉગ્યા સુન્નમાં, પીયુ મંદીર પાયા

મેર કરી દરશન દીયા, સુખ સંપત પાયા
લાલદાસ રંગ મહેલમાં, તેં તેરા જસ ગાયા ॥ ૫ ॥

———:o:———

પદ ૨૩

સનમુખ સુરત શ્યામરી, દેખો દેદારા ॥ ટેક ॥
ભકતી કરો સદા ધર્મરી, શીલ સંતોષ સણગારા
પેરો પટોળા પ્રેમરાં, રામ હોય રખવાળા ॥ ૧ ॥
ઘટરા ઘુંઘટ અળગા કરો, નરખો નરધારા
આદ પુરૂષ વર ઓળખો, ભેટો ભરથારા ॥ ૨ ॥
કુડે નહી રીઝે કારમો, સાંઇકુ સાચ પાયારા
શીરને સાટે સેવીયો, પુજો કીરતારા ॥ ૩ ॥
હુકમ હરીરા હાથમાં, સદગુરૂકા સારા
આપત હોય સો પામશે, આદુ ઓળખાણ હારા ॥ ૪ ॥
રવી રામ ભાણ કબીરજી, નોધારા ઓધારા
શરણ આયા સધારીયો, લાલ સેવક તમારા ॥ ૫ ॥

———:o:———

પદ ૨૪ **પ્રભાતી**

રામ રામ રામ રામ ભજરે મન મેરા ॥ ટેક
કરમ ખેદ બ્રહ્મ ભેદ ધ્યાન ધર ધીરા
આદ અંત એક નામ, નહી ફાર ફેરા ॥ ૧
ખ શબ્દ જ્ઞાન ધ્યાન, ઘટ મટે અંધેરા
ષ્ટ કમળ દૃષ્ટ બાંધ, તોયમે દેખ તેરા ॥ ૨ ॥
ડમે બ્રહ્માંડ દેખ, સત શબ્દ સેરા
જ્યોતીકા પ્રકાશ, ઝલમલે માંહી હીરા ॥ ૩ ॥
તખત અમર ધામ, પહોંચે સંત પુરા
સ ગગન મગન, સુન શીખર ડેરા ॥ ૪ ॥

———:—:———

દ ૨૫ રાગ ફેર

ી વેણ વાગી, વેણવાગી રેહો વંસીવાગી
ીસામાની મોરલી વાગી ॥ ટેક ॥
વાગી, ઘટ ભીંતરમાં લાગી
કીને જાગી ॥ ૧ ॥
મારા નેણજ મોહ્યાં
શામળાસે લાગી ॥

હતા રે
.ન ધ્યાની હુતો શુધ બુધ ભુલી સખી
લોકની લજ્જા ત્યાગી ॥ ૩ ॥
.શંન કરવા શણી રાધાજી ચાલ્યા સખી
સામો મળ્યો શામળો સોહાગી ॥ ૪ ॥
પીયું સંગ મળીયા જારા, કારજ સરીયાં સખી
સહુ કહે એ બડભાગી ॥ ૫ ॥
લાલદાસ જેણે મોહન પાયા સખી
મન કીયો વ્રેહ વેરાગી ॥ ૬ ॥

———:o:———

પદ ૨૬ સાવળ

રામ કુંવર સંતન સુખદાતા, ગરીબ નવાજા મેર કીજે
શરણ તુમારે આયો સત ગુરૂજી, અબકી વેર ઉગારીજે
.ંદ ખોળે રાખીજે ॥ રામ ॥ ટેક ॥
અગન જળંત પ્રેલ્લાદ ઉગાર્યો, નરસંગ રૂપ ધરાયાજી
હરણ કશીપુ નખે વડાર્યોજી, ધ્રુવ પ્રહલાદ સુધાર્યા ,, ॥ ૧ ॥
ગરૂડ ચઢીને ગોવીંદ પધાર્યા, ગજરા બંધ છોડાયા
.રણ કમળ રજ અહલ્યા ઓધારી, ડુબતાં જહાજ તરાયાજી ,, ॥ ૨ ॥
.યર ઉપર શીલા તરાઇ, સીતાજીની વારે ધાયાજી
.વણ મારી બીભીષણ થાપ્યો, જીત નીશાન ઘોરાયાજી ,, ॥ ૩ ॥
.પતીજીની ધણી લજા રાખી, પુર્યા ચીર અંબારા
.વ સંધાર્યા પાંડવ તાર્યાજી, લાખા ગ્રેહમાં ઉગાર્યાજી ,, ॥ ૪
દ્વારકાંરો નાથ દેવલ મહારાજા, આપ ધર્યા અવતારા
અસુર સંધાર્યા સંત ઓધાર્યા, સાચા બીરદ તમારાજી ,, ॥
અનેક સંતારા કારજ સુધાર્યા, સાંઇ મારો સાદ સુણીજે
નકલંગી ઠાકર પાટ પધારો, દાસાને દરસન દીજે ,, ॥
જગપતી જાગો ભવદુખ ભાગો, ધણીયા ધરમ સાંભારો
અબકી બેર ગુરૂ અંતરજામી, લાલ ગરીબકું તારો ,,

———:o:———

પદ ૨૭

સદગુરૂ શબ્દ સુણીયો હાં, સહીકર માની લેજો હોજી
હંસલા પવન પાણીરા, ઘટ પીંડ રચાયો
માથે મરણ બે ભાર
.ાચી કાયાનો ગરવ ન કીજે, સાચે નામ સંભાર

હેબની ખંભાળીઆ તેમજ શેર-
પ્રસંગે પુસ્તક રૂપે તેમની વાણીનો
હાલમાં શ્રી ખંભાળીઆની ગાદીને
હંત શ્રી ઓધવદાસજી ગુરૂ શ્રી રણછોડ-
રવિસાહેબની કૃતિ તેમજ સંપ્રદાયના
અપ્રસિદ્ધ કૃતિઓનું એક હસ્ત લિખિત
હારાજશ્રીની આજ્ઞાથી છપાવીને જન
મને અતી આનંદ થાય છે.

ીક નઇતિક, અધ્યાત્મિક તેમજ વૈરાગ્ય પુર્ણ પદોનો
છે અને તે જુના વખતનું સાહિત્ય હોવાથી
ાર કેટલાક શબ્દો સાંપ્રત કાળની ભાષાનુસાર
ું સાહસ કર્યું છે. તેમજ પ્રુફો વગેરે બને તેટલી
છતાંપણ સમય સંકોચને લઇને કેટલેક ઠેકાણે
ી છે જે આશા છે કે સુજ્ઞો સુધારીને વાંચશે. આ
રવામાં આવેલા જ્ઞાન તેમજ અનુભવસાર વાંચક
ારમય જગતમાં માર્ગ દર્શક થઇ પડશે એ વાત
પણ જો સુજ્ઞો તેનો અંતરસ્થ ભેદ ધ્યાનમાં લઇ પોતાની
ાનો પ્રયત્ન કરશે તો મારા શ્રમનું સાર્થક સમજીશ.

ા કાવ્યને, જે વીચારશે જન
સંસારથી, વીરકત થાશે મન
કબીર રવીરામની, યોગ જ્ઞાન વીજ્ઞાન
ભકતિ ઉપાસના, સહિત બ્રહ્મનુ ધ્યાન
ગેશ્વર જ્ઞાન નિધિ, પ્રગટ સકળ ગુણધામ
પત જન ભવતરે, કબીર ભાણ રવિ રામ
ંત ઉદ્ધારની, વાણી પરમ અનુપ
રી ચીતમે ધરે, પામે બોધ સ્વરૂપ
ધ પ્રતાપથી, મીટે અવિદ્યા સાર
ા પદશીર ધરી, વંદે છોટાલાલ

इत्यलम्

લી૦ સેવક મંછારામ મોતીરામ.

## લાલ સ્વામીજીના શીષ્ય શીતળ
## શ્રી રવી સાહેબનો અ
### રાગ કાફી

ગુરૂ રવી ભાંણતો સાચારે, સમરે જે કોઇ સુ
આરાધે વહેલા આવોરે, સેવક પર કરૂણા કર
ખંભાતનો એક હતો વાંણીયો, દોલતનો નહી
એક સમે મનમાં એમ વીચાર્યું, મારે કરવા જા
મીસરીનો માલ લીધોરે, જહાજ બધું દીધું ભર
જહાજ હંકારી વાંણીયો ચાલ્યો, આવ્યો મધ દ
અધવચ વહાંણ ડુબવા લાગ્યું, ત્યારે વાંણીયો ક
હવે શી ગત થાસેરે, રૂવે એતો નેણાં ભરી.
ત્યારે વાંણીયો સમરવા લાગ્યો, દેવીને દેવસ્થાંન,
પોક મેલી બુમો પાડે, તોય કોયેન સાંભળ્યું કાંન,
વહારે કોઇ ન આવ્યું રે, સુધ્ધ બુધ્ધ ગયો વીસરી.
પીર પેગંબર વાંણીઓ સમરે, કોયેન સાંભળી બુંમ
માલતો બધો જવા બેઠો, વાંણીયો રૂવે છે ખુબ,
હવે કોંણ ઉગારે રે, જહાજ દીસે છે જરી જરી.
વાંણીયો હીમત હારી બેઠો, જવા બેઠાં મારાં પ્રાણ,
અંતર માંહી ધીરજ રાખી, વાંણીયે સમર્યા રવી ગુરૂ ભાં
પોકાર સાંભળજોરે, ધાજો ગુરૂ દયાતો કરી.
એક વાર ગુરૂજી પત રાખો, કાઢો આ જલની બહાર,
આ બધો માલ તમારો સ્વામી, વાવરતાં નહી કરૂં વાર,
સમરથ સાંભળજોરે, વાંણી હુતો બોલું ખરી. ॥ ગુરૂ ॥
સતગુરૂ નાવણ કરવા બેઠા, કાંને પડીયો અવાજ,
વાંણીયો જલમાં બુમોપાડે, સતગુરૂએ સાંભળી હાક,
મારે હવે જાવું રે, વાર કરૂં ન જરી. ॥ ગુરૂ ॥ ૭ ॥
ત્યારે રવી ગુરૂ પ્રગટ થયા, પલમાં દરીયામાંય,
વાંણીયા તુતો શું રૂંવે છે, હુંસીયાર થાને મનમાય,
જહાજ નથી બુડયું રે, આંખ ઉઘાડી જોતો જરી, ॥ ગુરૂ ॥ ૮ ॥
મધ્ય દરીયેથી જહાજને ઉતાર્યું, એવા સમરથ રવી ગુરૂ ભાંણ,
વાંણીયો નમી નમી પાયે લાગે, ગુરૂ ઉગાર્યાં મારાં પ્રાંણ,
નોધારાંના બેલીરે, વહાર મારી કરી તે ખરી. ॥ ગુરૂ ॥ ૭ ॥
એવા સાચાં સમરથ સતગુરૂ, જે સમરે કાળ ક્રોધ કરે દુર
લાલદાસ ગુરૂ પુરણ મળીયા, તે રવી ભાંણ છે હજુર,
બાંય ઝાલી લીધીરે, દાસ સીતળપર દયા કરી. ॥ ગુરૂ ॥

